# કુદરતનો કહેર.



લખનાર,

ડી સ ક શા.

પ્રગટ કરનાર,

મેસર્સ એન. મારબોરની કું.

મુંબઇ.

# કુદરતનો કેહેર.



લખનાર.

## દીલકશ.

"ધર્મોજય," "ઝુપડીનો ચૅરાગ" અને
"સરજતની સુંદરી"ના કર્તા.



પ્રકટ કરનાર
**મેસર્સ એન. બરજોરની કુાં.**
કાન્તા બીલડીંગ, કાલબાદેવી રોડ, મુંબઇ.



( સને ૧૯૧૪. )

કીંમત રૂ. ૨-૦-૦

# બે બોલ.



મારી વાર્તા ધર્મોજયથી વાર્તા વાંચનારી આલમનું અસાધારણ ધ્યાન ખેંચાવા પછી મેં વાર્તાની ઘણીક ચોપડીઓ જુદા જુદા પબલીશરો તરફથી બાહેર પાડી છે. અને મારી દરેક વાર્તા પ્રજાની પ્રસંશા પામવાનો મને સંતોષ મળવાથી મેસર્સ એન. બરજોરની કંપની તરફથી મારી એક વધુ વાર્તા "કુદરતનો કહેર" બાહેર પાડવાની તક મળવાથી મારી વાર્તાના કદરસનાશો તેની યોગ્ય કદર કરવા વિના રહેશે નહિ એવો મને દરેક ભરૂસો છે.

આ વાર્તાના વળામાં લંડનમાં બનેલો એક ખરો બનાવ આમેજ કરવામાં આવ્યો છે. જેના પરિણામે "કુદરતનો કહેર" કાંઇ વાંચવાજોગ થઇ પડશે તો ભવિષ્યમાં એવા ખરાં ચિત્રો આમેજ કરવાને મને લાલચ થવા વિના રહેશે નહિ. આ વાર્તા મારી આગલી વાર્તાઓની માફક નીતિ રીતીથી ભરપુર બનાવાને મેં મારેથી બનતું કીધું છે. જોકે સંસારની કાળી બાજુ ચિતારવાની ફરજ એક વાર્તાનવેશને માથે સદા લટકેલી રહી છે.

મેં મેસર્સ એન. બરજોરની કંપનીને આ વાર્તા પ્રગટ કરવાની સુચના કરવાથી તે શોખીન વાંચકોના હાથમાં આવી પડી છે, જે માટે હું મેસર્સ એન. બરજોરની કંપનીને આભારી છું. વળી મેસર્સ એન. બરજોરની કંપનીના જાણીતા માસિક 'પ્રભાત'માં ગયા માર્ચ મહીનાથી "સરજતની સુંદરી" નામની મારી વાર્તા પ્રગટ થતી રહી છે. એ વાર્તાએ પણ એ માસીકના ઘરાકોનું ઘણું સારૂ ધ્યાન ખેંચેલું હોવાથી હું ઉમેદ રાખુંછું કે મેસર્સ એન. બરજોરની કંપની એ વાર્તા પણ 'પ્રભાત'માં ખતમ થવા પછી ચોપડીના આકારમાં પ્રગટ કરવાને ચુકશે નહિ.

"દીલફરા."

# કુદરતનો કહેર

## એક દિલકશ વાર્તા.

લખનાર:—દિલકુશ.

### પ્રકરણ ૧ લું.

ગુસ્સાથી લાલચોળ બનેલા લોર્ડ ગ્લેનદેલની આંખોમાં મોહબતનો આતશ પજરતો જણાતો હતો, જ્યારે સીદની વારગ્રેવની ખુનભરી આંખોમાં ઝેહરી કીનાનો અંગાર ઢગઢગતો હતો. તેઓ બંને સરોવરનાં દરખ્ત જેવા સીધા સોટ-હતા, જવાનીના બાગમા ખીલી રહેલા ગલગોટા હતા પણ ગુસ્સો સહન કર-વામાં બિલકુલ પરપોટા હતા. લોર્ડ ગ્લેનદેલનો ચેહરો ગુસ્સાથી ઔરજી ખીલી રહયો હતો, જ્યારે સીદની વારગ્રેવનો ચેહરો ગુસ્સાથી બળી જળી રહયો હતો.

ગાઇ રીવર્સ (લોર્ડ ગ્લેનદેલ), સીદની વારગ્રેવ અને સર ફીલીપ મોર્ટલેક ઓક્ષ્ફર્ડ કૉલેજમાં સાથે કેળવણી લઇ તેઓ ત્રણે આવતી કાલે પોતાનાં બાપીકા મકાન તરફ ઉપડી જનાર હતા, જેથી આજે તેમના દોસ્તોએ તેમનાં માનમાં ખાણુંનો એક મેળાવડો કીધો હતો. પણ તેમાં એકાએક રંગમાં ભંગ થવાથી મેળાવડાનું રંગ રૂપ બદલાઇ ગયું હતું.

ગાઇ રીવર્સ-જેને આપણે તેનાં કુટુંબી ખેતાબ લોર્ડ ગ્લેનદેલનાં નામા થીજ ઓળખીશું તે—જોકે સીદની વારગ્રેવનો જીગરજાન દોસ્ત હતો પણ તેઓ બનેની ખાસિયત વચ્ચે આસમાન જમીનનો તફાવત છતાં તેઓ વચ્ચે દોસ્તીની ગાંઠ એટલી બધી મજબુત કાં બંધાઇ રહી હતી, એ દોસ્તોની મોટી અજાયબી હતી.

લોર્ડ ગ્લેનદેલ ઉંચો, શોહામણો અને ગરીબોનો દિલસોજ દોસ્ત હતો. તેની બળુ આંખો અને માથાંના સોનેરી વાળો ખાસ ધ્યાન ખેચતાં હતાં.

તે ભલો, ભોળો અને અમીરી સ્વભાવનો હતો, જ્યારે સીદની વારગ્રેવ ચંડો અને એકાંતપણુંનો વધુ શોકીન હતો. તેના વાળો કાળા ભંવર જેવા હતા. આંખો, સિહા રાતના જેવી કાળી હતી, જે હાલમાં ગુસ્સાથી તોફાની રાતની માફક વધુ બીહામણી બની હતી. તેના હોઠો જે ગુસ્સાથી કાં-

ઇક ધ્રુજતા હતા તે તેના ચેહરાની ખુબસુરતીને ઝાંખ લગાડતા હતા. તે વધુ જાડા હતા. ધંટીની માફક ફરતી તેની કાળી આંખો તેને એકજ ઠરાવને અને હદથી જયાદા હિમ્મતી અને હિકમતી જાહેર કરતી હતી.

હવે આ બંને દોસ્તો વચેના ટંટાનું મુળ શું છે તે આપણે જોઇએ.

"સર ફીલીપ મોર્ટલેક, હું ફરીથી કહુંછ કે લીલીયન મને એકલાનેજ ચાહતી હતી, પણ મેં જોઇ લીધુછ કે તે ઓરત મને ઠગતી હતી. તે બીજા જવાનો સાથે પણ છુપી રીતે પ્યાર કરતી રહી હતી, પોતાની ઢોંગી મોહબત તેઓ ઉપર પણ નિસાર કરતી રહી હતી," સીદની વારગ્રેવ લોર્ડ ગ્લેનદેલન-ગુસ્સાની સેહજ પણ દરકાર કરવા વગર ખાણાંની ટેબલ ઉપર મોટેથી પોકારી ઉઠયો

"સીદની વારગ્રેવ," લોર્ડ ગ્લેનદેલ ગુસ્સાથી વધુ લાલચોળ બની પોતાના એક વારના જીગરજાન દોસ્ત તરફ ડોળા કકડાવી બોલ્યો, "સીદની વારગ્રેવ, આપણે બને વર્ષોના દોસ્તો છિએ પણ હું હવે મોટો અફસોસ કરૂછ કે જે મર્દ એક નિર્દોષ બાનુની પોઠ પાછળ હિચકારો બની તેણીની નીચ નાલેસી કરવા ચુકે નહિ તેને મેં એક દોસ્ત તરીકે પિછાની લીધો, જે બાતેનમાં તો શૈતાનથોબી બદતર બુરો હતો, નાલેશીમાં પુરો હતો."

"નીચ નાલેશી!" સીદની વારગ્રેવ ટેબલ ઉપર હાથ અફાળી વધુ જોશથી બબડ્યો.

પણ લોર્ડ ગ્લેનદેલે તેના ગુસ્સાની દરકાર કરવા વિના આગળ ચલાવ્યું:—

"વારગ્રેવ, યાદ રાખજે કે પતંગીયાંની પાંખ ઉપર જેવી છાંટ છે, ફુલોનું જેવું જોબન છે તેવી ઓરતની ઇજ્જત છે. એ ત્રણેને તારા જેવા હિચકારા નામોશીખોરની સેહજબી ઝેહરી ફુક યા દમ લાગતાંજ તે એવા અલોપ થઇ જાયછ કે તે કદી પણ પાછાં હાથ લાગી શકતાં નથી. વારગ્રેવ, લીલીયન એક એવી ઓરત છે, જેની રગેરગમાં ઇજ્જત અને મરવ્વત પુરેપુરી છે, તે જેવી દેખાવે હુરી છે, તેવીજ નેકીની ખુશબુથી ભરી છે. તે નેક છે, લાખોમા એક છે."

આ વેળાએ સર ફીલીપ સિવાય ખાણાં ઉપર બિરાજેલા તમામ દોસ્તોએ લોર્ડ ગ્લેનદેલને "શાબાશ શાબાશ!" ના પોકારથી વધાવી લીધો, જેથી સીદની વારગ્રેવની આંખો ગુસ્સાથી કાળી રાતમાં મશાલની માફક ચમકવા લાગી. તે ગુસ્સાથી પોતાની બેઠક આગળ ઉભો અને પોતાની પાસે પડેલું શરાબનું ગલાસ, જેણે આજના રંગમાં ભંગ કરવામાં મોટો હિસ્સો આપ્યો હતો તે, તેણે ગુસ્સાથી લોર્ડ ગ્લેનદેલ તરફ, આવતાં પરિણામનો કાંઇ પણ વિચાર કરવા વગર ફેંકયું. પણ સારાં નસીબે કહો કે માઠાં નસીબે કહો, તે લોર્ડ ગ્લેનદેલને સેહ-

જ પણ ઇજા કરી શકયું નહિ. તે તેનાં માથાં સાથે અથડવાને બદલે દિવાલ સાથે અથડી ભાગી ગયું, અને તેના કકડાઓ આમ તેમ વિખેરાઇ પડયા.

લોર્ડ ગ્લેનદેલે શાન્તપણે આગળ ચલાવ્યું:—

"લીલીયનનો પીદર ચારલ્સ મારા પિદરનો દોસ્ત થાયછે એટલે તે મને પોતાના મરહુમ દોસ્તના એક ફરજંદ તરીકે એટલો બધો તો ચાહેછે કે તેણે પોતાની એકપુરી બેટીનો હાથ વટીક મારા હાથમાં આપવાની મરજી જણાવી. મારા ભલા દોસ્તો, સીદની વારગ્રેવ જે પાકજાદ બાનુની નીચ નાલેશી કરવાને હિચકારો બન્યોછ તેજ ઓરતના પગ આગળ તે આજેજ તેણીની આજીજી કરતો પડયો હતો અને તેણીના હાથની માંગણી કીધી હતી. પણ ગ્રહસ્થો, પરિણામ જેમ આવવુંજ જોઇએ તેમજ આવ્યું. પાકજાદ લીલીયને સીદની વારગ્રેવનો હાથ તુચ્છકારી કાહડયો, એનો ઢોંગી પ્યાર એ બાનુએ ઠોકરે માર્યો."

"ચંડાળ! એમાંજી તારીજ મોહકાન મને નડી. શેતાન! તારી ચાપલુસીખોર જબાન અને તારા ખેતાએ મને નાસીપાસ કીધો, મારી મીઠી ઉમેદનો નાશ કીધો. લોર્ડ ગ્લેનદેલ, એટલું છતા હુ ફરીથી કહુંછ કે લીલીયન, ઓરતનાં નામની નામોશી છે. તેની રગેરગમાં એવી બદમાશી છે જેથી મારા જેવા ભોલા જવાનોની સતયાનાશી છે. જાહેરમાં તે મોહબતની પ્યાસી છે પણ બાતે. નમાં તે જીવતા જીવતની સુળી છે, ફાસી છે."

"ખામોશ!" લોર્ડ ગ્લેનદેલે પોકાર કીધો, "તારી ગંધીલી જબાન બધ કર, નહિ તો સમજજે કે તે પેહલાં તારો જાન બધ થશે," લોર્ડ ગ્લેનદેલે પોતાનું મગજ શાંત રાખી જણાવ્યું.

"હું મારી મરજીનો માલેક છું, લીલીયન હેરી માટે હું જાણુંછ તેજ બોલુંછ, કે તે ખુબસુરત ચામડીમાં ઢકાયલો ઝેહરી સર્પ છે. તે જેટલી હસેછ તેટલી તે પોતાના આશકોનાં જીગર નાતરસ બની ડસેછ."

આ વખતે લોર્ડ ગ્લેનદેલનો ચેહરો ગુસ્સાથી એવો તો લાલચોળ બની ગયો હતો કે સર પ્રીલીપ મોર્ટલેક અને ખાણાં ઉપર હાજર રહેલા દોસ્તોએ જરૂરજ માની લીધુ કે ગુસ્સાનું ઘેરાયલું વાદળ હમણાં ફાટશે અને તેમાંથા મસ મોટું તોફાન જાગશે. પણ નહિ, હજી સદાનો થંડો લોર્ડ ગ્લેનદેલ થડોજ રહી સર પ્રીલીપ અને બીજા દોસ્તો તરફ કાલાવાલાની ઢબે જોઇ બોલ્યો, "સર પ્રીલીપ અને મારા પ્યારા દોસ્તો, ખુદાને ખાતર આપણા દોસ્ત સીદની વારગ્રે. વની બેલગામ જબાનને અટકાવો. લીલીયન હેરીનો બાપ મારા પીદરનો દોસ્ત થાયછ, એટલુંજ નહિ પણ જે વખત જાયછ તેમાં તે બાનુ મારી પરણેતર બની લેડી ગ્લેનદેલ—"

બસ થઇ ચુકયું ! લોર્ડ ગ્લેનદેલ પોતાનું બોલવું પુરૂં કરે તે આગમચ સીદની વારગ્રેવ તેની તરફ ધસી ગયો અને તેને સર ફીલીપ અને બીજા દોસ્તો અટકાવે તે આગમચ તેણે પોતાના મજબુત હાથની મુકકી લોર્ડ ગ્લેનદેલનાં મોહડા ઉપર લગાવી કહાડી, અને જેવો તે બીજી વાર હાથ ચલાકી કરવા જતો હતો તેજ પળે લોર્ડ ગ્લેનદેલે પોતાના બચાવ અર્થે લોખંડી હાથોથી તેની ગરદન પકડી અને ધિકકારથી તેને એક ઝટકા સમેત દુર કીધો. પોતાના હરીફના મજબુત હાથના તેવાજ મજબુત આંચકાથી સીદની વારગ્રેવ ટેબલ સાથે અફ્ળાઇ જમીનદોસ્ત થયો. ટેબલની ધાર તેની આંખ આગળ લાગવાથી એક મોટો જખમ પડયો અને તેમાંથી લોહીની ધારા વેહવા લાગી તુરતજ તમામ દોસ્તો—લોર્ડ ગ્લેનદેલ સુધ્ધાં-સીદની વારગ્રેવની મદદે તેની આગળ દોડી ગયા અને તેમની તુરતા તુરતની મદદથી જખમમાંથી વેહતું લોહી માહ મેહનતે બંધ થયું.

બધાઓએ ધાર્યું કે આ ન ધારેલી હોનારતથી લોર્ડ ગ્લેનદેલ અને સીદની વારગ્રેવ વચેના મીનાકેસાનો અંત આવ્યો હતો, પણ તેઓને કયાં ખબર હતી કે આ હોનારત બંનેની આખી જીંદગીનો બુગમાં બુરો શ્રાપ હતો, ખુદાઇ કહેર હતો, એક આઝાબ હતો.

"સીદની વારગ્રેવ," સીદની વારગ્રેવને ખુરસી ઉપર શાંત પાડી બેસાડવા પછી લોર્ડ ગ્લેનદેલ તેની આગળ જઇ પોતાનો હાથ શેકહેન્ડ મટે લાંબો કરી બોલ્યો, "મારા પ્યારા દોસ્ત સીદની વારગ્રેવ, હું ઇચ્છુછ કે આપણી લડતનો અંત અહીંજ આવવા પામે!"

"કદી નહિ!" સીદની ખુરસી ઉપરથી ઉઠી તેનો હાથ ઝટકાવી કાહડી વધુ ગુસ્સાથી બોલ્યો, "કદી નહિ, સાભળ લોર્ડ ગ્લેનદેલ, હુ ઇચ્છુછ કે આપણી લડતનો અંત તારી યા મારી જીંદગીનો અંત સાથેજ આવે! આપણી કોલેજની કારકિર્દીના પુરા થયલા સફા સાથે મારા જાલેમ કીનાના સફાની શરૂઆત થઇછ. લોર્ડ ગ્લેનદેલ, હું આ આપણા બને દોસ્તોની રૂબરૂમા બાપોકાર જાહેર કરૂછ કે મારા કીનાનો ઢગઢગતો અંગાર તારી ઉપર અને તારી આલ ઓલાદ ઉપર એવો તો મજબુત વરસાવશ કે તારાં આખાં કુટુંબ સાથે તને તેમાં બાલી ખાક રાખ કરી નાખશ. જાણુ લોર્ડ ગ્લેનદેલ કે હમણાં સુધી હુ તારો દોસ્ત હતો, પણ આજથી હું તારો સુખનો લુટારો બન્યોછ."

"બરાબર છે, જેઓ નિર્દોષ ઓરતોને પોતાની ઝેહરી ગધીલી જબાનથી વગોવેછ તેઓ ખુદ લુટારા કરતા પણ વધુ બદમાશ હોયછ સાધારણ લુટારાઓ જર ઝવાહીરના ચોર છે પણ તારા જેવા લુટારા પાક ઓરત જાતની હોરમતના ચોર છે, જે હોરમત લાખોની કીંમતનાં જર ઝવાહીરના કરતાં દશ હજાર મરતબે વધુ કીમતી છે. લુટારાને સજા કરનાર ન્યાયાધિસો છે પણ પાક

ઓરતને સિહા કલંક લગાડનારાઓનો ઇનસાફ ન્યાયાધિસોના ન્યાયાધિસની દર બારમાં થાયછ હું તને ખુદ કુદરતનેજ સપુરદ કરૂંછ. તેજ સાહેબ તારી ઉપરનું એ ઓરતનું વેર લેશે."

આટલું બોલી લોર્ડ ગ્લેનદેલ તે જગો, પોતાનો હરીફ અને પોતાના દોસ્તોને છોડી ગયો. આ પછી સર ફીલીપ, સીદની વારગ્રેવને સમજાવી પટાવી પોતની સાથે લઇ બાહેર પડયો અને આવી રીતે લોર્ડ ગ્લેનદેલ, સીદની વારગ્રેવ અને સર ફીલીપનાં માનમાં કરવામાં આવેલાં ખાણાંના મેલાવડામાં રંગમાં ભંગ પડયો. બીજા ગોઠીયાઓ પણ રફતે રફતે તે જગો છોડી ગયા.

"છુટલી ગોળી એકબારગી ધારેલી નેમ ચુકશે, ભુખ્યો શેર પોતાના કમબખ્ત શિકાર ઉપર કુદકો મારતાં નિષ્ફળ જશે પણ લોર્ડ ગ્લેનદેન! સીદની વારગ્રેવનો કીનો તારી ઉપરની નેમ કદી પણ ચુકનાર નથી," સીદની વારગ્રેવ એકલો પડતાં પોતાનાં મન સાથે બોલ્યો.

---

## પ્રકરણ ૨ જું.

---

આ વાર્તાના વમળમાં વીટલાયલાં પાત્રોની કાંઇક થોડીક પીછાન કરવાની અગત છે. આપણે એટલુ તો જોઇ લીધું છે કે ગાઇ રીવર્સ (લોર્ડ ગ્લેનદેલ), સીદની વારગ્રેવ અને સર ફીલીપ મોર્ટલેક ત્રણેએ ઓક્ષફર્ડની કૉલેજમાં સાથે કેળવણી લીધી હતી, અને એકજ દિવસે તેઓ સરસ્વતીનું એ મંદિર છોડી ગયા હતા. લોર્ડ ગ્લેનદેલ પોતાની ગ્લેનદેલની બાપીકી મિલકત જે લાખો રકમની હતી, તેનો જોકે માલેક હતો પણ તે મિલકત જુદા જુદા શખ્સને ગીરવી મેલાઇ ચુકી હતી, જેથી લોર્ડ ગ્લેનદેલની નાણા સંબંધી સ્થિતી ઘણીજ બારીક હતી સીદની વારગ્રેવ લંડનના એક કરોડપતી બાપનો બેટો હતો. તેનો બાપ આઇઝેક વારગ્રેવ ઘણા મોટા પાયા ઉપર નાણાં ધીરવાનો ધંધો કરતો હતો અને આ ધધામા તેણે ગોયા કાહરૂનનો ખજાનો જમા કીધો હતો. આઇઝેક વારગ્રેવના બે બેટાઓ હતા. એક તો સીદની જેણે આપણે પિછાની ચુકયા છીએ, તે વડો છોકરો હતો, જયારે નાનાનું નામ સ્ટેનલી હતું. વડા છોકરા સીદનીનો જન્મ આઇઝેકનાં લગન આગમજ થયો હતો. સ્ટેનલીનો જન્મ લગન પછી થયો હતો, યાને સીદની અને સ્ટેનલી એકજ મા બાપનાં ફરજંદો હતાં, તોપણ અજાયબી તો એ હતી કે બુઢા આઇઝેકનો પ્યાર પોતાનાં લગન આગમચના ફરજંદ સીદની ઉપર હદથી જયાદા હતો. સ્ટેનલી સ્વતંત્ર સ્વભાવનો ભડ-

ભડગ્યો હતો. તે પોતાના કરડા પીદરનાં મોહડાં ઉપર તડ ને ફડ બોલી દેનારો હતો. આ સબબથી તેણે પોતાના પીદરનો પ્યાર ગુમાવી દીધો હતો. આપણી આ વાર્તા શરૂ થાય છે તે આગમજ સ્ટેનલી પોતાના પીદર સાથે ખટપટ કરી તેનો આશ્રો તજી ગયો હતો. તે ધારવા મુજે હોલાંડ ખાતે રહેતી તેણીની માવતર તરફની કોઇ દુરની સગીને આશ્રે જઇ પડગ્યો હતો. ત્યાંથી તેણે એમ્સતરદમ થઇ હિન્દી આર્કીપેલેગોમાંનાં કોઇ દચ સસ્થાનની પનાહ લીધી હતી. એ પછી તેનું શું થયું તે તેનો પીદર આઇઝેક કે તેનો વડો ભાઇ સીદની જાણી શકયા નહિ, તેમજ તેઓએ જાણવાની કશી પરવા વટીક કીધી નહિ આથી બુઢા આઇઝેકની તમામ ઉમેદ એખલા સીદની ઉપરજ લટકી રહી હતી.

સર ફીલીપ મોર્ટલેક પોતાના ઉપલા બંને દોસ્તો કરતાં ઉમરે કાંઇક નાનો હતો. તેને માટે એવું બોલાતુ હતું કે તે બુઢા આઇઝેકને નાણાં સબંધી મોટા ઉપકારમાં હતો.

લીલીયન હેરી, જે બાનુ માટે લોર્ડ ગ્લેનદેલ અને સીદની વારગ્રેવની વર્ષોની દોસ્તીમાં ભગાણ પડયુ હતું તે ઓક્ષફર્ડથી થોડેક માઇલ દુર વસ્તા એક પાદરીની ખુબસુરત બેટી હતી. ખુબસુરતીનો તે એક દિલપઝીર નક્ષ હતો, ચેહરો દિલકશ હતો. તે પોતાની નેક ચલન, લાયકી અને અમીરી ખાશિયતથી લોકોની માનીતી થઇ પડી હતી. આ જવાન બાનુને કોઇ પણ જોતુ તે તેણીની ઉપર દિવાનુ થઇ જતું. ઓક્ષફર્ડની કોલેજમાં કેળવણી લેતા યા તે લઇ બાહેર પડેલા હજારો જવાનો એ બાનુના ખુબસુરતી અને તેણીનો નેકી રીતિથી જાણીતા હતા. ઘણાક જવાનોએ તેણીની હાથની માંગણી વટીક કીધી હતી પણ તે બાનુએ તેઓમાથી એકને પણ પોતાને લાયકનો જોયો નહિ. સીદનીની પણ તેવીંજ હાલત બની. તેણે તેણીની મોહબતના જખમથી આજેઝ બની તેણીના હાથ અને જીગરની માગણી કીધી હતી, પણ બને બાપ બેટીએ "નનો' વાસી તેને રોકડુંજ પરખાવી દીધું હતું કે તે તેણીને લાયકનો હતો નહિ.

ઓક્ષફર્ડ ખાતેથી લોર્ડ ગ્લેનદેલ અને સીદની વારગ્રેવ નિકળી પોત પોતાને મકાને ઠર પડવા પછી એક મહિને લીલીયન અને લોર્ડ ગ્લેનદેલનાં લગન થયાં હતા અને આવી રીતે પાદરીની ખુબસુરત બેટી લીલયન લેડી ગ્લેનદેલ બની હતી.

આજે આ બનાવ ઉપર બે વર્ષનો ગાળો પસાર થઇ ગયો છે, જે અરસામાં આઇઝેક વારગ્રેવે લોર્ડ ગ્લેનદેલની તમામ એસટેટો પોતાનું નામ છુપું રાખી મારગેજીઓ પાસેથી પોતાના વકીલ મી૰ સ્નાર્કનાં નામ ઉપર ફેરવી લીધો છે, એવી મતલબથી કે અગરજો તે કિમતી મિલકતો ઉપરનું કરજ ફેડવામાં નહિ આવે

તો તેનો તે એકલો માલીક બને, અને આવી રીતે ઇંગ્રેજી તવારીખમાં જાણીતો થયલો "ગ્લેનદેલ કેસલ" તેના હાથમાં આવે. જેમ જેમ નાણાં ભરવાની મુદ્દત નજદીક આવતી ગઇ તેમ તેમ બુઢા આઇઝેકના લોભનો થોભ રહયો નહિ. તેની આંખો લોર્ડ ગ્લેનદેલની બેકીમતી મિલકતો હાથ કરવાના બુરા હવસથી ચમકવા લાગી. તે વળી આગલા લોર્ડ ગ્લેનદેલનો વર્ષોનો છુપો મુદઇ હતો. આથી એ મશહુર કુટુંબનો નાશ કરવા માટે તે પોતાની અરધી દોલતનો ભોગ વટીક આપવા તઇયાર હતો. વળી હાલનો લોર્ડ ગ્લેનદેલ તેને ગરજવંતોનાં ગળાં રહેંસનાર એક ક્રુર કસાઇના નામથી ઓળખતો હતો. અધુરામાં પુરૂં, ઓક્ષફર્ડ ખાતેના બનાવે આગમાં તેલ રેડયું હતું. લીલીયનને પોતાના પ્યારા બેટાનાં પાસાંમાંથી ખુંચવી લેવાનો ક્રોધ તેનાં જીગર ઉપર બે વર્ષ થયાં એવો તો કોતરાઇ રહયો હતો કે તે તેની જીંદગીના અંત સુધી ભુસાઇ શકવો મુશ્કેલ હતો. સીદનીએ લોર્ડ ગ્લેનદેલ તરફથી ઓક્ષફર્ડમાં પોતાની ઉપર ગુજરેલી કાહણી એવાં તો જાલેમ મરચાં મીઠાં સાથે પોતાના પીદરને કહી સંભળાવી હતી કે તેના આગલા જળતા જખમ ઉપર નીમક છાંટવા જેવું થયું હતું. આ સઘળા સંજોગો બુઢા આઇઝેકને બેવડાં જોશથી લોર્ડ ગ્લેનદેલ ઉપર પોતાના કીનાનો વરસાદ વરસાવવાને ઉસકેરી મેળવાને પુરતા હતા.

---

## પ્રકરણ ૩ જું.

---

લોર્ડ ગ્લેનદેલની મિલકતો છોડવવાના થોડા દિવસ આગમચ આઇઝેક એ મિલકતોનો એકલો માલેક બનવાના ખુશ સ્વપનાઓ જોતો પોતાના ખાનગી ઓરડામાં એક ઇઝીચેર ઉપર પડેલો હતો અને તેનો પ્યારો બેટો તેની સામે ન્યુસપેપર વાંચતો બેઠેલો હતો. એટલામાં નોકરે વકીલ સ્નાર્કના આવ્યાની ખબર આપી. વકીલ દાખલ થયો અને બુઢો આઇઝેક પોતાની બેઠક ઉપર તરો થઇ બેઠો.

"કેમ, શું સમાચાર, ફતેહ કે હાર! નાઉમેદી કે બેડો પાર!" આઇઝેકે ઉસકેરાઇ જઇ પોકાર કીધો.

"હું સમજી શકતો નથી કે મારે શું વિચારવુ ?" વકીલે ખુલાસો કીધો, "તમારા હુકમ મુજબ મેં લોર્ડ ગ્લેનદેલ ઉપર નોટીસ મોકલી હતી, જેનો મને આજે જવાબ મલ્યોછ. જેથી મારી અકકલ હેરાન છે, મારો વો

સુળીપર જાન છે," વકીલે કાંઇક દલગીર ચેહરે નોટીસનો જવાબ આઇઝેકના હાથમાં મુકતાં ખુલાસો કીધો.

પણ તે જવાબ વકીલનાં દિલ ઉપર ગુસ્સાથી ફેંકી આઇઝેક ગુસ્સાથી બોલ્યો, "આપણી હારની સાબેતી મારી નજરે પાડવાની સહેજબી જરૂર નથી. પટપટ છોડ ને મને કહી દે કે એ નવી ખટપટ શી છે ?"

'લોર્ડ ગ્લેનદેલ નોટીસના જવાબમાં જણાવેછ કે મુદતના દિવસે તે પોતાની મિલકત છોડવવા તઇયાર છે," સ્નાર્કે સમજાવ્યું.

"બનેજ નહિ. નહિ માનવા જોગ વાત છે. એ કંઇ ઉલથાપ છે. સ્નાર્ક, લોર્ડ ગ્લેનદેલ આટલી મોટી રકમ ભરી દેશે એ હું માનવા સાફ ના પાડુંછ," બુઢા આઇઝેકે ચિરડાઇને કહયુ.

"પણ સાહેબ, લોર્ડ ગ્લેનદેલ જે બોલે તે પાળે એવો છે. એ પોતાને જાન જવા દેશે પણ પોતાની જબાન નહિ જવા દેશે," સ્નાર્કે રોકડુ પરખાવી દીધું

બંને બાપ બેટા એક બીજાનું મોહડું જોવા લાગ્યા. તેઓ એક પળ આગમચ તો ગ્લેનદેલની તમામ કીંમતી મિલકતોના માલેક થવાના ખ્યાલના સ્વપનાઓ જોતા હતા, પણ હાલમાં તેઓની ઉમેદ ભ્રષ્ટ થવાથી તેઓના ખુશ ખ્યાલો હવામાં અલોપ થઇ ગયા હતા. તેમના ચેહરા ઉપરનું નુર પણ ઉડી ગયુ હતુ. લોર્ડ ગ્લેનદેલ ઉપર વેર લેવાનુ એકપુરૂ સાધન જે મોટા ભાગે તેઓએ હાથ કીધુ હતું, તે નાકામનું થઇ પડયું હતુ. શું તેઓએ લોર્ડ અને લેડી ગ્લેનદેલનો નાશ કરવાથી હાથ ઉઠાવવો ? એ ખ્યાલ થતાંજ બનેના કીનાબાજ જીગરમાં તાહડનુ સખ્ત લખલખું ભરાઇ આવ્યું.

"મી૦ સ્નાર્ક, હુ પુછું કે એ ભુખરીબારસને આટલી બધી મોટી રકમની મદદ કરનાર કોણ મુજી છે ? હું તો નહિ માનતો કે દીવાનશાલાની બાહેરનો કોઇ પણ શખ્સ પડું પડું થઇ રહેલા આ ગળેપડુ લોર્ડને પોતાની સકમાઇની મોટી દોલત ધીરવા તઇયાર થાય, કેમ માગ વાહલા પીદર ?" સીદનીએ મગજ શાંત રાખી બાપનો અભીપ્રાય માગ્યો.

"બરાબર છે, હુબી એજ જાણવા માંગુછ કે લોર્ડ ગ્લેનદેલને નાણા ધારી અમો બાપ બેટાની ઉમેદને જબુન ફટકો મારનાર બુબખનો સરદાર કોણ છે ?" બાપે બેટાને ટેકો આપ્યો.

"મને તો એવી ખબર મળીછ," એક ખખાર મારી થંડે પેટે વકીલે ખુલાસો કીધો, "કે લોર્ડ ગ્લેનદેલે પોતાનાં ભારે કરજમાંથી છુટવાના છેલ્લા ઇલાજ તરીકે પોતાની પરણેતર લેડી ગ્લેનદેલની નજદીકની કોઇ સગીને પોતાને નાણાંની મદદ કરવા અરજ કીધી હતી."

"વારૂં, પછી?" બુઢાએ ગુસ્સાથી પોતાની પાસે પડેલી ચોપડી પાસેની ટેબલ ઉપર અફાળી પુછયુ

"એ કોઇ તાલેવત સગી બેનેવીયા ખાતેની એક મોટી દચ પેહડીના વડાનો બેટા થાયછ બાપ મરણ પામવાથી બેટા તમામ દોલતની માલેક બન છ"

"અફસોસ કે આપણી હાલત એવી બુરી બની છે કે મારી ઉમદ ધુળ મળેછ. પણ અ તાલેવત આરતનુ ખાનદાન કેણ મુવુછ? એ કસકુનામ દદા મને નડવા કા ફુટી નિકળા?" બુઢા આઇઝેક બળાપો કીધો

"મને યાદ છે યાસુંગી એ માઇનુ કુટુમ વાનડુમન કુટુમ્બથી તો ઓળખાયછ," વકીલે ખુલાસો કીધો

'હે! કોણ! વાનડુસન!' બુઢો ચમકી પોતાની બેઠક ઉપરથી ઉછળી બોલ્યો

વાનડુમનનુ નામ સાભળતાજ પોતાના પીતરની અજાયબીનો પાર નહિ જોઇ દીકરાએ ખુશી થઇ પુછ્યુ, ' ત્યારે શુ પીર, એ કુટુમ્બને તમ ઓળખોછ? જ્યારે એમજ છ તો મને પુરી ખાત્રી છે કે આખરે આપણુંજ ફતેહ છે, આપણોજ જય છે"

બાપે પોતાના દીકરાની ખુશાલીમા ભાગ લીધો તો નહિ પણ તેના સવાલનો જવાબ ઠીક આપ્યો નહિ તેના સુણીનાર ચેહરો મોત જેવો ફિકકો પડી ગયો હતો

"બચ્ચ, તમો બને મને છોડી જાઓ મને એકલો પડવા દેઓ મને એકલા વિચાર કરવા દેઓ જાઓ ખુદા ખાતર જાઓ! મને ન સતાવો!"

બુઢા આઇઝેકને ભારે અજાયબી વચ્ચે બને છોડી ગયા, અને આખી રાતે આઇઝેક એકલો પડ્યો

"મી૦ સ્નાર્ક, તમોને આ સઘળી ખબર આપી કોણે?" બુઢા આઇઝેકના ખાનગી આરડામાથી બાહર પડતાજ સીદનીએ વકીલને પહેલો સવાલ કીધો

"મી૦ રાબર્ટે.'

"એ રોબર્ટ કોણ મુવોછ?"

"તે લોર્ડ ગ્લેનદેલનો વિશ્વાસુ દોસ્ત છે એ એક વકીલ છે"

"એની આફીસ કયા લતા ઉપર છે?"

"ફરનીવલ્સ ઇનમાં. તે આવતી કાલે લોર્ડ ગ્લેનદેલને મળવા ગ્લેનદેલ ખાતે જનાર છ."

"મી૦ સ્નાર્ક, પેલી બેતેવીયાવાલી દદાએ આપણુા હકમાં બહુજ બુરૂં કીધુછ"

"બરાબર છે, મી૦ સીદની, આ ઓરત લોર્ડ ગ્લેનદેલની મદદે આવી નહિ હતે તો ગ્લેનદેલનુ વિશાળ ગામ તેમાની તમામ મિલકતો સાથે તમારૂ થત! પણ હજી મને પુરેપુરો ભરોસો નથી કાઇ વાર હોઠ સુધી પુગેલો શરબતનો પ્યાલો ભોય ઉપર પડેછે," વકીલે ફિલસુફી ચલાવી, પણ તેની આ ફિલસુફી ઉપર સીદનીનુ ધ્યાન હતુજ કયા

"મી૦ સ્નાર્ક, ત્યારે શુ રોબર્ટ આવતી કાલે ગ્લેનદેલ ખાતે જવાનો છે?"

"હા, ને ત્યાંથી આવતા શુક્રવારે પાછો લંડન આવવાનો છે. એ દિવસે નાણું ભરપાઇ કરવાજ જોઇએ"

"નહિ તો?"

"જાણુ કે લોર્ડ ગ્લેનદેલ ઉપર આફત આવી ગ્લેનદેલની તમામ મિલકત આપણા હાથમા આવી આપણી મહેનત જરૂર ફાવી"

"ખુદા કરે ને એમ થાય!" સીદનીએ ખરા અંતકરણથી દુવા ચાહી

"પણ એ થાય એમ મને લગતુ નથી," વકીલે ખુલાસો કીધો, "રોબર્ટ બડો ખંધો છે. જબરો ચાલાક છે"

આ બનેની વાત અહિંજ બંધ પડી, કેમકે સ્નાર્ક સીદનીની રજા લઇ પોતાના મકાન તરફ જવા આઇઝેકનુ મકાન છોડી ગયો, અને સીદની પોતાના ઓરડામા દાખલ થયો તે નાસિકાઓમાથી જાતા ઉગરે પોતની માનીતી બેઠક ઉપર ફસડાઇ પડયો

"હા, બરાબર છે, સ્નાર્ક કહેછે તેમ કોઇ વાર હોઠ સુધી પુગેલો શરબતનો પ્યાલો હાથમાથી છટકી જમીનદોસ્ત થાયછે ખરો" આટલુ બોલી તે પોતાની બેઠક ઉપરથી છલાંગ મારી ઉઠયો અને પોતાના જમણા હાથની મુઠી વાળી તે હવામા ઘુમાવતો દિવાનાની માફક દાતા પીસી બોલ્યો —

"હા! લોર્ડ ગ્લેનદેલ, મારા સુખના લુટારા, મારી એકપુરી ઉમેદ લીલીયનને મારા પાસામાથી છિણવી લેનાર ઠગારા, તું એમ ધારેછે કે તારા આફબતના સુખથી છલોછલ ભરેલો પ્યાલો તારા હોઠ સુધી પુગી ચુકયોછે ને હવે તુ તે તારા ગળામા ખાલી કરવા માગેછે, પણ નહિ, તે પ્યાલો તારા ગળામા ખાલી થાય તે આગમચ તે તારા હોઠ આગલથી છિણવી તેને જમીનદોસ્ત કરી તેના કકડા બુકલા નહિ કરૂ તો મારૂ નામ આઇઝેકનો બેટો સીદની નહિ લોર્ડ ગ્લેનદેલ, તારી આસપાસ મુસિબતોની આગ તો ફરી વળીછે તેવી ચે-

જાએ હું કાળો નાગ બની તારાં જીગરને ડસી તારાં તન બદનમાં કાતેલ ઝેહર ફેલાવી તને તે આગમાં જીવનો બાળા નહિ નાખું તો કાવાદાવા ભરી આ જીંદગી બસ હરામ છે."

હવે આપણે બુઢા આઇઝેકની કાંઇક ખબર લઇએ. તે પોતાના ખાનગી ઓરડામા જેવો એકલો પડયો કે તેણે પોતાના ઓરડાનુ બારણું અંદરથી બંધ કીધુ અને લોખંડની ભારી તીજોરામાથી એક કાગળ ખેચી કાહડયુ. તેના પરબીડા ઉપર તેનુ પોતાનુ નામ હતુ. તેમાના અક્ષરો તેના નાના બેટા સ્ટેનલીના હતા વર્ષોની જાનમ જુદાઇ પછી બેટાએ પોતાના કરડા બાપ ઉપર આ પેહલુજ કાગળ લખ્યું હતુ

તેમાં જણાવવામાં આવ્યુ હતું કે, "મારા વાહલા પીદર પ્રમાણીકપણાં, ખત, ભારે મેહનત અને કાળજીથી હુ આબાદ સ્થિતિ ભોગવુ છુ. મારી રખડતી જીંદગીમા જે માયાળુ હાથાએ મને આશ્રો આપ્યો હતો તેજ હાથોએ પોતાની વાહલી બેટીનો હાથ મારા હાથમા મુકયો હતો. તે મારો પાલન હાર ફરેસ્તો ગુજર પામ્યો છે પણ તેની ભલી ચાહ અને તેની મુરત હુ મારા છેહલા દમ સુધી ભુલી શકનાર નથી બેતેવીયાની તેની મોટી ધીકતી પેહડીનો હુ વડો બન્યો છુ. મારી વાહલી મોહરદાર અને એક ફુલ બચ્યુ જે એક બેટી છે તેની સાથે યુરપની મુસાફરીએ નિકળવાનો મારો ઇરાદો છે પીદર, મારા વિનતી છે કે અગની પાછલી ખુના ખાતર હવે ભુલી જજો ને મને માફ કરજો અગરજ તમાને વગર કેહવે છોડા આવવાનો મારો ગુનાહ તમો નહિ માફ કરશો તો મારી પ્યારી હીલડાન તમારા પગ આગળ મુકશ જેના નિર્દોષ મિઠા ચેહરો ગમ તેવા સખ્ત પથરનુ જીગર મોમ બનાવવા વિના રહેશે નહિ આ કાગળમા હીલડા તરફની એક ભેટ બીડુ છુ."

આ ભેટ સોનાની એક લોકેટ હતી, જેની હિન્દી કારીગીરી આંખને ઉડી વળગે એવી દિલકશ હતી. લાકેટના પાછલા ભાગ ઉપર એક કબુતર તોફાની દરિયાવ ઉપરથી ઉડતુ પસાર થતુ હતુ અને તેની ચાચમાં ઓલીવના ઝાડની ડાખલી પકડલી હતી. આ કારીગીરીની ઉપર ત્રણ લાઇન કોતરેલી હતી.—

'મારા વહાલા બપાવા
આઇઝેક વારઓવને
હીલડા તરફની ભેટ"

બુઢા આઇઝેકે થોડીક પળો સુધી લોકેટ તરફ તગર તગર જોયાં કીધું,

એ વેળાએ તેનું ઉસકેરાયલું જીગર કાંઇક શાંત જણાતું હતું. તે પોતાના મન સાથ બોલ્યો—

"સ્ટેનલી પોતાને વતન પાછો આવેછ, કેવો મોજેજ્ને! સીફની જાણે તો કોણ જાણે શું કરે! સ્નેનની ખેતવીઆના નવગર વેપારી અરનોલ્ડ વાનડરસનની બેટીનો ખાવિન્દ! અને તેની પરગેતર મારી ઉમેદનો કીલ્લો જમીનદોસ્ત કરનાર ઔરત! યા કીસમત! કીસમત! સરજત! સરજત!"

આ પછી તેણે પેલી લોકેટ ઉઘાડી તેમા તે નિર્દોષ ભુલકાના વાળનું એક નાનુ ગુચ્છુ મેળેલુ હતુ. તે તેણે પોતાના હાથમા લીધુ અને દીવાનાની તરેહ તે તેને ટીકી ટીકી જોતો બેઠો

"કેવા ખુબસુરત બાલ! યા ખુદા! આ બાલ માગ બેટાની બેટી હીલડનાજ છે કે કોઇ આકાશની હુરીના? ગમે તે થઓ! પણ હું એ આકાશની હુરીને એકજી વાર જોઇ મારી આખને, મારા જીગરને થડક આપશ. હીલડા! હીલડા! કેવુ મિઠુ નામ! કેવો ન ધારેલો અન્જામ!"

---

## પ્રકરણ ૪ થું.

---

લોર્ડ ગ્લેનદેલની મિલકત લડનથી માત્ર આઠ માઇલને છેટે આવી હતી. ગ્લેનદેલ કેસલ જે કીલ્લાને બ જુએ મળે એવો એક માલશાલી મેહલ હતો તે ખડકાની વચ્ચે ઉચી ટેકરી ઉપર આવેલા હતો આગલી બાજુથી દરયાવનો દેખાવ નજરે પડતો હતો, જેના તોફાની બની પહાડ પડે ઉછળતા માજાઆની છોળનુ પાણી ગ્લેનદેલ કેસલની લાખડી દીવાળને અથડતુ હતું. મેહલની પાછલી બાજુએથી કુદરતની કરામતી પીછીથી કોતરેલો દિલકશ નક્ષ જેમા મઇલો સુધી લબાયલા કુદરતના અજીજ હાથોથી વણાયલા લીલા ગાલીચાઓ, તે ઉપર મજબુત જડ ઘાલી ઉભેલા દરખતો અને મિઠા સરોદથી કિલકિલયા કરતા ઉડતા ખુબસુરત અને રગબેરગી પખીઓનો દેખાવ ગમે તેવા નાસ્તિકને આસ્તીક બનાવવાને પુરતો હતો.

ગ્લેનદેલ કેસલનો બાહેરનો દેખાવ ઇતિહાસમાં મશહુર થયલા એકાદ પુરાતન અને પ્રખ્યાત કીલ્લાનો ભાસ આપતો હતો ત્યારે અદરનો દેખાવ કદાચજ મલી શકતા શણગારથીઆથી એવો તો રમણીય લાગતો હતો કે જાણે આ અડેલ પરિવાના રંગ ભોગનો બાગ હોય, દુનિયાઇ જંજાળો અને મુશીબતાથી

નિરાળો હોય દોલત, દરજ્જો અને દોર દમામ જેટલું ખરીદી શકે તેટલું આખા મહેલમા ડગલે અને પગલે નજરે પડતુ હતુ.

આવા ભવ્ય મહેલના એક સુંદર દિવાનખાનામા બે શખ્શો વાતમાં મશગુલ થઇ બેઠા હતા એક જવાન અને ઉચા હતો, જ્યારે બીજો મધ્યમ કદનો અને અંધાર જેવો લાગતો હતો તે પેલા જવાન કરતા વધુ તેજ બુધ્ધિનો અને વધુ ચચળ ઝેણુનો માલમ પડતા હતો. પેલો જવાન કોઇજ નહિ પણ લોર્ડ ગ્લેનડલ હતો, જ્યારે બીજો શખ્સ તેનો વિશ્વાસુ વકીલ રોબર્ટ હતો, જેની ઓફીસ લડનના ફરનીવલ્સ ઇનમા આવેલી હતા.

"નહિ, નહિ, લોર્ડ ગ્લેનદેલ, મારે હવે એક પળ વાર પણ ખોટો થવું જોઇએ નહિ મારે એકદમ અહિથી ઉપડી જવુ જોઇએ. મારા લોર્ડ, એક પળ મોડુ કરવા કરતા એક દિવસ વહેલુ કરવામા દાનાઇ છે સ્નાર્ક જેવા શખ્સ સાથે કામ લેવામા આપણે ખુબ સભાળ રાખવી જોઇએ," ગ્લેનદેલની મિલકતે ને લગતા ઓચરોવાઓ લાલ દોરીથી બાધી તેમને પોતાની બેગમાં નાખતો રોબર્ટ બોલ્યા.

"પણ હું એમ પુછુ કે સ્નાર્ક શુ એટલો તવંગર છે કે તે મારી તમામ મિલકના જુદા જુદા મારગેજીઓના હાથમાથી પોતાના એકલાના હાથમા લઇ લેવા જવી નાખુા સમર્થ ઉચા સ્થિતિ ધરાવેછ?"

લોર્ડ ગ્લેનદેનના આ સવાલથી સદાનો ગભીર રોબર્ટ મોટેથી હસી પડી બોલ્યો "મારા લોર્ડ, એ તો તમોને સપડાવાનુ એક ત્રટકું છે, સ્નાર્ક તો જાહેરમા એક ઓઠુ છે બાતેનમા પરડા પાછળથી દોરી ખેચનાર તો જુદોજ શખ્સ છે."

"અને તે શખ્સનું નામ?"

"આઇઝેક વારએવ"

આઇઝેક વારએવનુ નામ સાંભળતાજ લોર્ડ ગ્લેનદેલ જાણે સર્પે-ડંખ માર્યો હોય તેમ ચોકયો અને બીજીજ પળે ફિક્કો ફચ પડી ગયો એટ-લુજ નહિ પણ આઇઝેક વારએવન નામ સાભળતાજ તે ધામી ચિચ્યારો પાડી ઉઠયો. એજ પળે લેડી ગ્લેનદલ તેઓ વચ્ચે આવી ઉભી તેણીએ બનેની વાત સમજી લીધી હતી. તેણીના ચેહરાપર ધભરાટનો છાપ રોબર્ટે પોતાની ચચળ આખોથી આબાદ જોઇ લીધો લેડી ગ્લેનદેલ ખચ્ચીતજ ખુબસુરતીનો નમુનો હતો આવી પરીસુરત બાનુના હાથ નહિ મેળવવામા સીદની વારએવને જે નાસીપાસી ઉપજી હતી તેની પુરી યાદ તેણીના દિલજીત ચેહરા ઉપરથી સેહલથી સમજી શકાતી હતી.

"હે ! શુ ! સીદનીનો બાપ આઇઝેક મારા ખાવિંદનો તમામ મિલકતનો ગીરવીદાર! ઓ પરવરદેગાર!" લેડી ગ્લેનદેલ પોતાનાં મન સાથ બબડી.

"મારા લોર્ડ ! હુ નહિ ધારતો હતો કે તમો વારએવને પિછાનોછ?"

આ સાંભળતાં લોર્ડ ગ્લેનદેલે પોતાની ખુબસુરત પરણેતરના ચેહરા તરફ નજર કીધી અને બીજીજ પળે રોબર્ટ તરફ જોઇ તે બોલ્યો —

"રોબર્ટ, આઇઝેક વારએવ એક એવુ નામ છે જેની યાદ થતાં મારો જીવ કોણ જાણે શા સબબથી બેચેન બની જાયછે! અને હુ પણ તારાં મત સાથે મળતો થાઉછ કે એવા ઘાતકી વરના હાથમાથી મારા માન પામેલા વડવાઓની પુરાતન મિલકતો છોડવવાને એક પણ પળ હવે બરબાદ જવી જોઇતી નથી"

આટલુ બોલી તણે પોતાના નોકરને હુકમ કીધો કે એક ગાડી તઇયાર કરે વળી તણે ઘોડાવાલા સાથે ત્રણ નેકરોને વકીલના મકાન તરફ ગાડી સાથે લડન જવાનો હુકમ કીધો લોર્ડ ગ્લેનદેલનો આ હુકમ બોલ બોલતામા અમલમા મેળવામા આવ્યો. હવે વખત ખોહવાની જરૂર હતી નહિ. રોબર્ટ, લોર્ડ અને લેડી ગ્લેનદેલને નમીને ડ્રોઇગ રૂમ છોડી ગયો અને બને ઘણી ઘણીયાણી ખુશ ગુફતેગુમા રોકાઇ ગયા

વકીલને નીચે લેડી ગ્લેનદેલની વડી વિશ્વાસુ નર્સ મીસીસ બીવર મલી તેણીના હાથમા લોર્ડ અને લેડી ગ્લેનદેલના ગલગોટા જેવો એકપુરો બેટો હતો. તેની વય બે વર્ષ જેટલી હતી બાળક બેટો કોઇનુ પણ ધ્યાન ખેચે એવો ખુબસુરત અને શોભામણો હતો બાળક સાથે મસનીફ જાતનો એક મોટો કુતરો હતો, જે પલા બળક બેટાને એટલો તો પ્યારો હતો કે બનને એક બીજા વગર ચાલતુ હતુ નહિ વકીલને જોતાજ નર્સ નમીને ઉભા વકીલે લોર્ડ ગ્લેનદેલના બેટાના કપળ ઉપર હેતથી ભીને ચુબન કીધુ. આ પછી તણે કપાઉન્ડ પસાર કરી ગાડીમા બેઠક લીધી તરતજ ગાડીમા જોડેલા બને ઘોડાઓએ જોશબધ રસ્તા કાપવા મડ્યો. "ગ્લેનદેલ કસલ" થી લડન જવાના બે રસ્તા હતા એક લાબો રસ્તો હતો જ્યારે બીજો ટુકો રસ્તો હતો. આ બને રસ્તાની મજલમા મોટો તફાવત પડતો હતો પણ આ ટુકે રસ્તે જંગલી ઝાડોનુ વન પસાર કરવાનુ હતુ. આ રસ્તો વકીલે પસદ કરવાથી ઘોડાઓને તે તરફજ વળણુ આપવામા આવી હતી.

રોબર્ટ વકીલની ગાડી જંગલી ઝાડોનાં વનમાં દાખલ થઇ તે આગમજ તે તરફ ઝાડોની ઘટા વચે મજબુત અને ખરવસ્તર બાધાના બે શખ્સો બદુક તાકી ઉભેલા આપણી નજરે પડે છે. એ બે ઉપરાત થોડેક દુરથી એ મોટા ઝાડની પાછળ એક શખ્સ ઉભો હતો. તેના એક હાથમા બદુક અને બીજા

હાથમાં ખોટી દાહડી અને થેળીયા પકડેલા હતા. આ શખ્સ પેહલા બે શખ્સ કરતા વધુ જવાન અને સારા દેખાવનો એક આબરૂદાર ગ્રહસ્થ બચ્ચો માલમ પડતો હતો.

જેમ જેમ આફતાબ ગુબજમાં ગર્ક થતો ચાલ્યો તેમ તેમ તે જંગલનો દેખાવ કાઇક કદરાબહામણો થતો આવ્યો, પણ પેલા ત્રણ શખ્સો પોતા વચ્ચે એક પણ શબ્દ બોલવા વગર આગલીજ ઢબે રસ્તા તરફ બદુક તાકી છુપાને રહયા હતા.

"ખબરદાર! ગાડી આપણા તરફ આવતી સભળાયછે," પેલા કોઇ આબરૂદાર દેખાતા શખ્સે મોટેથી પોકાર કરી પેલા બે શખ્સોને ચેતવણી આપી, અને તરતજ તેણે પોતાના ચેહરાને ખોટી દાહડી થેળીયાથી ઓલ ઓલત મા છુપાવી દાધો બીજી પળે ઝાડોની ગીચ ઘટાથી દુર એક ગાડી ઘસારાબધ પસાર થતી પેના ત્રણેએ જોઇ કે તરતજ પેલા બે શખ્સોએ બદુક છોડી બદુકનો અવાજ થતાજ કોચબાક્ષ ઉપર બેઠેલા ત્રણે જણાઆ જખમી થઇ જમીનદાસ્ત થયા પેના ખોટી દાહડી થેળીયાવાલાએ જોયુ કે તેમનો દમ આખર થઇ ચુકયો હતા ગાડીના અદર બેઠેલો શખ્સ જે બેહદ ઘભરાવા સિવાય બીજાથી સલામત રહયો હતો, તને પેલા બે શખ્સોએ ગાડીમાથી બાહર ખેચી કાહડયા તે અત્યાર આગમજનો ચેતી ગયો હતો કે તે લુટારાઓના પજામા ફસા પડયો હતો, ત્રણ નોકરોનો દમ આખર થયો હતો, અને હવે તેની વારી આવી હતા પેલા આબરૂદાર દેખાવના શખ્સે ગાડીમાથી બૅગ ખેચી કાહડી અને સલામતી માટે પોતાના ગળામા તે ઓળાવી દાધા.

"ખુદા ખાતર, એ બૅગ મને હવાલે કર. એમાં માત્ર કુટુબી કાગળો સિવાય બીજુ કશુ નથી પૈસાની થેલી મારી પાસે છે. ભલે તમો મારી પાસેની પાઇએ પાઇ લુટી લેઓ પણ બૅગ તો મને હવાલે કરો" રોબર્ટે કાલાવાલાથી પેલાઓને વિણવ્યા પણ તેઓ ઉપર સહેજ પણ અસર થઇ નહિ.

"કદી નહિ," પેલા ખોટા થેળીયાવાલાએ પોકાર કીધો.

"એ કાગળો તેના માલેકને કામ લાગવા સિવાય બીજા કોઇને પણ એક દમડી પણ લાવી આપે એવા નથી, માટે મારી અરજ ખુદા ખાતર મજુર કરો"

"ખામોશ! ખબરદાર! બસ એને દુર કરો!"

"ત્યારે ગરીબ બિચારાનો નાશ થશે"

"કોણ ગરીબ બિચારો! કહે કે લોર્ડ ગ્લેનદેલ! તેનો નાશ મારે મનથી

મોજ છે, તેને માટેની તારી દયા તારે માટે બુરામાં બુરૂં મોત છે."

"બદમાશ," રોબર્ટે હિમ્મતથી કહયું, "તું કાંઇ સાધારણ લુટારો લાગતો નથી. તુ કેઇ વેશધારો માલમ પડેછ," આટલુ બોલી તણે વિજળીક ઝડપથી તેની નકલી દાઢી અને થેબાયા ખેચી કાહડયા.

"કોણ! સીદની વારગ્રેવ!" રોબર્ટે અજાયબીથી બુમ પાડી.

"હા, રોબર્ટ, હું સીદની વારગ્રેવ છુ મુર્ખ! હવે તારો જીંદગીથી હાથ ઉઠાવ!"

"લોડ ગ્લેનદેલ અને તેની ઓરત ફરજદ ઉપર શુ તને દયા નથી?"

"તેમના જાનની રજભાર પણ મને પરવા નથી"

"ત્યારે શુ તુ મારી પાસેથી લોર્ડ ગ્લેનદેલના કિમતી ઓચરિયાં જબરીથી લઇ કારે જખુન કરવા માગેછ? બીચારાનુ ગાયા ખુન કરવા માગેછ?"

"હુ તને હવે જીવતો જવા દેનાર નથી. જયારે તે મને પિછાની લીધાછ તો હુ તારૂ લોહી પીવશ. મારા બાહદુરોની બંદુકની ગોળી તારા જીગરની સંદુક આરપાર વિંધી નાખશે."

"કંગાળ! મને મારી જીંદગીનો સેહજબી ખ્યાલ નથી, જીંદગી શુ ચીજ છે. તે આજ છે તો કાલ નથી સતાપી જીગર સાથન પાક અંત કરણવાળુ મોત કોઇ પણ રીતે નારવા નથી પણ મને મોટો ગમ લર્ડ ગ્લેનદેલ માટે છે. મારા મોતથી તેનો અને તેના કુટુંબનો નાશ થશે"

"મને તેની શી પરવા છે? મને તારા મોતનીજ દરકાર છે."

"ચંડાળ! લોર્ડ ગ્લેનદેલ તારી ઉપર મારૂ વેર લેશે કુદરત તારી ઉપર કહર વરસાવશે યાદ કર કે તારી ઉપર શુ પરવર નથી?"

"મને કોઇનો ડર નથી. બસ ખામોશ!"

તરતજ તેણે હાથની ઇશારત કોધી અને પેલા બેમાંના એક બંદુક ફોડી અને ગોળી છોડી. એક ભયભિત ચિચ્યારો સાથ તરતજ વરીલ રોબર્ટ જમીનદોસ્ત થઇ પડયો અને બે ચાર પળ તડફડિયા મારી તે થડો થઇ ગયા. આ વેળાએ સીદની વારગ્રેવના બને મલત્યાઓ વકોલનો દમ આખર થતો નિહાલતા ઉભા હતા, તેઓમાના એક તરફ સીદનીએ રોવોલવર તાકી અને ફોડી તે પણ વકોલની પાસે ઉંધે મસ્તક પડયો તેના બરડામાથી ગોળી આરપાર નિકળી ગઇ હતી પડતાને વારજ તેના દમનું પંખેરૂ તેના તનના પિંજરાં માંથા તેણે કોધેલી કરણીનો જવાબ આપવા ઉડી ગયું હતુ.

# પ્રકરણ ૫ મું.

દમામદાર ગ્લેનદેલ કેસલ ઉપર ખુશનુમા સાંઝની શાંતીની ખુબસુરત રાણી રાજ્ય ચલાવી રહી હતી જેથી લોર્ડ અને લેડી ગ્લેનદેલનું ભવ્ય મકાન ચુપકીદીમાં ગોયા ગર્ક બની ગયુ હતુ. નોકરો જેઓ સુંદર સાંઝ ગુજારવા બાહેર નિકળી પડ્યા હતા તેઓ હજી પાછા ફર્યા હતા નહિ. વડી નર્સ મીસીસ બીવર પોતાના શેઠના બેટાને પાળણાંમા મિઠી ઉંઘમાં પોઢેલો જોઈ પોતાના ઓરડામાં એક ખુરશી ઉપર બેસી પોતાનાં કાળા કીસમતને રડતી બેઠી હતી. તેણીનો ખાવીંદ પોતાની કાળી કરણુના પ્રતાપથી બદફાઆનુ સેહવા પડયો હતો. બાજી તરફ લોર્ડ અને લેડી ગ્લેનદેલ આઇઝેક વારઍવના હાથમાથી પોતાની મિલકત છોડવવાના ખુશ ખ્યાલોમાં લીન બની ગયા હતાં આવી રીતે આખાં મકાનમા શાતીની રાણીનો અમલ ચાલો રહયો હતો, તેવા સમયે લોર્ડ અને લેડી ગ્લેનદેલના જાનથી જયાદા પ્યારા બેટાના ઓરડાની બારી વાટે એક મર્દ ભરાતો છુપાતો દાખલ થયો. એ કોણ હતો? તે તેજ મર્દ હતો જેને આપણે ગયા પ્રકરણમાં વકીલ રોબર્ટ અને તેના ત્રણ ભેમિયાઓ ઉપર ખુની હુમલો કરનાર તરીકે પિછાની ચુકયા છિએ. અને આપણે જૅકનાં નામથી ઓળખીશું. જૅકે બારીની કારનીસ ઉપર જળોની માફક ચિટકીને તે ઓરડામાં નજર કીધી, તો તે ઓરડો બિલકુલ ખાલી હતો. ત્યાં કોઇ હતુ નહિ તે તરતજ ઓરડામાં કુદી પડયો. આ વેળાએ સાઝનુ ઝઝકલું દુર થઇ ગયું હતું અને વિજળીક બતી તેનાં પુર તેજમાં બળતી હતી. મકાનની અંદર ચોપાસ શાતી હતી પણ મકાનની બાહેર દરિયાના તોફાની મોજાની છોળનો અવાજ શાંતીમાં ખલલ કરતો હતો. પેલા જૅકે તે ઓરડાનું બારણું અળગું બંધ કીધું, બતી બુજાવી નાખી અને તે અંગોઠા ઉપર ચાલતો ભવિષ્યના લોર્ડ ગ્લેનદેલના પાળણા આગળ ગયો પણ બીજીજ પળે તે ચાર પાંચ કદમ પાછળ હઠી ગયો. પાળણા આગળ એક મેસતીફ જાતનો મોટાં કદનો કુતરો વાઘની પેઠે ડોળા ધુરકતો વાઘની ઢબ ઉપરજ જમીન ઉપર પડેલો હતો. તે ખુશ નિંદમાં આરામથી પોઢેલા પોતાના નાના શેઠની પાસબાની કરતો હતો. જાણે જૅકની બુરી મતલબ તે પામી ગયો હોય તેમ તેણે વધુ ધુરકવા માંડયું, જે જોઇ જૅકે ધ્રુજવા માંડયું પણ તેનો આ ધભરાટ માત્ર બેજ પળનો હતો. તેણે પોતાના ધભરાતને ખંખેરી નાખ્યો અને હિમ્મતથી પાળણાં તરફ ધસ્યો વફાદાર કુતરાને સમજી જતાં વિલંબ લાગ્યો નહિ કે તે શખ્સની નેમ પોતાના પ્યારા નાના શેઠને ચોરી જવાની હતી. આથી તે અરધી સુતેલી ઢબમાથી ઉભો થયો અને વધુ ગુસ્સાથી તેણે જૅક તરફ ધુરકવા માંડયું જીવ ઉપર આવેલા જૅકે તેની દરકાર કીધી નહિ પણ જવો તેણે પોતાનો હાથ પાળણાંમાં નાખ્યો, કે તરતજ પેલાં વફાદાર જાનવરે જૅક ઉપર એક મજ-

બુત કુદકા સમેત એવો તો ધસારો કીધો કે તેણે પોતાનાં જોરથી જૅકને ચટો-પાટ જમાનદોસ્ત કીધો, પોતાના બે પગ તેની છાતી ઉપર મુકયા, અને પોતાના તીણા દાંતોમાં તેનુ ગળુ પકડયુ. જૅક ધાસ્તીનો માર્યો નહિ ચવયો કે નહિ સવર્યો. તેણે નકકી માન્યુ કે આ ન ધારેલા દુશમનના સપાટામા સપ-ડાઈ જવાથી તેનો જાન જવાનો સોદો હતો, યા જીવતો રહયો તો પકડાઇ જવાનો અચ્છો ગૌકો હતો.

ખચિત, દરેક પળ જીવ સટોસટની હતી મારવું યા મરવુ એ તેનો છેવટનો ખ્યાલ હતો, છટકામાં સપડાયલા ઉદરના જેવોજ આબાદ તેનો બુરો હાલ હતો. હવે તેણે આ બલાગાથી કેમ છુટવુ? અતે તેના મગજમાં એક ખ્યાલ ધાઇ આવ્યો તેના ખીસાંમા એક ધારદાર છુરી છુપાવેલી હતી. આ પળે તે તેને ઠીક કામ લાગે એમ હતી. તેણે જેમ તેમ માહ મુશકેલીએ પોતાનાં ખીસાંમાંથી તે છરી ખેચી કાહડી અને તે તેણે મારવુ યા મરવું એવા ખ્યાલથી પેલા કુતરાનાં પેટમાં ચલાવી દીધી કુતરાએ એક ભયકર બુમ પાડી તોપણુ તે વફાદાર જાનવરે પોતાનો કબજો છોડી દેવા આગમચ પોતાનાં ખુનીનાં ગળાંમાં એક મજબુત બાચકું ભર્યું અને લોહીના એક મસ મોટાં ખબોચિયામા તે જમીન ઉપર પડયો તેના ડોળા બધ થઇ ગયા જૅકનાં ગળાંમાથી પણ લોહી વહેવા લાગ્યુ, કેમકે તે ઉપર કુતરાના દાતો ઘણા મજબુત પડયા હતા તેણે જમીન ઉપરથી ઉઠવાની કોશેશ કીધી તેમાં તે ફાવ્યો વટીક. તે ઉઠયો અને પોતાની ગમે તેવી હાલત છતાં પાળણાંમાંથી લોર્ડ ગ્લેન-દેલના એકપુરા પ્યારા બેટાને પોતાના હાથમાં લેવાની કોશેશ કીધી, પણ નહિ એમ કરવામાં તે ફાવ્યો નહિ લોહીની ધારા વહેવાથી તે એટલો તો આજેઝ થઇ ગયો હતો કે તે ફરીથી જમીનદોસ્ત થઇ ગયો અને બેભાન જેવો ત્યાંજ પડી રહયો પેલા વફાદાર કુતરાએ પાતાના ડોળા ઉઘાડયા અને જાણે ખરી બિનાનો ભાસ થયો હાય તેમ લોહીની વહેતી ધારા સાથે ફસડાતો ફસડાતો અને જમીન ઉપર પડેલા પોતાના નાના શેઠના મુદઇ તરફ ડોળા ઘુરકતો પાળણાં આગળ ગયો તે માહ મહનતે ઉભો થયો અને પોતાના પ્યારા નાના શેઠ તરફ એક છેલ્લી નજર ફેકી, પાછો જમીનદોસ્ત થયો.

જે બારીએથી જૅક ઓરડામા દાખલ થયો હતો તેજ બારી વાટેથી એક બીજો આકાર ઓરડામા કુદી પડયો. તેણે પોતાનો ચેહરો કાળા બુરકાથી ઢાકેલો હતો.

"કેમ જૅક કેટલો વાર! તારી ઉપર ખુદાનો માર!" પેલા કાળા બુરકાવાલો શખ્સ બનેલા બનાવનો સ્વપને પણ ખ્યાલ કરવા વગર કાંઇક ગુસ્સાથી ધીમે સાદે બોલ્યો. પણ જવાબ મળે નહિ. તે વધુ આગળ ધસ્યો.

ઓરડામાં શાંતી સિવાય બીજુ કશું તેની નજરે પડયું નહિ. તે વધુ આગળ ગયો તેની નજર લોહી લુહાન થઇ પડેલા કુતરા ઉપર પડી. તરતજ તેની નજર ત્યાંથી જૅક ઉપર ગઇ. ખરી વિગત પામી જતા તેને વિલંબ લાગ્યો નહિ. તે જૅક આગળ ઘુંટણીએ પડયો અને તેની છાતી ઉપર હાથ મુકયો, તો તેને લાગ્યુ કે અંગ બિલકુલ બરફ બની ગયું હતું.

"ઓ ખુદા! અહિ તો સઘળું તમામ થઇ ચુકયુંછે. જૅકનો દમ તો આખર થયલો લાગેછે એણી ઠીકજ થયુ કે એ પોતાની મેળે મારા રસ્તા- માથી સાફ થયો ને મારો બેડો પાર પડયો! પણ એ ચંડાળ મરતાં વખતે કદાચ મને ફસાવે ને મારા દુશમનને હરાવે તે માટેજ મારે એનો દમ પાર કરવો જોઇએ. એનો જાન મારો હાથેજ મોતના ફરસ્તાને નિસાર કરવો જોઇએ"

તેણે ઓરડામાં આસપાસ નજર કીધી પણ એવું કાંઇજ તેના નજરે પડયુ નહિ કે જેની મદદથી જૅકના પાપી તનમાં બાકી રહેલી જીંદગાની ચિંગારી તે સદાની બુઝવી નાખે તરતજ તણે તેનુ લોહી લુહાન ગળુ દાબી તેનો દમ ગુગળાવી નાખવા પોતાના બંને ધ્રુજતા હાથો લાંબા કીધા, પણ તેજ પળે તેની નજર કુતરાનો લગભગ જાન લેનાર છરી ઉપર પડી તે તરતજ તેણે ઉંચકી અને ધ્રુજતે હાથે તે તેની છાતીમાં મારી જૅકે જખમ થતાંજ પોતાના ડોળા ખોલ્યા. બંનેની નજર એક થઇગઇ જૅકે એક હાય મારી ડચકું ખાધું. પેલા કાળા બુરકાવાલા શખ્સને લાગ્યુ કે એ ડચકુ તેનુ છેવટનુ હતુ. તેનાં મોતનું હતું.

જૅકના ચેહરા તરફ બીજી એક પણ નજર ફેંકવા વગર કાળા બુરકાવાલો શખ્સ—જે બીજો કોઇજ નહિ પણ સીદની વારગેવ હતો તે—પાળણાં તરફ ધસ્યો અને હજીસુધી આરામથી પોઢેલા નિર્દોષ બાળ—ગ્લેનહેલ કેસલના ચેરાગ—ને પોતાના હાથમાં ફુલની માફક ઉંચકી લીધો અને તે જે રસ્તે આવ્યો હતો તે રસ્તો સપલીવાની માફક મારા વાટેથી તે નિર્દોષ બાળ હાથે લઇને ઉતરી ગયો.

"લોર્ડ ગ્લેનહેલ! તે મારી આંખ ઉપર જખમ કીધો હતોની તે જખમ તો આજે રુજાઇ ગયોછે, તે માટેનો મારો ગમ બુઝાઇ ગયોછે, પણ મે તારાં જીગરમાં એવો તો કારી જખમ કીધોછે કે તે તારા મોતની છલ્લી પળ સુધી રુજાઇ શકાવાનો નથી દુઆગ! તુ તીનીયા જેવાં મારા ગુલબુલને મારા હાથમાંથી ચોરી ગયો હતોની, પણ એવા સયેકડો બુલબુલ મારા મકકર અને જગના ફરેબ્રનો જાળમા સહેલાઇથી હું ફસાવી શકશ, પણ આજે હું તારૂં જીગર એવું તો સાબેત લુટી જાઉછ કે તે તન કાબરનનો ખજાનો પાછુ મેલવી આપનાર નથી તે તો મારી ઉમદનું કીસ્મુ લુટી લીધું, પણ મે તો ગ્લેનહેલ કેસલનો ચેરાગ સદાનો લુટી લીધોછ."

સીદની વારઆૅવ ગ્લેનડેલ કેસલમાંથી સલામત બાહેર પડતાં તે આલીશાન મકાન તરફ દાંત્યા કચકચાવી ઉપર મુજબ બોલ્યો, અને બીજી પળે તો તે કોણ જાણે કયાં અલોપ પણ થઇ ગયો.

તરતજ લોર્ડ ગ્લેનડેલના બાળક બેટાની આગમથાહનું બારણું ઉઘડયું અને વડી નર્સ મીસીસ બીવર દાખલ થઇ. ઘચારાબંધ અંધારામાં પાળણાં આગળ જતાં તેના પગોને કાંઇ અથડતાંજ તે ચમકી. તે જૅકની લાસ હતી. બતી બુઝાઇ ગયલી હતી, તાપણુ ચંદ્રનીનો પ્રકાશ ઓરડામાં પડતો હોવાથી તેણીએ જમીન ઉપર પડેલી લાસ ઉપર અરધી બેભાન જેવી હાલતે નજર કીધી તે જોતાંજ તેણીના ગળાંમાંથી એક ધીમી ચિચ્યારી બાહેર પડી, અને કમકમાત તથા ધિક્કારની મિશ્ર લાગણી તેનાં દિલમાથી બોલ બોલતાંમાં પસાર થઇ ગઇ.

"ઓ ખુદા! એ કોણ! મારો જૅક!" આટલું બોલી તે તે લાસ ઉપર પડી અને બોલી, "શુ તું મરવાજ અહિં ચાલી ચલાવી મને મળવા આવ્યો? મારા રૂઝાયલા જખમને તાજો કરવા આવ્યો?"

તેણીની આંખોમાં આંસુ હતાં, અને જોકે તેણીની છાતી ફાટી જતી હતી, તોપણ તેણીએ હિમ્મતથી પોતાની છાતી ઉપર પથર મેળી તેને ટીકી ટીકી જોતી હતી.

---

## પ્રકરણ ૬ ઠું.

આગલાં પ્રકરણમાં બનેલા બનાવ ઉપર એક કલાક પસાર થઇ ગયો. લોર્ડ ગ્લેનડેલ પોતાનાં થાકેલાં મગજને દરિયાની થડી લેહકીથી શાંત કરવા મકાનની બાહેર નિકળી પડયો હતો, જયારે લેડી ગ્લેનડેલ આવતા ભયની સહેજ પણ ધરતી વગર પ્યાના ઉપર પોતાના નાજુક સુંદર અંગળાં ચલાવતી અને પોતાના નાજુક હલકે કુદરતની શાનમાં ગાયન લલકારતી બેઠી હતી તે ખુબસુરત બાનુ પોતાની માજમાં એટલી બધી તો લીન થઇ ગઇ હતી કે તેની નજરથ થોડેક દુર મોત જેવી ફિકકી બની તેણીની વડી નર્સ કેટલીક મિનિટ થઇ આવી ઉભી હતી તેનું પણ તેણીને ભાન હતું નહિ.

"કોણ મીસીસ બીવર!" પોતાની સામે પોતાની વડી નર્સને મુંગી મંતર અને પથર જેવી હિલ્યા ચાલ્યા વગર એકાએક ફુટી નિકળેલી જોઇ લેડી ગ્લેનડેલે કાંઇક હસાને કહયું. પણ તે બીજીજ પળે તે બાનુ નર્સના ચેહરા ઉપરથી, તેમજ તેણીનાં માથાંના વિખેરાઇ ગયલા બાલ ઉપરથી કાઇ અસાધારણ બનેલુ

ફુરન પામી જવાથી તરત પોતાની બેઠક ઉપરથી ઉઠી અને દિવાનીની તરેહ પોતાની નર્સને ટીકી ટીકી જોઇ બોલીઃ–

"ઓ ખુદા! બોલ, મીસીસ બીવર, ખુદા ખાતર બોલ, કે કાંઇ બુરૂં તો નથી થયું? બોલ, તું મારા વાહલા બેટાને કોણને સોપી આવી, તું તેને અહિં કાં નહિ લાવી?"

પણ મીસીસ બીવરે એક ઉંડો નિસાસો નાખવા સિવાય કશો જવાબ દીધો નહિ. આથી લેડી ગ્લેનહેલના ગુસ્સાનો પાર રહયો નહિ તે પોતાના બંને હાથોએ નર્સનુ ખભું હિલવી બોલી, "ઓ ખુદા! મીસીસ બીવર, બોલ, જબાન ખોળ કે તને શુ થયુછ? કહે મને તારી જબાન બધ કાં છે? અરે બોલ, મારો જીવ, મારૂં જીગર, મારૂ ફરઝંદ કયાં છે?"

"ઓ બાઇ તે ગયો! તે લુટાઇ ગયો," દાસીએ બંને હાથો વડે પોતાનું કપાળ કુટી કહયું.

"હેં! પણ કોણ ગયો? કહે મને કોણ લુટાઇ ગયું?"

"માફ કરો, મને ખુદા ખાતર માફ કરો," નર્સ નવધાર આંસુ સાથે ઘુંટણીયે પડી બોલી, "અરે ખુદા! હુ મારી જબાન કેમ ખોળુ! અફસોસ! તમારા બેટાને કોઇ લુટી ગયુ."

"ઓ! ત્યારે તો મારૂં કીસમત ફુટી ગયું! ઓ હું શું સાંભળું છ!" આટલું બોલી તે દિવાની જેવી માતાએ નર્સને તેણીના હાથના કાંડીમાથી એવી તો મજબુત પકડી પોકાર કીધો, "શુ મારો બેટો ગુમ થયો? નહિ! નહિ! અરે! કેહ મને કે તારી અકકલ ગુમ થઇછ! ઓ નહિ નહિ, હુ ધારૂ છ કે મારૂં મગજ ગુમ થયુંછ!"

આટલું બોલી તે દુ:ખી માતા પાસેના કોચ ઉપર પોતાની બંને આંખો ઉપર બને હાથો ઢાંકી દઇ ફસડાઇ પડી. એક પળ એવી રીતે પસાર નહિ થઇ હશે કે તે બાનુ પોતાની દાસીનો હાથ છોડી દઇ તેણીને માથાથી પગ સુધી એકી નજરે ટીકવા મ ડી ગઇ. તેણીએ આ પળે પોતાની બેઠક ઉપરથી છળાગ મારી અને દાસીને તેણીની ગળચીમાથી પકડી પુછયુ, "જવાબ દે કે તારાં કપડાં ઉપર કોણના લોહીના ડાઘ છે! બોલ, કે મારા બેટાનું ખુન કરવામાં તારો હાથ છે? ઓ વફાદાર દાસી, કહે મને કે તુ મારા ફરઝંદના લોહીની પ્યાસી તો નથી બની?"

દાસી દિવાની જેવી બનેલી પોતાની બાઇના પંજામાંથી પોતાની ગળચી માહ મહેનતે છોડવી ઘુંટણુ મ ડીયે કાલાવાલા કરતી ઢબે જુસ્સાની દેવીની તરેહ બોલી, "કદી નહિ, ઓ કદી નહિ! ગ્લેનહેલ કેસલનો ચેરાગ સદાનો બુઝાઇ નથી

ગયો, પણ તે તો લુટાઈ ગયોછ, ચોરાઇ ગયોછ! હું બિલકુલ બેગોનાહ છું. તમારી દાસી સાફ છે, અરે! તે સરબસર પાક છે. મારૂં જીગર ચીરીને જુવો કે તે હાલમાં કેવુ ખાક રાખ છે!"

દાસીના આ સખુનો સાંભળતાંજ લેડી ગ્લેનદેલ દિવાનશાળામાંથી છુટેલી દિવાનીની તરેહ કમાનમાંથી છુટેલા તીર માફક પોતાના બેટાના ઓરડા તરફ દોડી ગઇ. તેણીની પહેલી નજર કુતરા ઉપર ગઇ પોતાની બાઇના પગનાના અવાજ સાથેજ તેણે પોતાની બને આંખો ઉઘાડી અને તેણીની તરફ તગર તગર જોયા કીધુ તેણે ઉઠવાની કોશેશ કીધી અને જાણે તે કાંઇ કહેવા માગતો હોય તેમ તેણે માહડાના ચાળાઓ કીધા, પણ તે વફાદાર જાનવરથી ઉઠી શકાયુ નહિ પણ તે દુખી માતાનું ધ્યાન પોતાના વફાદાર કુતરાની જીદગીની છેલ્લી લડત તરફ હતુજ કયા? તેણીની રડતી અરામ તો પોતાના વહાલા ફરજંદનાં પાળણા તરફ ચાટી બેઠી હતી. તેણીને ઘણીક પળો પછી માલમ આવ્યુ કે તે બિલકુલ ખાલી હતુ. તરતજ તે બાનુ કાનના બેહર ફાડી નાખે એવી ચિચ્યારી સાથે બેશુધ્ધ થઇ તુટી પડી આ સમયે લોર્ડ ગ્લેનદેલ તે ઓરડામા ધસી આવ્યો હતો.

પોતાના એકપુરા બેટાના ચોરાઈ જવાથી તેનુ જીગર ભાંગી ગયુ હતુ, તો પણ તેણે પોતાના જુસ્સા ઉપર મજબુત કાબુ રાખ્યો હતો તેણે મોટી ધાસ્તી પોતાની પરણેતરની હતી. તેણીનુ દુઃખ જોઇ તે જોકે હદવો જ્યાદા દુખી બની ગયો હતો તોપણ જાહેરમા હિમ્મત રાખવા સિવાય તેની પાસે બીજો કશો ચારો હતો નહિ. પોલીસ જેને ટેલીફોનથી પોતાની ઉપર ગુજરેલી આફતની વિગતથી લોર્ડ ગ્લેનદેલે જાણીતી કીધી હતી તે આવી પુગે તે આગમચ તેણે પોતાની વાહલી પરણેતરને હુશીયાર કીધી હતી તેણે હાથની ઇશારતથી મીસીસ બીવરને નજદીક બોલાવી અને બીજા તમામ નોકરોને તે જગો છોડી જવાનો હુકમ કીધો. નોકરાના જવા પછી તેણે મીસીસ બીવર તરફ ફરીને પુછ્યુ.—

"મીસીસ બીવર, મને ખરૂં કહે કે જ્યારે તું આ ઓરડામા પાછી ફરી ત્યારે અહિ જખમી થયલા કુતરા સિવાય બીજું કાંઇ હતુ યા નહિ?"

"નહિ! મારા લોર્ડ, પાળણું બિલકુલ ખાલી હતુ, અને કુતરો પાળણાં આગળ લોહીમાં તરબોર થઇ પડેલો હતો. એ સિવાય મે આ ઓરડામા કશુ અસાધારણ જોયું નહિ."

પણ લોર્ડ ગ્લેનદેલે જોયું કે આ બોલતાં મીસીસ બીવરનો સાદ ધ્રુજતો હતો. વળી તે ઉમરાવે એ પણ જોઇ લીધુ કે ઉપલો જવાબ આપતાં તેણીએ ઓરડામાં ચોપાસ નજર કીધી હતી અને એમ કરતા કરામાતની તિક્ષણ લાગણી તેણીનાં શરીરમાં ફરી વળી હતી.

એ શું હતું? લોર્ડ ગ્લેનદેલ સમજી શકયો નહિ. શું સદાની ભોલી ભાલી મીસીસ બીવર તેનીથી કાંઇ છુપાવતી હતી? પોલીસ આવી પુગી. તેણે મીસીસ બીવરને અનેક સવાલોથી ધભરાવી નાખી તેણીનાં કપડા ઉપર પડેલા લોહીના ડાઘ માટે સેંકડો જાતના સવાલો કરવામા આવ્યા હતા પણ તેનો જવાબ તેણીએ સહેજ પણ ધબરાવા વિના દીધો હતો કે તે કુતરાનાં લોહીના ડાઘ હતા.

પોલીસે કંપાઉન્ડમાં, તેમજ દરિયામાં ઘણીબી શોધ કીધી, ગ્લેનદેલ કેસલનુ ખુણેખુણુ ફરી વળી તપાસ્યુ પણ ગ્લેનદેલ કેસલનો ચેરાગ કેહેથી પણ જડયો નહિ તેને શોધી કાહડનારને સેંકડો પાઉંડનુ ઇનામ આપવાનાં જાહેર કરનારા જાહેરનામા વટીક મારવામાં આવ્યા, ન્યુસપેપરોમાં જાહેરખબર વટીક આપવામા આવી, પણ ગ્લેનદેલ કેસલનો વારસ કેહેથી પણ મલ્યો નહિ.

ગરીબ બીચારી લેડી ગ્લેનદેલ! તેણીની હાલત ખચિત દયાને પાત્ર હતી, ગમે તેવુ પથરનુ દિલ પિગળાવે એવી તેણીની હાલત હતી તે જીવતી રહી હતી. પણ પોતાના બેટાના દીદારના દર્શન કરવાની તગરમાંજ જીવતી હતી. ગ્લેનદેલ કેસલમાં તેણીનુ ધડ હતુ જયારે તેમાંનો જાન તો તેણીનાં એકપુરાં ફરઝંદમા ભરાઇ રહયો હતો તે આખો દિવસ ખાધા પીધા વગર પોતાના ઓરડામા ભરાઇ બેસ્તી અને એકલી પડતા તે રડીને પોતાની છાતી ખુલ્લી કરતી હતી. લોર્ડ ગ્લેનદેલને બેવડુ દુખ થયુ હતું એક તો બેટો ગુમ થવાનો ગમ અને બીજુ તો લેડી ગ્લેનદેલની બુરી થઇ પડેલી હાલતનો સિતમ!

"ઓ પરવરદેગાર! આ તે કેવો ફેરફાર! માગી ઉપર કુંદરતની આ તે કેવી આફ્તત! કીસમતની આ તે કેવી બુરાઇ! બસ! હુ જોઉછ કે મારી ઉપરની આફ્તતની પ્યાલી છળાછળ ભરાઇ ગઇછ! મારી બદબખ્તની કળી તેના ભારથી ઝુમાઇ ગઇછ," પોતાના ખાનગી ઓરડામા એકલો પડતા લોડ ગ્લેનદેલ પોતાનાં મન સાથે બોલ્યો. પણ તે સરબસર ભુલતો હતો. તેની ઉપરની આફતની પ્યાલી હજી ખાલી હતી તેની સરજતની કળી ઓરબી કાળી હતી દુખનો ડુગર હજી તો દુર હતો, કિસમતનો કહેર હજી તો વધુ ક્રુર હતો. આફતનો આતશ તો હજી ઢગઢગવાના હતો,સીદના વારગ્રેવના કીનાનો જખમ હજી ઉંડો જવાનો હતો. કમબખ્તનુ સિહા વાદળ હજી તો વધુ ઘેરાતું હતુ, જેમા તેઓનાં સુખના સુર્ય ગુમ થનાર હતો.

---

# પ્રકરણ ૭ મું.

ગ્લેનદેલ કેસલને ચેરાગ લુટાઇ જવાને ત્રણ દિવસ પસાર થઇ ગયા હતા. એ દિવસે સીદની વારગ્રેવ લંડનના પોતાના મકાનમા એક ખાનગી ઓરડામાં ગુલતાન બની મોડી રાતની સેહજ પણ પરવા કરવા વિના પોતાની આરમ ખુરશી ઉપર અલેટાયલો પડેલો હતો તે થોડીજ મિનિટ થઇ બાહેરથી આવ્યો હતો તે ઓરડાનુ બારણું અંદરથી બધ જણાતુ હતું. તેની પાસેની ટેબલ ઉપર ચામડાંની એક બૅગ પડેલી હતી જે ઉપર એ.ચરિયાઓ અહિંથી તહિં વિખેરાઇ પડેલાં હતાં.

“ઓ ખુદા! આ તો વેનદરસનની પેહડીની સહી સાથની બેંક ઉપરની હુંડી છે! ઓ લોર્ડ ગ્લેનદેલ! બચ્ચા ખબરદાર રહેજે, મારા હાથમા તારી મુડી છે! વેનદરસન! તેજ નામ કે જે નામથી મારો પીદર ચોકયો હતો. એ નામમા એવી તે શુ કરામત છે, રોશવાઇ છે યા કોઇ આફત છે! ગમે તે હોય, હવે રોબર્ટ પાસેથી મલેલાં તમામ ઓચરિયાઓનો નાશ કરવો જોઇએ, નહિ તો તે મારો પોતાનો નાશ કરશે.”

પણ આ પળે તેના આખાં શરીરમાં તાહડનું એક સખ્ત લખલખું ભરઇ આવ્યું.

“હું સીદની વારગ્રેવ બીધેલો લાગુછ, નહિ, નહિ, હું કાળો નાગ નભરવસ સુતેલો લાગુછ. નહિ! નહિ! મારે એમ નહિ ડરવુ જોઇએ. મારાં વિખને વધુ જાલેમ કરવુ જોઇએ મારા જેવા શખ્સે તો જીગર પથર અને લોખડનું ગખવું જોઇએ બસ! મારો ધભરાત નારવા છે, શરાબનો પ્યાલોજ મારાં જાલમ દર્દની દવા છે.”

આટલું બોલી તે બીજા ઓરડામાં જવા તઇયાર થયો અને જોકે ત્યાં કોઇના આવવાનો તેને સહેજ પણ ડર હતો નહિ, તોપણ તેણે તે દરવાજો અળગો બધ કીધો. અને પોતાના ધભરાતની દવાની શોધમાં બીજા ઓરડામાં દિવાનાની પેઠે ધસ્યો ગયો.

એકાએક બુઢો આદજેક ત્યાં આવી ચહડયો.

“એ શુ કહેવાય! સીદની હજી જાગેછ! હા! મારી ખુશાલી ભરી ખબરથી તે કેવો ખુશી થશે! લોર્ડ ગ્લેનદેલ આજે નાણા ભરી શકયો નથી ફતેહ! ફતેહ! બદમાશ લોર્ડ ગ્લેનદેન નાણા મેળવવા ફતેહ પામ્યો તો ખરો પણ તે નાણાં સાથે રોબર્ટ કઠો વજો પામી ગયો. તે ભલો કહેવાતો

વકીલ કેઠો સાધુના વેશમાં શેતાન નિકળ્યો પણ મારે માટે તો નેક અંજામ નિકળ્યો !"

"બેટા સીદની!" આટલું બોલી તેણે અળગું બારણું ધીમેથી ઉઘાડી નાખ્યું પણ ત્યાં તેનો બેટો હતો નહિ. તેની નજર ટેબલ ઉપર પડેલી બૅગ અને તેની ઉપર વિખેરાઇ પડેલાં ઓાચરિયાં ઉપર પડી. બૅગ ઉપરનું નામ તેણે વાચ્યુ. એક ધીમી ચિચ્યારી સમેત તે તેણે ટેબલ ઉપર જોશથી પટકી અને ઓાચરિયા હાથમાં લીધાં તેની પેહલી નજર બેકની હુંડી ઉપર ગઇ તે ઉપરની સહીએ તેનુ પહેલુ ધ્યાન ખેચ્યું. તેના હાથો વધુ ધ્રુજયા. જાણે સર્પે ડંખ માર્યો હોય તેમ તે તેના હાથમાંથી ટેબલ ઉપર પડી ગઇ તે મોત જેવો ફિકકો પડી ગયો લોર્ડ ગ્લેનદેલના નાણાં સાથે રોબટના ગુમ થવાનો ખરો સબબ ગોલ બોલતાંમા તે બુઢાનાં ભેજા મા ધસી ગયો, કે તુરતજ એક ધીમી ચિચ્યારી સાથે તે ટેબલ આગળથી ખસી ગયો. અને "ઓ ખુદા! ખુદા!" કરતો તે તે ઓારડો તજી ગયો એક તરફથી બુઢો આઇઝેક નિસોાસ બની તે ઓારડો છોડી ગયો અને બીજી તરફથી સીદની વારએવ દાખલ થયો. તેણે જોકે પોતાનો ધ્રભરાત સમાવી દેવાને બ્રાન્ડીનો ઘણી સારી રીતે ઉપયોગ કીધો હતો તોપણુ તેના ચેહરા ઉપરથી તેનો ધભરાત સમુળગો દુર થયલો જણાતો હતો નહિ. તે એક વાર ફરીથી પોતાની અસલી બેઠક ઉપર આવી બેઠો અને પેલી ચામડાંની બૅગ તથા તે ઉપરનાં ઓાચરિયાઓાને ટીકી ટીકી જોવા લાગ્યો.

"બસ! એમજ! મારે એનો નાશ કરવોજ જોઇએ. નહિ તો એ મારો પોતાનો નાશ કરશે, મારી રચેલી બાજીનું સત્યાનાશ વાળશે. લોર્ડ ગ્લેનદેલને છટકાંમાં લેવાનાં મારાં પાપની એક પણ સાબેતી મારે જીવતી રાખવી એ મારા પોતાના જાન સાથે ખેલ કરવા બરાબર છે." આટલું બોલી તેણે ચામડાંની બૅગ તથા તે ઉપરનાં તમામ ઓાચરિયાંઓ પોતાના હાથમાં લીધાં અને દિવાનાની તરેહ તેઓને ઢગઢગતા અંગારની બળતી સગડીમાં ફેંકી દેતાં તે બોલ્યો. "જાઓ! તમારૂં કાળુ કરો! તમારૂં નેહસ્ત કદમ દુર કરો. મારા જીવના કાળ, લોર્ડ ગ્લેનદેલ, સભાળ કે જેથી તું તારાં સુખનો આફતાબ પ્રકાશતો સમજતો હતો તેનો મેં એવો નાશ કીધોછ કે તેના નાશ સાથે તારો અને તારી આલ ઓાલાદનો નાશ થયોછ" અગારમાં જલતાં ઓાચરિયાં તરફ તે ધારી ધારી જોઇ બોલ્યો, "જળો, બળો, ખાખ રાખ થાઓ ને લોર્ડ ગ્લેનદેલનાં જીગરને જળાવી ચાક ચાક બનાવો! જાઓ! મારી નજરથી દુર થાઓ! મને ના સતાવો!"

આ પછી થોડીક પળ સગડી ઉપર બારીક નજર રાખી તે બેસી રહયો અને જયારે તે તમામ ઓાચરિયાંનું નામ નિશાન નાબુદ થયું કે તે કુદકો મારી પોતાની બેઠક ઉપરથી ઉઠી ઉભો અને મોટેથી પોકારી ઉઠયો, "બસ, ખલા-

સ! બિલકુલ નાશ! બસ પાર! મારો બેડો પાર! તે ચંડાળ અને ખોહાર થયો, મારા હાથ ઉપર માહત થયો."

રાત ઘણી પસાર થઇ ગઇ હતી. તેનું કામ તમામ થયું હતું. તે ઉઠયો અને બિછાને ગયો. પણ ત્યાં તેને માટે ઉંઘનો આશીર્વાદ મોજુદ હતો નહિ. અંતે છેક પાછલી રાતે તેની આંખ લાગી તે ભર ઉંઘમાં ખુશ સ્વપનાઓ જોતો બિછાના ઉપર પડેલો હતો, એટલામા તેના ઓરડાનુ બારણુ ઘણા જોશથી અફડાયું

સીદની અવાજથી ચોંકયો અને એક કુદકા સમેત બિછાના ઉપરથી દરવાજા આગળ ધસી ગયો. હવેજ તેણે જાણ્યું કે દિવસ ઘણો વહિ ગયો હતો, જેનુ તેને સહેજ પણ ભાન હતુ નહિ અને તેણે બારણુ ઉઘાડયું તેના પીદરનો વિશ્વાસુ નોકર તેની નજરે પડયો તેણે આપેલી ખબર મુજબ આઇઝેક વારગ્રેવ તેના ઓરડામાં બેશુધ્ધ હાલતમાં જમીન ઉપર પડેલો નોકરની નજરે પડયો હતો. તેની હાલત બહુજ ગંભીર થઇ પડી હતી.

"હું હમણાં આવ્યો, પણ મને જવાબ દે કે મોટા શેઠ આગળ કોણ છે?" સીદનીએ થડે પેટે સવાલ કીધો.

"મી૦ સ્નાર્ક વકીલ છે, સાહેબ."

"મી૦ સ્નાર્ક! તે એટલો જલદી અહિં કેમ ફુટી નિકળ્યો?"

"હું ધારૂછ કે મોટા શેઠ સુધ્ધીમાં આવ્યા પછી તેને તેડી મંગાવ્યો હતો."

"ત્યારે શેઠની બીમારીની મને કાં નહિ ખબર કરવામાં આવી?" સીદનીએ વધુ ગુસ્સાથી નોકરને સવાલ કીધો.

"તમો સાહેબ રાતની તમારી ગેરહાજરી પછી મકાનમાં છો એમ અમો નોકરોને ખબર હતી નહિ પણ જયારે મોટા શેઠે તમોને પોતાની બીમારીની ખબર કરવાનો મને હુકમ કીધો ત્યારે મારી અજાયબીનો પાર રહયો નહિ."

"ઘણુ અજબ જેવું કે તમામ નોકરો મને ગેરહાજર સમજે ને મારો બીમાર પીદર મને હાજર સમજે! જા, તારૂં કાળુ કર!" સીદનીએ ગુસ્સાથી પોકાર કીધો અને વિશ્વાસુ નોકર પોતાના નાના શેઠના પાજી સ્વભાવથી જાણીતો હોવાથી એક પણ બોલ સામે બોલવા વગર તે ઓરડો છોડી ચાલી ગયો. સીદનીએ ઊતાવળમાં હાથ મોહડુ ધોઇ તથા ડ્રેસ કરી પોતાના પીદરના સુવાના ઓરડા તરફ ચાલુ મુકયુ. આઇઝેક વારગ્રેવના ઓરડાના ઉંબર આગલજ સ્નાર્ક ઉભેલો હતો. તેણે સીદનીને જોતાંજ પોતાના નાક ઉપર આગળી મુકી, એવી મતલબથી કે મોટેથી બોલી બુઢા આઇઝેકની ઉંઘમાં ખલલ કરવી નહિ.

સ્નાર્કે એક પણ બોલ બોલવા વિના સીદનીનો હાથ પકડી તેને પાસેના ઓરડામાં લઇ જઇ બેસાડયો.

"મી૦ સ્નાર્ક, એ બધી શી ગડબડ છે? મારા પીદરની શી હાલત છે? ભરતી યા ઓટ? બોલ, જીદગી યા મોત?" સીદનીએ સ્નાર્કની સામે બેઠક લીધા પછી ઘણીજ ઇંતેજારીથી સવાલ કીધો

સ્નાર્કે ખખાર મારી જવાબ દીધો, "મી૦ સીદની, મી૦ આઇઝેક વારએવની હાલત ગંભીર થઇ પડીછે. તેનાં મગજની હાલત બુરી થઇ પડીછ"

"મગજની હાલત બુરી થઇ પડીછ! એટલે? તમો એમ શા ઉપરથી કહી શકોછ?"

સ્નાર્કે પોતાની ચગોર ચશમો તે ઓરડામાં ફરતી રાખી જવાબ દીધો, "મી૦ સીદની, તમારા પીદરે પોતાનુ વીલ ફેરવેલુ હોવાથી હુ કહી શકુછ કે તેમનાં મગજ—"

"શુ મારા પીદરે પોતાનું વીલ ફેરવ્યું? કોણુની તરફેણુમાં?"

"તમારી ભત્રીજીની તરફેણુમા."

"મારી ભત્રીજી ગઇ જેહાનમમાં. મી૦ સ્નાર્ક, હું ધારૂંછ કે તમારૂંજ મગજ ઠેકાણે નથી મારી ભત્રીજી કોઇ મુજી જીવતી છેજ નહિ. પીદરની દોલત ઉપર બેટાનો હક છે, બોલો સાહેબ, એમાં કાંઇ શક છે?"

સ્નાર્ક હસી પડી બોલ્યો, "તમારી ભત્રીજી છે કે નહિ, તે તમારા કરતાં તમારા પીદરને વધુ ખબર છે પણ મી૦ સીદની, તમારી ભત્રીજીનાં નામ ઉપર તમારા પીદરે વીલ ફેરવેલુ હોવાથી મારે કેહવુ જોઇએ કે તમારી ભત્રીજી દુનિયાના કોઇ ભાગ ઉપર જીવતી હોવી જોઇએ. પણ હું એમ પુછું કે તમોએ એવા વખતે તમારા પીદરને નારાજ કરવા જોઇતા હતા નહિ, તેમ તમારા પીદરે તમોને છેકજ તારાજ કરવા જોઇતા હતા નહિ અફસોસ!"

"મેં મારા પીદરને નારાજ કીધા? કદી નહિ. હું કહુંછ કે વીલ ફેરવવાની વાત તદન ગલત છે, એ કાંઇ દાવ પેચની રમત છે."

"અરે એ કાંઇ રમત નથી. એ તો બદ કીસમત છે."

"હું કહુંછ ને બા પોકાર કહુંછ કે એ તારી ખાલી ધરપચ છે," સીદની વારએવે જમીન ઉપર બેહદ જોશથી પગ અફાલી બુમ મારી.

પણ સ્નાર્કને તેની સહેજ પણ પરવા હતી નહિ. તે તેના દમની સહેજ પણ તુભા કરવા વિના પોતાની જગોએથી ઉઠયો અને જોવા તે ઓરડો

છોડી જવા માંગતો હતો તેવોજ સીદનીએ તેના મજબુત હાથનું કાંડુ પકડયું. સ્નાર્કને ઉભો રહેવાની ફરજ પડી.

"મી૦ સ્નાર્ક, હું એમ પુછું કે એ મારી ભત્રીજી કયાંથી ફુટી નિકળીછ ?"

"એ તારા ભાઈ સ્ટેનલીની બેટી છે. તેણીનું નામ હીનદા છે. તે ઉપર તારા પીદરનો પ્યાર જયાદા છે. તેણીનો જન્મ જાવાના ટાપુના બેતેવિયા ખાતે થયોછ તારો ભાઇ વાનદરસન કંપનીનો વડો છે. લખાણું તે વંચાણું, ચાલો, ગુડ મોરનીંગ!" તરતજ સ્નાર્ક તે ઓરડો છોડી ગયો.

"ઓ ખુદા! ખુદા!" સ્નાર્કના જવા પછી સીદની પોતાનાં મન સાથે છેડાયલા વાઘની માફક આમથી તેમ તે ઓરડામાં ફેરી ફરતો બોલ્યો, "મારો ભાઇ સ્ટેનલી વાનદરસનની પેઢીનો વડો! મારે હવે શુ કરવુ ? મારવું યા મરવુ ? જયારે ખાંડનિયામાંજ મેહ્યુ સર તો ધપકારાથી મારે શા માટે બીહવુ ? બસ એમજ! એમજ! એજ મારે માટે રસ્તો છે. નહિ તો મારો ફેરનો છે, બદબખ્તિ છે, રૂશવાઇ છે, ફજેતી છે."

ઉસકેરાયલા વાઘની માફક તે પોતાના બાપની આરામધાહમાં ધસ્યો ગયો. ત્યાં સ્નાર્ક હતો નહિ. બુઢો આઇઝેક ખાબમાં ચકચુર બની ગયો હતો. તે બેભાન જેવો પડેલો હતો. એક પણ બોલ બોલવા વિના તે ત્યાંથી પોતાના પીદરના ખાનગી ઓફીસવાલા ઓરડામાં દોડયો. ત્યાં જઇ તેણે અંદરથી બારણુ બંધ કીધુ, પોતાના ખીસાંમાંથો કુચીનો ઝુમખો ખેંચી કાહડયો અને તેમાંની ચાવીઓ વડે પોતાના પીદરની કબાટનાં છુપાં ખાનાઓ ખોળવાની કોશેશ કીધી.

આખરે તે ફતેહ પામ્યો. તેને એક રૂકો હાથ લાગ્યો. તે તેના ભાઇ સ્ટેનલીનો હતો જે તેના પીદરે પોતાના જાનની તરેહ સંભાળી મુકયો હતો. તે તેણે ધડકતી છાતી અને ગુસ્સાના અંગારથી જળતી આંખ્યોએ વાંચ્યો.

"અફસોસ કરૂં કે હોશ ફરામોશ કરૂં! સબ્ર કરૂં કે જાનો જીગરપર જબ્ર કરૂં! ગમ કરૂ કે હોશો હવાસ ગુમ કરૂ! હાય કીસમત! હવાપર લઇ જનારાં હવાઇ વિમાન, તુ કેવું બેઇમાન શેતાન, કે ન તને મારા અરમાનની પરવા કે ન તને મારા જાનની પરવા! અય જેહાન બેવફા! પુર જફાકાર કીસમત! તુંજપર લ્યાનત! લ્યાનત!" આટલું બોલી તે ચુપકીદી પકડી ઉભો થયો અને તે ઓરડામાં પિંજરાંમાં કેદ પડેલા ભુખ્યા વરૂની માફક આમ તેમ ફરતો પોતાનાં મન સાથે વધુ જુસ્સાથી બોલ્યો:—

"મારો પેલો ભાઇ, કસાઇ બની મારો હક રહેંસવા આવ્યો, મારા

હોઠને લાગેલી શરબતની પ્યાલી લુટવા આવ્યો ! તેની બેટી હીલદા! ઓ ખુદા! તે શુ માગ બાપની નજરમા એટલી બધી જયાદા કે તે પોતાની તમામ દોલતની તેને માલેક ઠરાવે, ને કાઢી, કફનથીબી મને બાતેલ કરાવે !"

આ વેળા તે એટલો બધો ઉસકેરાઇ ગયો કે તેના હાથમાંનો સ્ટેનલીનો રૂકો જમીન ઉપર પડયો.

"હા! હીલદા! ખાનાખરાબ હીલદા! તુ કેવી નસીબવત કે તારી ઉપર મારો પીદર ફીદા થયો, તેનો નજરમા તારો તરફનો પ્યાર ઓરબી જયાદા થયો! ખુદા કરેને તોફાન તારી નાજુક જીદગીનો ચોર બને! મસ્તાન દરિયો તારી જીવતી ઘોર બને!"

આ વેળાએ બારણું ઠોકાયું. હજારો કદુવા સાથે તે તેણે ખોલ્યું. તેણે જોયું તો તે તેનો નોકર હતો.

"સાહેબ, મોટા શેઠની જીંદગીનો આટ થતી જાયછ. મોત દુર નથી, તે નજદીક છે!"

"મારીબી શું કમબખ્ત તકદીર છે! જા, હું હમણાં આવ્યો"

નોકર ઘભરાતમાં ચાલી ગયો અને સીદનીએ ફરીથી બારણું બધબસ્ત કીધું.

"મારે એ કમબખ્ત રૂકાની હસ્તી નિસ્તીમાં નાબુદ કરવી જોઇએ. મારાં બદ કીસમતની નિશાન દુર, બસ દુર કરવી જોઇએ."

સીદની વારએવ પોતાની ધારેલી નેમ પાર પાડી થોડા વખતમાં પોતાના પીદરના ઓરડામાં જઇ ઉભો. બુઢા આઇઝેકની તેની ઉપર નજર પડતાં તેણે ઓરડામાં હાજર રહેલાંઓને હાથની ઇશારત કરી તે ઓરડો છોડી જવા જણાવ્યુ અને આવી રીતે બને બાપ બેટા એખલા પડયા તેણે કાંઇક બોલવાની કોશેશ કીધી પણ તેની છાતી ઉપડી શકી નહિ. બેટાએ જોયું કે તેના બાપની હાલત ઘણી બુરી થઇ પડી હતી. તેણે પોતાનો હાથ બુઢા આઇઝેકના હાથમાં મુકયો, જે આઇઝેકે ઘણાજ કમકમાતની લાગણીથી ખેચી લીધો. લગભગ એક કલાક સુધી સીદની પોતાના પીદર સાથે એકલો રહયો. એ અરસામાં તેઓ વચ્ચે શું બન્યુ યા તેઓ વચ્ચે વાતચિત થઇ કે નહિ, અને થઇ હોય તે શી હતી તે કોઇ જાણી શકયું નહિ.

"ઓ મદદ! મદદ!" સીદનીએ બુમ પાડી. તરત ઘરનો ડાકટર અને સલાહ લેવા બોલાવવામાં આવેલો મોટો ડાકટર બીમારના ઓરડામાં ધસી ગયા. ઓરડાના દરવાજા આગળજ સીદની ધાસ્તીથી અધમુવો જેવો હાથ જોડી ઉભો હતો.

"ઓ ડાકટર, મારા વાહલા પીદર મરેછ! બચાવો! ખુદા ખાતર બચાવો!" ડાકટરને જોતાજ સીદનીએ કાલાવાલા કરી જણાવ્યુ.

બને ડાકટરોએ બુઢા આઇઝેકની ભેગી તપાસ કીધી એ પછી સીદનીએ જોયું કે વડો તબીબ કાંઇક નાસીપાસ ચેહરે ખુરશી ઉપર બેસી ગયો જયારે તેના ઘરનો તબીબ મરતા આઇઝેકનો દમ નિકળી જતો જોતો સીદનીની બાજુમાં ખડેખુટ ઉભોજ રહયો બે ચાર વધુ પળ પસાર થઇ. આઇઝેકના તબીબે આઇઝેકની નાડ ફરીથી પોતાના હાથમાં લીધી અને ગળગળતા સાદે સીદનીને જણાવ્યું —

"મી૦ વારએવ, તમારા પીદર મરણ પામ્યાછ"

"હે! શું! મારા પીદર મરણ પામ્યા! ઓ ખુદા! આ તે કેવી આફત! કીસમત! કીસમત!"

આટલું બોલી સીદની વારએવ પોતાના પીદરનાં બિછાના આગળ પડેલી એક ખુરશી ઉપર પોતાનુ કપાળ કુટતો તથા નિસાસ બની હાય અફસોસ કરતો ફસડાઇ પડયો.

---

## પ્રકરણ ૮ મું.

---

ખચિત, આઇઝેક વારએવનો દમ આખર થયો હતો, મલેકુલ મૌત તેની જીદગીનો બાગ લુટી લેવાને સૈતમગર બન્યો હતો. તે પોતાના બિછાના ઉપર હાથ ત્યા હાથ અને પગ ત્યાં પગ કરી લાચાર સ્થિતિમા લાઇલાજ બની પડેલો હતો. તેનો વડો બેટો સીદની નિસાસ થઇ પોતાના પીદરનાં મોતનાં બિછાના આગળની એક બેઠક ઉપર ફસડાઇ પડયો હતો પણ તેની બને આંખો એક પણ આંસુથી ખાલી હતી, ગુસ્સાથી તે એટલી તો લાલ થઇ આવી હતી કે ગોયા તે આખ નહિ હતી પણ શરાબની પ્યાલી હતી. તે જોકે નિસાસ થઇ પડેલો હતો પણ તેનો હોશ ફરામોશ થયલો નહિ હતો તેના ખ્યાલો ગોયા હવાઇ વિમાન ઉપર સવાર બનેલા લાગતા હતા. તેના ખ્યાલાતનો અસ્પ મસ્ત બની ગયો હતો, જયારે તેની ખુશાલીનો આફતાબ અસ્ત બની ગયો હતો. તેનાં તનબદનનો એકેએક અવયવ સર્દ મારી ગયો હતો, ચેહરો જર્દ મારી ગયો હતો અને તેના ચેહરા ઉપર લોહીનું એક પણ ટીપુ જણાતું હતું નહિ તબીબો સમજયા કે એ નિશાન તેના પીદરની સદાની ખોટની હતી, આઇઝેક વારએવનાં ઓચિતાં મોતની હતી.

ખ્યાલોમાં મસ્ત બનેલો સીદની ઉઠયો. તેના હોઠો કાંઇક ધ્રુજતા હતા. તે લાગલો પોતાના પીદરનાં મોતનાં બિછાનાવાલો ઓરડો છોડી ગયો અને પોતાના ખાનગી ઓરડામાં જઇ બેઠો.

"અફસોસ! અફસોસ!" તે પોતાની બેઠક ઉપરથી ઉઠી ઓરડામાં પિંજરામાં કેદ પડેલા વાઘની માફક ફેરા ફરતો પોતાનાં મન સાથે પોકારી ઉઠયો, "હુ કેવી તાલ જમાઉં? હુ કેવી જાળ બિછાવુ કે તેમાં મારો દુશ્મન ફસે ને બદો ખડખડ હસે. હીલદા! મારા દુશમને જાન! તુ મારી જીદગીની ઉમેદનો ચેરાગ બુઝાવા માગેછ, પણ નહિ, તેમા તને હુ ફાવવા દેનાર નથી. તુ મારાં કીસમતની કરામતની કુચી ફેરવી શકનાર નથી. શુ હું મારા દુશમનને માલામાલ કરૂ ને હુ ખુદ પોતાને પામાલ કરૂ? કદી નહિ એકબારગી જાનથી જાઉં, પણ મારા અરમાનથી તો હાથ નહિ ઉઠાઉં! દોલત વિનાની જીદગી! ઉફ! એવી જીંદગી ઉપર હજાર લ્યાનત! હજાર શરમીદગી!"

આ પ્રમાણે તે ઉસકેરાયલો જેવો પોતાની અસલી જગો ઉપર પાછો બેઠો અને કાઇક શાંત પડયો. વકીલ સ્નાર્કે વીલ માટે આપેલી ખબર ઉપર તેણે દરીયાફ્ત કીધા તેના પીદરે બીજું વીલ બનાવ્યું હતુ જેમાં તેણે હીલદાને પોતાની તમામ દોલતની વારેસ ઠરાવી હતી. આ નવું વીલ કેમ હાથ કરવું અને દુશમનને કેમ માહત કરવો તેના ખ્યાલમાં તે ચકચુર બની ગયો. તેને હઇયે નેહ હતી કે નવુ વીલ તેના પીદરનાંજ મકાનમાં હતુ પણ તે કયાં હતુ? વીલ સતાડવાની જગો તેણે શોધી કાહડવાની હતી. તેણે ખાત્રીથી માન્યું કે હીલદાને તમામ દોલતની વારેસ ઠરાવનારૂં વીલ તેના પીદરના સુવાના ઓરડામાંજ કેઠે હોવું જોઇયે. પણ તે કયાં, કઇ જગોએ? તે તે સમજી શકયો નહિ. પણ તેણે ઠરાવ કીધો કે તેના જાનના ભોગે તે શોધવાનું હતું. પણ આ બીનાની જોડેજોડ તેને એક બીજો વિચાર થયો. અગરજો હીલદાવાલું વશિયતનામુ પાતાળમાથા પણ ઢુંડી કાહડી તે તેનો નાશ કરે તોપણ તેનો પોતાનો તો નાશ થતો અટકવાનો નથી. જો કે તે તેના બાપનો વડો બેટો હતો પણ તેનો જન્મ તેનાં માબાપનાં લગન આગમચ થયલો હોવાથી તે કાયદા પુર્વક વીલ વગર તેના પીદરનો વારસ ઠરી શકતો હતો નહિ. હકદાર ફરજંદ તો તેનો નાનો ભાઇ સ્ટેનલી હતો, જે વશિયતનામાની ગેરહાજરીમાં આઇએક વારએવની દોલતનો માલેક ઠરતો હતો. આ સબબથી નવું વીલ બનાવટથી ઉભુ કરવા સિવાય તેની પાસે બીજો ચારો હતો નહિ. તેણે સયેંકડો વાર પોતાને તમામ દોલતનો વારેસ ઠરાવવારૂં વીલ વાંચેલું હોવાથી વીલ ઉપર શાખ કરનારાઓ કોણ હતા તેનું તેને પુરેપુરૂ ભાન હતું. આ શાખ કરનારા શખ્સોમાનો એક તેના પીદરનો સર્વથી પ્યારો દોસ્ત હતો જે આ જેહાનથી કુચ કરવાની તઇયારીમાં જીવતો હતો. આ બુઢાની

સહીનાં કાગળો તેના પીદરની ટેબલ ઉપર જમા થઇ પડેલાં હતાં, એટલે તેની સહીની બનાવટ કરતા તેને ઝાઝી મુશકેલી નડવાની હતી નહિ એમ તે સારી પેઠે સમજતો હતો. મુશકેલી માત્ર તેના પીદરનીજ સહીની બનાવટ કરવાની હતી.

આ પ્રમાણે ખ્યાલ કરતો તે ખુશાલીથી છળાછળ ઉભરાતી છાતી સાથે પોતાની બેઠક ઉપરથી કુદકો મારી ઉઠયો. તેના પીદરની ત્રકમાં વીલના ફારમો મોજુદ હતા તરતજ ચાવીની મદદ વડે તે ઉઘાડી અને વીલ ફારમ ખેચી કાહડયો. પોતાના ઓરડાનાં બારણા અંદરથી બરાબર બંધબસ્ત છે કે તેની ફરીથી પુરેપુરી ખાત્રી કીધા પછી તે લખવાની ટેબલ આગળ ખુરશી ખેંચી બેઠો. તેણે ઘણીજ ઝડપથી એક વીલ ઉભુ કીધુ, જેમા આઇઝેક વારગ્રેવે પોતાના વડા બેટા સીદની વારગ્રેવને પોતાની તમામ મિલકતનો વારસ ઠેરવેલો જાહેર કરવામા આવ્યો હતો તેણે પોતાના પીદરની તેમજ તેના બુઢા દોસ્તની અને બીજા બે સાહેદોની સહી એવી તો આબાદ કીધી કે તે જોતાજ તેના હોઠો ખુશીથી ખુલ્લા થઇ ગયા અને ગાલોએ ગોલાબી રંગ લીધો.

અંતે ખોટું વીલ તઇયાર થઇ ગયું તે તેણે અરધી ડજન વાર વાંચ્યું. વાંચતાં તેની આખો તારાની માફક ચળકતી હતી અને વિજની માફક ચમકતી હતી. નકલી સહીઓ અસલો સાથે કાંઇ કુડીબંધ વખત તેણે સરખાવી અને તે કુદકો મારી પોતાની જગોએથી ઉઠયો, અને પોકારી ઉઠયો.—

"બસ મારૂ કામ ખતમ થયુ, આતે મનેજ સઘળુ હજમ થયુ. કોણ કહી શકશે કે આ વીલ બનાવટ છે! તરકત છે! મારી ઉપર એવો આરોપ મુકનાર ઉપર હજારવાર લ્યાનત છે."

આટલુ બોલી તેણે બનાવટી વીલ ઘડી કરી પોતાના કબજામાં લીધું. ઢીલ માત્ર હીલદાવાલું વીલ શોધવાની હતી. તે તે વીલ શોધવા પોતાના ખાનગી ઓરડામાંથી બાહેર પડયો. તે પાધરો દીવાનખાનાવાલા ઓરડામાં ધસ્યો ગયો. તે એકલો પડવા માગતો હતો પણ તેની એવી સરજત હતી નહિ. તેણે ખુરશી ઉપર બેઠક લીધી કે વકીલ સ્નાર્ક પણ ત્યાંજ આવી ચહડયો.

"અફસોસ! અફસોસ! ઘણુંજ નરસ થયું. સીદની વારગ્રેવ તમોને તો બેવડો ફટકો પડયો. એક તો મોતનો ફટકો ને બીજો તો ખોટનો ફટકો!" સ્નાર્કે દયામણે ચેહરે સીદનીને ટીકી ટીકી જોઇ કહયું.

"એટલે?" સીદનીએ ગુસ્સાથી ભવાં ચહડાવી સવાલ કીધો, "મોત શું ને વળી ખોટ શું?" આટલું બોલી તે ફીકકો પડી જઇ નીચી મુડીએ મુછ ઉપર તાવ દેવા લાગ્યો.

"મોત તમારા પીદરનું, ખોટ તમારા વારસાની!" વકીલે તેની બેઠક આગળ ઉભો રહી ગુસ્સાથી મુકી વાલી કહયું. તેની આ લાગણી સીદની જોઇ શકયો નહિ.

સીદની વારગ્રેવ સ્નાર્ક તરફ ગુસ્સાથી એકી તગરે જોતો બેસીજ રહયો. તે કશું બોલી શકયો નહિ. પણ સ્નાર્કે તેની સહેજ પણ પરવા કરવા વગર આગળ ચલાવ્યુ .—

"ભલા માણુસ તમોનેબી શુ સુઝ પડયું કે તમોએ આઇઝેક વારગ્રેવ સાથે નાહક ટંટો કીધો કે મરનારે તમારો હક અધર લટકતો કીધો, સદંતર ગરીબાઇની હાયવેળામાં સબડતો કીધો."

"કદી નહિ, મારા પીદર સાથે મને સહેજ પણ મતફેરી હતીજ નહિ. હું મરનારનો ફરમાબરદાર હતો, તે મારો પ્યારો પીદર હતો, મારી મરજીનો તે સરદાર હતો. સ્નાર્ક, એ તારો વાહિયાત બકબકારો છે."

"તમોનેબી અજબ સધિયારો છે. નહિ દોલત જવાનો ગમ કે ન—"

"ખામોશ! સ્નાર્ક હોશમા આવ! મારી દોલત કોણ કહેછ કે મારા હાથથી ગઇ? તે તો મારા હાથમાં સલામત છે."

"ત્યારે તો એ કાંઇ અજબ કરામત છે. તમારા પીદર કોણ જાણે શા સબબથી તમારી ઉપર એટલા ખફા હતા કે મારા ગમે તેટલા સમજાવ્ય છતાં મરનારે તમારાં નામનાં વીલનો નાશ કીધો."

"કોણ કહેછ? બિલકુલ ગલત! એમ સાબેત કરવુ મુશકેલ છે."

"ખેર! પણ હીલદાનાં બીજાં વીલથી તે રદ બાતેલ છે," સ્નાર્કે સહેજ પણ ધભરાવા વિના ઠાવકેપણે જવાબ દીધો.

સીદનીએ ગુસ્સાથી પોતાની જીભ કરડી શાંત રહેવાનો ઢોંગ કરી પુછયું, "પણ તે નવું વીલ શુ તારી પાસે છે?"

"નહિ, તે વીલ મરનારે પોતાનાજ કબજામાં રાખ્યુંછ." સ્નાર્કના આ જવાબથી સીદનીની મરણ પામેલી ઉમેદ સજીવન થઇ. નવાં વીલ માટે તેને મોટી ધાસ્તી હતી કે રખેને તે વકીલના કબજામાં હોય. પણ હવે વખત ખોહવામાં તેની પોતાની ખરાબી હતી તેણે નકી માન્યું કે મરનારે અગરજો પોતાના કબજામાં વીલ રાખ્યું હોય તો તે તેના સુવાના ઓરડામાંજ હોવું જોઇએ. તે સ્નાર્કને સાહેબ સલામ કરી ઓરડો છોડી ગયો અને પાધરો પોતાના પીદરના સુવાના ઓરડામાં દાખલ થયો જયાં તેનો પીદર હજી બિછાના ઉપર થંડો ગાર બની પડેલો હતો.

# પ્રકરણ ૬ ઠું.

તે ઓરડામાં બીજું કોઇ હતું નહિ. તબીબો અને નોકરો મરનારને તેની કરણી સાથે એકલો અટુલો રહેવા દઇ તે ઓરડો છોડી ગયા હતા. સીદની દાખલ થયો ત્યારે તેને હાલના જેવો શોકાતુર ઓરડો કદી પણ લાગ્યો હતો નહિ. દાખલ થતાંજ તેની નજર મોતનાં બિછાના ઉપર દોડી. તેણે જોયું કે તેનો પીદર મોતની મિઠી નિંદમાં ચતોપાત શાંત પોઢેલો જણાતો હતો, જ્યારે તેને પોતાને દોલતની હુડમાં બેકરાર બની રહેવું પડતુ હતુ. તેનાં બિછાનાથી દુર એક સગડી ઢગઢગી રહી હતી. મરનારના ડોળા બંધ હતા નહિ. તે ઉઘાડાજ રહી ગયા હતા, જે જોતાં સીદનીનાં જીગરની એકેએક રગમાં તાહડનું સખ્ત લખલખું ફરી વળ્યું. તે જબરો હિમ્મતવાન હતો, પણ આ પળે તે બીહીકણુ બાયલો બની ગયો હતો તેને લાગ્યું કે તેના પીદરના ઉઘાડા ડોળા વચે ખરા હકદારનો હક લુટવાને તેનુ જીગર ચાલી શકનાર નથી. તેણે ભારે કમકમાટ વચે જોયુ કે જેમ તેનો પીદર જીવતાં જીવત તેની દરેક વર્તણુંક ઉપર નજર રાખતો હતો તેમ આજે પણ તેની પાપભરી હિલચાલ તપાસ્તો મોતનાં બિછાને પડયો હતો, અને જાણે તેને થપકો આપતો હોય તેમ તેનો ચેહરો કેહર ભરેલો લાગતો હતો.

પણ બીજીજ પળે તેણે પોતાનું આવી હદ સુધીનું હિચકારાપણું પોતાનાં તનબદનની રગેરગમાંથી ખંખેરી નાખ્યું, અને બીજીજ પળે ઓરડાના દરવાજા અંદરથી બંધ કરી જે જગોએ તેનો પીદર ચાવીઓનો ઝુમખો મુકતો હતો ત્યાંથી તે તેણે ખેંચી કાહડયો અને તેમાંની એક ત્યાં પડેલી લોખંડની મસ મોટી તીજોરીને લગાડી. તીજોરી ચાવીને શરણુ થઇ ઉઘડી ગઇ. આખી તીજોરીનું ખુણેખુણું તે હુડી વળ્યો પણ હીલદાનાં નામનું વીલ મળે નહિ. આ વેળાએ તે બંધ ઓરડામાં કાંઇક ખડખડાટ થવાનો અવાજ તેના કાનોને આવી અથડયો. તેણે આસપાસ નજર ફોધી તો તેનો પીદર જેવી અને તેવીજ હાલતે મોતના બિછાના ઉપર પડેલો હતો. અને વળી તે ઓરડાનું બારણું બરાબર અંદરથી બંધ હતુ. તેને લાગ્યું કે તે અવાજ તેના ભમતાં મગજનું પરિણામ હતું, બાકી ત્યાં તેના પીદર સિવાય કોઇ બીજું મુવું જીવતું હતું નહિ. તે ફરીથી તીજોરી આગળ પોતાની શોધ આગળ ચલાવવા ધસ્યો ગયો. તીજોરીના અનેક ખંગો તે અજબ જેવી ખંતથી ખોલી વળ્યો. પણ હજી કીસમત તેની સામે હતું. વીલ કેમે કરતાં તેને હાથ લાગ્યું નહિ.

પણ અંતે તેની સરજતમાં ફતેહ સરજાયલી હતી. તેના ધ્રુજતા હાથોમે

તીજોરીના એક ખંગમાં બતન જેવું કાંઈક નડયું. તેને કાંઈક ખ્યાલ થાઇ આવ્યો. તે બતન તેણે જોરથી દાબ્યુ અને તરતજ એક લાંબુ ખાણું આંચકા સહિત ઉઘડી ગયુ. ફતેહની ધીમી ચિચ્યારી સાથે તેણે પેલું ખાણુ બાહેર ખેંચ્યુ. બીજીજ પળે તેની નજર સામે એક લાંબુ પેકેટ આવી ઉભું. તે તેણે અજબ જીજ્ઞાસાથી પોતાના હાથમાં લીધુ અને તે ઉપર નજર કીધી તો પેહલુજ નામ તેની નજરે હીલદાનું પડયુ. તેણે ચાહયું કે તે વીલ ત્યાં ઢગઢગતી સગડીને સ્વાધીન કરી તેનો આ ધરતી ઉપરથી સદાનો નાશ કરે, પણ એટલામાં એક હાય મારવાનો તિણો અવાજ તેના કાનને આબાદ આવી અથડયો. આ આબાદ અવાજથી તેનાં દિલમાં એવાં તો ધ્રુજરાં છુટયાં કે તેના હાથમાંથી હીલદાનાં નામનું વીલ જમીન ઉપર પડયુ, તેની પણ દરકાર નહિ કરતાં હાય મારવાનો અવાજ કયાંથી આવ્યો હતો તે શોધી કાહડવા પોતાના પીદરનાં બિછાના આગળ તે ધસી ગયો. તેણે બેહદ કમકમાટ વચે જોયુ કે તેના મરનાર પીદરના ડોળા તેનેજ ગુસ્સાથી તગર તગર જોઇ રહયા હતા. તે ખરેખર ધ્રુજ્યો. તેના હાથ પગમાં ધરતીકંપનો ગોયા પ્રવાહ ચાલી રહયો હતો. તે ધસક અને ધાસ્તીનો માર્યો ધ્રુજતો પોતાના બાપની લાસ આગળ ધુટણીએ પડયો અને મરનાર તરફની દયા માટે આર્જુમદ બની હાથ જોડી બોલ્યો:—

"મારા પ્યારા પીદર, તમારા હકદારનો હક લુટવા માટે અગરજો હું તમારી નજરમાં ગુનેહગાર ઠરતો હોવું તોપણ મને તમારાં આશીર્વાદ દેઓ. અગરજો મુવેલાંઓબી જીવતાઓનાં પાપો જોઈ હાય અને અપ્સોસનો ધુવો બાહેર પાડતા હોય તો પીદર તે ધુંવાની આગથી મને બચાવો! બોલો! પીદર બોલો!"

પણ બુઢા આઇઝેક તરફથી કશો જવાબ મળે નહિ. તે હિચકારો એટલુંબી ભુલી ગયો હતો કે મુવેલાઓ બોલી શકતા નથી. આ ખ્યાલ થતાંજ તે ધુંટણપર પડેલો ઉઠો ઉભો અને આટલી બધી હદ સુધી હિચકારો અને બેબાખરો બનવા માટે તે પોતાને કદુવા દેવા લાગ્યો અને તીજોરી તરફ ફરીથી ધસ્યો. તેણે આસપાસ નજર કીધી પણ તેણે શુ જોયું? હીલદાવાલું વીલ જે તેના હાથમાંથી જમીન ઉપર પડયું હતું તે ત્યાં હતું નહિ. તેણે ઘણીએ શોધ કીધી પણ ખુદા માલુમ તે કયાં ગાયબ થઇ ગયુ હતું. તે સમજી શકયો નહિ કે તેના મરનાર પીદર સિવાય તે ઓરડામાં બીજું કોઇ હતું નહિ તો માહ મહેનતે અને બેહદ મુશકેલીએ મેળવેલું વીલ તે બધબસ્ત ઓરડામાથી જાય કયાં? થોડીક મિનિટ પછી તેને એવુંજ ભાન આવ્યું કે તે વીલ તેણે ધ્યાનમાં અને ધ્યાનમાં સગડીમાં બાળી નાખેલું હોવું જોઇએ.

"બસ એમજ! એમજ!" વધુ શોધ કીધા છતાં અંતે વીલ નહિ મલ-

વાથી તે પોતાનાં મન સાથે બોલ્યો, "એમ વગર બીજું શું હોય? બેભાન જેવો બની મેં ધ્યાનમાં અને ધ્યાનમાં વીલ બાળીજ નાખેલું હોવુ જોઇએ."

---

## પ્રકરણ ૧૦ મું.

લોર્ડ ગ્લેનદેલના એકપુરા બેટાના ભેદ ભરેલી રીતે ગુમ થવાના દુઃખ દાયક બનાવ ઉપર છ માસનો ગાળો વહિ ગયો છે. એ અરસામાં ઘણાક બનાવો બની ચુકયા છે. લોર્ડ ગ્લેનદેલનો વિશ્વાસુ વકીલ રોબર્ટ જેને લોકો લોર્ડ ગ્લેનદેલને દગો દઇ તેનું સર્વસ્વ લુટી નાહસી ગયલો માને છે તેના પાછા નહિ ફરવાથી અને આવી રીતે લોર્ડ ગ્લેનદેલ પોતાના માગનારને નાણાં નહિ ભરી શકવાથી તેને પોતાની તમામ કીમતી મીલકતોને છેલ્લી સલામ કરવી પડી છે. અને તેના બાપદાદાની માન પામેલી કીમતી મિલકતોનો માલેક સીદની વારગ્રેવ થવા પામ્યો છે માત્ર એકજ મિલકત લોર્ડ ગ્લેનદેલના હાથમાં જવા પામી છે જે રોકકલીફ નામનાં ગામડાંમા આવેલી છે. રોકકલીફનું ગામડું ગ્લેનદેલનાં ખુબસુરત ગામડાથી વીસ માઇલ દુર આવેલું છે. સીદની વારગ્રેવે ગ્લેનદેલ કેસલમાથી લોર્ડ ગ્લેનદેલને નાણાં નહિ ભરી શકવાથી હાંકી કાહડવા પછી એ કમનસીબ ઉમરાવને પોતાની જવાન અને ખુબસુરત પરણેતર સાથે રોકકલીફની મિલકતનો આશ્રો લેવાની દુ ખભરી ફરજ પડી છે. આ મકાનમાં આ બને ધણી ધણીયાણી એકાંત જીદગી ગુજારતાં હતાં. તેઓ કોઇની મોલાકાતે જતાં હતાં નહિ તેમજ કોઇની મોલાકાત લેતાં હતાં નહિ રોબર્ટ જેવો તેમનો વિશ્વાસુ વકીલ છેક છેલ્લી ઘડીએ બેવફા થઇ તેઓને હાથ લાગેલી દોલત સાથે પોબારા માપી જવાથી તેઓનો પ્યાર દુનિયા ઉપરથી ઉઠી ગયો હતો. તેના નાહસી જવાથી તેઓ તવંગરીના કીલ્લા ઉપરથી ગરીબાઇની ખીણુમાં ગબડી પડયાં હતાં અને સીદની વરગ્રેવ પોતાના પીદર આઇઝેકનાં મરણથી તેમની તમામ મિલકતોનો માલે બની નેહાલ થઇ ગયો હતો. લેડી ગ્લેનદેલનો એ સદાનો વિલાપ હતો પણ ધોલાયલાં દુધ ઉપર વિલાપ નહિ કરવાને તેણીનો ખાવિદ તેણીને સદા સમજાવતો હતો.

આ બંને ધણી ધણીયાણી રોકકલીફમાંના મકાનમાં ઠર પડી ચુકયાં હતાં. રોકકલીફનુ ગામડું નાનું હતુ પણ તેમાના નાનાથી તે મોટાં સુધી લોર્ડ અને લેડી ગ્લેનદેલ તરફ દિલસોજી ધરાવતાં હતાં. કેમકે તેઓ એકએક જાણતાં હતા કે એ ભલાં જોડાંની પડતીનુ મુળ તેમના વકીલની બેવફાઇ હતી. રોકકલીફનું ગામડું જોકે નાનુ હતું પણ તે દરિયાના મુખ ઉપર આવેલું હોવાથી દેખાવ બહુજ રમણીય લાગતો હતો.

આજે રોકકલીફનું નાનું ગામડું મોટા ધભરાટમાં હતું. એકેએક રહેવાસી—શું મરદ કે ઓરત, શું નાના કે મોટા—પોતાનું ઘરબાર છોડી આજના ગમે એટલાં મોટાં તોફાન છતાં દરિયાના કિનારા આગળ જમા થઇ ઉભાં હતાં. એકેએકના ચેહરા ઉપર ધભરાટ, ધાસ્તી અને આફતનાં ચિન્હો ખુલ્લાં દેખાઇ આવતાં હતાં. એકેએકની નજર દરિયા તરફ ચોંટી રહી હતી. એક મોટું બારકસ આજનાં તોફાનના વમળમાં સપડાઇ ગયું હતું અને પળ એટલી તો જીવ સટોસટની હતી કે દરેક ઘડીએ પેલી સ્ટીમર તે ઉપરનાં તમામ ઉતારૂઓ સાથે દરિયાઇ ઘોરમાં કબરવાસ થવાની અણી ઉપર હતી તમામ ઉતારૂઓ કાનના બહેર ફાડી નાખે અને રૂવેરૂવુ ઉભુ થાય એવી મદદની ચિચ્યારી પાડતાં તુટક ઉપર જમા થયાં હતાં અને તેઓ આસમાન તરફ હાથ ઉંચા કરી "ખુદા! ખુદા!" કરતાં હતાં. પાહડ પેઠે ઉછળતા તોફાની મોજાઓ પોતાના દયાહીણુ પન્જામાં તેઓને સપડાવાને પોતાનું જોર એવુ તો અજમાવી રહયા હતા, કે તે ગજાવર દમામદાર સ્ટીમર જાણે હવા ઉપર પતગિયું બની ગયું હતું. તે ઘડીકમાં દરિયામા કબરવાસ થવાની અણી ઉપર આવતી પણ બીજીજ પળે જાણે તેનો ગયલો દમ પાછો આવ્યો હોય તેમ દયાહીણુ દરિયાની સમાટી ઉપર તે પાછી તરી નિકળતી. ગોયા કુદરત તે સ્ટીમર ઉપરના કમબખ્ત ઉતારૂઓને રીબાવતી હતી. સ્ટીમરના કપતાન અને સેલરોએ સ્ટીમરને દરિયામાં ગર્ક જતી બચાવવાને પોતાથી બનતુ કીધું હતુ પણ તેઓ છેવટે લાચાર બની ગયા હતા તેઓએ કુદરતના રહેમી બાપને તે ઉપર ભરોસો મેલી પોતાની અને એકેએક ઉતારૂની જીંદગીની સરજતની દોરી સોંપી દીધી હતી.

અંતે તોફાની માહસાગરની ફતેહ થઇ. બોલ બોલતાંમાં છાતી ચીરી નાખનારી ચિચ્યારી સાથે સ્ટીમર દરિયામાં ગર્ક ગઇ. આ કમકમાટ ભરેલો દેખાવ જોતાં રોકકલીફના રહેવાસીઓની આંખોમાં આંસુ ધાઇ આવ્યાં. તેઓએ પણ ધભરાટના માર્યાં કીલ્પયાન કરી મુકયુ. એકાદ બે નબલી પોચી સ્ત્રીઓ તો બેશુધ થઇ ગઇ. અને જેઓ હિમ્મતવાન હતી તેઓએ "મદદ! મદદ!" ની બુમો પાડી. તરતજ ચાર જવાનોએ બા હિમ્મત દરિયામાં ઝોકાવી દીધું, તેઓ માં બુઢા મેથ્યુ લીનો એકપુરો બેટો હતો તેઓ ચારે જવાનોએ જીંદગી બચાવવાને પોતાની જીંદગીના જોખમે મહેનત કીધી પણ કુદરતની મરજી એક પણ જીંદગી બચાવવાની નહિ હતી તે ચારે જવાનોએ થાકીને લુસ બની પાછા રોકકલીફ તરફ રસ્તો લીધો. તોફાન વધતુજ ચાલ્યું હતું અને દરિયો ઓરબી મસ્તાન્ બન્યો હતો. કુદરતી રીતે તે જવાનો માટે સામી ધાસ્તી ઉપજી. પણ તે ચારે જવાનો અથગ તરનારા હતા. તેઓ તોફાની દરિયામાંથી બાહેર નિકળી પોતાનાં વાહલાંઓને મળવાની અધીરાઇમાં તોફાનને માહત કરતા દરિયો કાપતા હતા, એટલામાં બુઢા મેથ્યુ લીના જવાન બેટાના પગમાં આંકરાં આવી ગયાં

અને પેલા જવાનો તેને બચાવે તે પહેલાં બુઢા મેથ્યુનો છોરાગ દરિયામાં બુ-ઝાઈ ગયો પેલા બાકીના ત્રણ જવાનોએ તેને બચાવવાને ઘણુંએ કીધું પણ ફોકટ! તેની લાસ પોતાને હાથ મેળવી તેઓ કિનારે પાછા ફર્યાં ત્યારે રોકક-લીફના કિનારે ઉભેલાંઓમાં ભારે ગમગીની ફેલાઇ ગઇ. બુઢા મેથ્યુને ખબર પડતાંજ તે કિનારા તરફ દોડી ગયો જયાં તેના એકપુરા બેટાને તેણે સફેદ ચાદર હેઠળ ઢંકાયલો પથર ઉપર પડેલો જોયો. તે પોતાના બેટાની લાસ આગળ એક પણ બોલ બોલવા વિના ફસડાઇ પડયો.

આ વેળાએ લોર્ડ ગ્લેનદેલ પણ ખબર પડતાં ત્યાં આવી ચહડયો હતો. બુઢા મેથ્યુના એકપુરા બેટાને લગતી હોનારતથી તેને ઘણુ લાગતુ હતું, કેમકે તે બુઢો તેને (લોર્ડ ગ્લેનદેલને) ઘણો ચાહતો હતો

"મારો મેથ્યુ કયાં છે?" લોર્ડ ગ્લેનદેલે એકઠાં થયલાં લોકોને ઘભરા ટમાંજ સવાલ કીધો.

હું અહિ છું મારા લોર્ડ," મેથ્યુએ લોર્ડ ગ્લેનદેલનો અવાજ સાંભળતાં આગળ ધસી જઇ જવાબ દીધો.

"મારા ભલા મેથ્યુ, તારા એકપુરા બેટાનાં મોતની કેફિયત સાંભળી મારી છાતી ફાટી ગઇ છે. આ ખોટ ખમવાને ખુદા તને શક્તિ આપે! ભલા મેથ્યુ, તને લાગેલા ગમમાં મારી પુરેપુરી દિલસોજી છે."

"મારા લોર્ડ," બુઢાએ પોતાની આંખમાંથી ખરી પડેલું આંસુ લુછી કહયું, "મારા બેટાનાં મોત માટે ગમ કરવો નારવા છે. બેટા જેવી બખશેશ આપનારએ ખુદા છે અને તેને આપણા પાસામાંથી ઉઠાવી લેનાર પણ તેજ છે. મારા લોર્ડ, મારો બેટો મુવોછ પણ તે બાહદુરીથી મુવોછ. બીજાના જાનો બચાવાની કોશેશ કરતાં મુવોછ. નામોશીનાં મોતમાં મરવા માટે ગમ કરવો રવા છે પણ હિમ્મતભર્યા મોતે મરનારાંઓ ખરી રીતે તો મુવા છતાં જીવતાં જેવાં છે. મારો એક તો શું પણ સેકડો બેટાઓ એવાંજ મોતે મરે તો સેહજબી ડરૂં નહિ યા ગમનુ એક ડચકું વટીક ભરૂં નહિ."

"શાબાશ!" લોર્ડ ગ્લેનદેલે તે બુઢાની પીઠ થોકી કહયું.

પણ એટલામાં રોકકલીફ ગામડાંના રહેવાસીઓએ એક અવાજે "મદદ! મદદ!!" ની બુમો પાડી. લોર્ડ ગ્લેનદેલ અને મેથ્યુ લીએ દરિયા તરફ નજર કીધી તો સ્ટીમરના તુટકનાં લાકડાં ઉપર એક સ્ત્રીને દરિયામાં તરતી જોઇ. એકાદ બે જવાનો તે સ્ત્રીને બચાવી લેવા દરિયામાં કુદકો મારવા જતા હતા તેઓને મેથ્યુ લીએ અટકાવ્યા અને તેણે પોતે દરિયામાં ઝોંકાવી દીધું.

"જુવો! જુવો!" કિનારા ઉપરની બે ચાર ઓરતો સામટી પોકારી ઉઠી, "આ ખુદા! એ બાઇના હાથમાં તો એક બાળક છે."

આ દેખાવ જોતાં દરેક ઓરતનાં દિલમાં દયા ધાઇ આવી. અને તેઓએ સ્ટીમર ઉપરના તમામ ઉતારૂઓમાં બચેલા આ બે જાનોની સલામતી માટે ખરાં અંતકરણથી દુવા ગુજારી પણ તેઓએ છાતી ફાડી નાખે એવી ચિચ્યારી પાડી કેમકે મેથ્યુ તે ઓરતની મદદે જાય તે આગમચ પવનનો એક મસ મોટો વટોળીઓ એવો તો જોશથી ફુંકયો કે ભાગી ગયલી સ્ટીમરનાં તુટકનું લાકડું જેની ઉપર પેલી સ્ત્રીએ આશ્રો લીધો હતો તે ઉંધું વળી જવા સાથે તે સ્ત્રી દરિયામાં તણાવા લાગી અને તેની સાથનું બાળક દરિયામાં પડયું. એ વખતે બુઢો મેથ્યુ સારાં નસીબે પેલી ઓરતની મદદે દોડી ગયો અને તેણે તેણીને પોતાના હાથમાં ઉંચકી લીધી ત્યારે કિનારા ઉપર જમા થયલાં લોકોએ ખુશાલીથી આખો કિનારો ગજાવી મુકયો. પણ તેઓની દલગીરી પેલાં નિર્દોષ બાળક માટે હતી જેને બચાવવાનો બુઢા મેથ્યુ પાસે સહેજ પણ ઇલાજ હતો નહિ. પણ એટલામાં તેઓએ મોટી ખુશાલી વચ્ચે જોયું કે તે નિર્દોષ બાળકની મદદે એક કુતરો દોડી ગયો હતો. તે તેજ કુતરો હતો જેની બાહદુરી આપણે આગલાં એક પ્રકરણમાં જોઇ ગયાં છિએ. આ કુતરો લોર્ડ ગ્લેનદેલનો હતો, જેણે ગ્લેનદેલ કેસલમાં પોતાના શેઠના એકપુરા બેટાને લુટી લઇ જનાર સામે જબરી જગ મચાવી હતી. અને એમ કરતાં તે મરતો બચ્યો હતો. એવીજ બાહદુરી તેણે પેલા નિર્દોષ બાળકને બચાવવામાં બતાવી હતી. તેણે તે બાળકને તેનાં કપડાંમાંથી પોતાના દાંતમાં મજબુત પકડયું અને જમા થયલાં લોકોના ભારે હર્ષનાદ વચ્ચે તે કુતરો તે બાળકને કિનારા ઉપર લઇ આવ્યો બીજી તરફ બુઢો મેથ્યુ પણ પોતાના હાથમાં પેલી બાઇને લઈ કીનારા ઉપર આવ્યો ત્યારે લોકોની ખુશાલીનો પાર હતો નહિ.

"એ બાળક તો છોકરી છે," ઓરતો પેલાં બાળકને જોઇ ખુશીની મારી પોકારી ઉઠી.

"એ તો કોઇ ફરેસ્તો છે. એવુ ખુબસુરત બાળક કોઇ ઇનસાનનું તો હોયજ નહિ," મેથ્યુ પેલાં બાળકને જોઇ બોલ્યો.

"કેવો ખુબસુરત ચેહરો! એનાં બદનમાં ખુશબુ ભરી છે, એ ઇનસાન નથી, એ તો કોઇ પરી છે," એક બીજી સ્ત્રી બોલી ઉઠી.

પેલાં બાળક સાથની ઓરતને રોકકલીફના એકપુરા તબીબને સોંપવાનો ઠરાવ કરવામાં આવ્યો કેમકે તબીબે કીધેલી તપાસમાં માલમ પડી આવ્યું કે તે ઓરતને માથામાં જબરો જખમ થયલો હતો. તબીબે તે ઓરતના જીવવાની આશા આપી હતી પણ તેણે તે ઓરતની યાદદાસ્ત શકિત ગુમ થવાની સાથે સાથે ધાસ્તી આપી હતી. આ બનાવ બહુજ દયાજનક હતો. તે ઓરત

ભાનભુલી બની જવાથી પેલાં બાળકની ઓળખ મળવી બહુજ મુશકેલ થઇ પડી. તે બાળક દેખઇતી રીતે કોઇ તવંગર માબાપનું ફરજદ લાગતું હતુ. તે બીચારા બાળકનાં માબાપની ઘોર પણ દરિયામાંજ થયલી હોવી જોઇએ.

"પણ એ બાળકનુ નામ જોયું કે?" એક ઓરત મોટેથી પોકારી ઉઠી અને એ ઓરતે બાળકનાં ફ્રોક તરફ આંગળી બતાવી. દરેક જણે નજર કીધી તો તે નામ હીલદા હતુ.

હીલદા! પ્રિય વાંચનાર, આ નામ તું ભુલી ગયો હશે નહિ. હીલદા, સીદની વારગ્રેવના નાના ભાઇ સ્ટેનલી વારગ્રેવની બેટી હતી, જેણીને બુઢા આઇઝેકે પોતાની તમામ દોલતની વારેસ ઠરાવી હતી.

પ્રિય વાંચનાર! સીદની વારગ્રેવની બદદુઆ ફલી છે. હીલદા, નિર્દોષ હીલદા, સીદની વારગ્રેવના નાના ભાઇ સ્ટેનલીની બેટી હીલદા પોતાના બદમાશ કાકાના રસ્તામાથી ટળી છે કેમકે તેણીને ઓળખનાર કોઇ રહયુ નથી.

"ખુદા કરે ને તોફાન તારી નાજુક જીંદગીનો ચોર બને! મસ્તાન દરિયો તારી જીવતી ઘોર બને!"

સીદની વારગ્રેવની ઉપલી બદદુઆ ત્યારે આખરે ફલી ખરી હીલદા દરીયાનાં પેટાંમાં ગર્ક બની છે. તે પોતાનાં માબાપ સાથે આખા યુરોપની મુસાફરી કરતો પોતાના બપાવા આઇઝેકને મળવા, તે બુઢાની છાતી સાથે દબાવા પોતાને વતનથી આવી પણ કીસમતની ગતી ન્યારી હતી તેણીનો બપાવો બુઢો આઇઝેક મલેકુલ મોતને શરણ થઇ ચુકયો હતો અને તેણીને અને તેણીનાં માતપીતાને લાવનારી સ્ટીમર રોકકલીફના કીનારેથી દુર દરીયાઇ તોફાનને લીધે ખરાબે અથડી ભાગી ગઇ છે. હીલદા જોકે બચી છે પણ તે માબાપ વગરની બની છે. આ ફાની તોફાની દુનિયાંમા નિરાધાર અને નિરાશ્રીત બની છે. તેણીના માબાપ પોતાની ઉમેદ પોતાની સાથે લઇ દરિયામાં પોતાની ઘોર બનાવી આ જેહાનથી કુચ કરી ગયા છે.

પણ હવે હીલદાને કોણને સોપવી તે એક સવાલ થઇ પડયો.'

"મારા લોર્ડ," બુઢા મેથ્યુએ લોર્ડ ગ્લેનદેલને સુચના કીધી, "હીલદાને તમારે હસ્તક લેઓ. તમો તેણીના પીતાની જગા રાખો!"

"નહિ," લોર્ડ ગ્લેનદેલે થોડીક પળ વિચાર કરી જવાબ દીધો, "ભલા મેથ્યુ, હીલદાને મારે મકાને લઇ જવાથી મારી પ્યારી પરણેતરના જખમ ઉપર નીમક છાંટવા જેવું થશે. તે પોતાના બેટાના ગુમ થવાનો ગમ હજી ભુલી નથી, તેટલામાં તે પોતાનાં મકાનમાં હીલદાને જોશે તો તે ગુમ થયલો હીરો તે બીચારીને હઇદે ચહડી આવશે અને તે બાનુ જે ગમ ભુલતી જાયછ તે પાછો તેણીનાં દુખી જીગરમાં ધાઇ આવશે. માટે મારા ભલા મેથ્યુ, મને માફ કર."

# પ્રકરણ ૧૧ મું.

પ્રિય વાંચનાર! ગયાં પ્રકરણ સાથે આપણી આ વાર્તાના આગલા બનાવો ખતમ થયા છે અને આ પ્રકરણથી આપણે આપણી વાર્તાનાં ભીતરમાં પ્રવેશ કર્યે છિએ. વાર્તાની શરૂઆત એજ પ્રકરણથી થતી હોવાથી ગયાં પ્રકરણ ઉપર અઢાર વર્ષનો ગાળો નાખી આપણે આ વાર્તામાં હવે સીલસીલા બંધ આગળ વધીશું.

હવે ગ્લેનદેલ કેસલ તરફ તારી નજર ફેરવ. લોર્ડ ગ્લેનદેલની બાપીકી મિલકત આઇઝેક વારગ્રેવના વડા બેટા સીદની વારગ્રેવ જે હાલમાં સર નાઇટનો ખેતાબ મેળવવા પામ્યો છે તેના હાથમાં ગઇ છે. આ બાદશાહી મિલકત આજે રંગ રાગમાં અને રોશનીમાં ગર્ક ગયલી માલમ પડે છે. કેમકે સર સીદની પોતાની પરણેતર લેડી વારગ્રેવ તથા બેટી વેરીના વારગ્રેવ સાથે વર્ષોની લાંબી મુસાફરી પછી ગ્લેનદેલ કેસલમાં આવ્યો છે. તેણે વર્ષોનો મોટો ભાગ ઇટલીમાં પસાર કીધો છે. તેની પરણેતર લેડી વારગ્રેવ ઇટલીની વતની છે. આ બનેની મોલાકાત નેપલ્સમાં થઇ હતી. એ વેળાએ લેડી વારગ્રેવ કાઉનતેસ વેરીના રોઝેતોનાં નામથી ઓળખાતી હતી. સીદની આ કાઉનતેસની અપાર ખુબસુરતીથી એટલો બધો તો મોહી પડયો કે તેણે ઇટલીની એજ ખુબસુરતીની રાણીનાં કીસમત સાથે પોતાની સરજત જોડવાનો પકો ઠેરાવ કીધો. તે જેમ કાઉનતેસ રોઝેતોની ખુબસુરતીની મોહિની ઉપર લોભાયો તેમ ખુબસુરત કાઉનતેસનો જીવડો તેની દોલતની જાદુઇ બંધમાં ગીરફતાર થયો, જેનું પરિણામ એ આવ્યું કે સર સીદનીએ તેણીના હાથની માંગણી કીધી જે ખુબસુરતીની રાણી કાઉનતેસ રોઝેતોએ સહેજ પણ મરડાટ વિના કબુલ કીધી. કાઉનતેસનું કુટુંબ નેપલ્સનાં જાણીતાં અને માન પામેલાં ખાનદાનોમાંનું એક હતું. એ કુટુંબના વડવાઓ ઇટલીની તવારીખમાં પોતાનુ નામ અમર કરી ગયા હતા, જેથી એ કુટુંબની કાઉનતેસ રોઝેતો જેવી ખુબસુરત ઓરત લંડનના એક વેપારી સાથે પોતાનું કીસમત જોડે એ બનાવ કાઉનતેસના માબાપોને પોતાના વડવાઓનાં નામને ખેજાલત પુગવા જેવા લાગ્યો. તોપણ આ બાજુએ કાઉનતેસ હતી. તે એકની બે થઇ નહિ. તેણીએ પોતાની આખી જીંદગીની દોરી સર સીદની સાથે જોડવાનો ઠેરાવ કીધો. રોઝેતોનું ખાનદાન માન પામેલું અને ઘણું ઉંચુ હતું, પણ તે નાણાં સંબંધી સ્થિતીમાં આજે હાલહવાલ બની ગયું હતું, તોપણ પોતાનો ટેક, મગરૂરી અને દરજ્જો સંભાળવાને તે મોટાં કરજમાં ગર્ક બની ગયું હતું. આવી વેળાએ સર સીદની વારગ્રેવનાં પોતાની સાથનાં જોડાણને પોતાની મગરૂરીના ભોગે

શરણુ થવા વિના આ કુટુંબને ચાલ્યું નહિ.

આખરે સર સીદની અને કાઉનતેસ રોઝેનોનાં લગન થયાં. લગનની ક્રિયા ખતમ થવા સાથેજ આ જોડું પેરીસ ખાતે ગયું. આટલી બધી ઉતાવળને લીધે નેપલ્સમાં મોટે ખાંચરે જબરી ચકચાર ચાલી રહી હતી. આ પ્રમાણે જુદા જુદાં શેહરોની મોલાકાત લઇ આ જોડુ ગ્લેનદેલ કેસલમાં જાથુકનુ ઠર પડી રહેવા લંડન ખાતે આવ્યું. આ ધણી ધણીયાણી સાથે એક જવાન ખુબસુરત બાનુ પણ હતી જે તેમની બેટી હતી. આજે તે જોબનવતી સુદરી બની હતી કેમકે તેણીની વય લગભગ ૧૮ વર્ષ જેટલી હતી

સર સીદની વારગ્રેવ અઢાર વર્ષના વહિ જવા સાથે રૂપ–રંગમાં કાંઇક બદલાયલો માલમ પડતો હતો. તેનો ચેહરો ઉતરેલો લાગતો હતો. આગલી ખુબસુરતી તેને છોડી ગઇ હતી. તેની પાસે સુદર સોફા ઉપર તેણીની જવાન પરણેતર અરધી અઢેલાઇ પડી હતી. તેણીએ પોતાના હાથમાં હિન્દી પીછાંનો કીમતી પંખો પકડેલો હતો જે તેણીએ પોતાના સંગેમરમર જેવા ગાલ ઉપર ટેકવી રાખ્યો હતો તે ખરેખર, ખુબસુરતીનું પુતળુંજ હતુ. તેણીએ કાળી મખમલનો પોશાક પોતાનાં ચાંદી જેવાં બદન ઉપર સજેલો હતો. પોશાકને વેનીસની બેકીમતી ક્રોમ કલરની લેસથી આરાસ્તા કરવામાં આવ્યો હતો. આથી તેણીની ખુબસુરતીમાં ઓરબી વધારો થવા પામ્યો હતો. તેણીનાં બરફ મિસાલના હાથ અને ગરદનમાં મગરૂરીથી બેકીમતી મોતી અને હીરાના ઘરેણાં તારાની માફક ચળકી રહયાં હતાં. હોઠ પરવાલાંને ટકકર મારે તેવા હતા. આંખો જે કાળી રાતના જેવી કાળી હતી તે હવસ, મગરૂરી, મરડાટ અને મોજ મજાહના ચળકાટથી શુક્રના સેતારાની માફક ચમકી રહી હતી. ટુંકમાં, લેડી વારગ્રેવ ઇટલીની રાણીના દમામ અને દરજજાથી પોતાના ખાવિદની સામે સોફા ઉપર અલેટાઇ પડી હતી. મીસરની રાણી કલીઓપેત્રા જેણીએ પોતાની ખુબસુરતીથી દુનીયા ભરના લડાયક બાહદુર એનતોનીને પોતાનો ગોલામ બનાવી દીધો હતો, તે મગરૂર, તુંદ તથા ઘાતકી રાણી કરતાં લેડી વારગ્રેવ સહેજ પણ ઉતરતી લાગતી હતી નહિ

તેણીની ખુબસુરતી દુનીયા ભરની ખુબસુરતીઓને પાણી ભરાવે એવી હતી, પણ આ ખુબી સાથે જે ખામીનો ડાઘ લાગેલો જણાતો હતો તે તેણીના ચહેરા ઉપરની કરડાઇ, સખ્તાઇ અને હદ બાહેરની મગરૂરી હતી. તેણીનો અવાજ મિઠો હતો. પણ તેમાં ગુસ્સાનો અંશ ભેળાયલો માલમ પડતો હતો.

આવી આપણી વેરીના રોઝોતો હતી જે લેડી વારગ્રેવ બની હતી.

આ બને ધણી ધણીયાણીથી થોડે દુર ગ્લેનદેલ કેસલની એકલી વારેસ

વેરીના વારગ્રેવ લંડન અને પેરીસની ફેશનનાં ચોપાનિયાંઓમાંનાં ચિત્રો જોતી બેઠી હતી. તેણીની વય પુરેપાધરી ૧૯ વર્ષની પણ હતી નહિ, તોપણ તે થરસો અને જુસ્સામાં પોતાની માતા લેડી વારગ્રેવની ગોયા હુબહુ નકશ હતો, બલ્કે બે ચાસણી ચઢે એવા તેણીના હાવભાવ હતા. ખુબસુરતી અને ઉંચાઇમાં વેરીના એક જોવા જોગ પુતળુ હતું. તેણીની આંખોમાં કાંઇ એવુ તેજ હતું, જે તેણીને જોનાર સામા ધણીને બાળીને ખાખ રાખ કરતું હતુ. તેણીની આંખોનાં ભવાં તેણીની અણહદ મગરૂરીની મજબુત ગવાહી હતી, તે ટુકમાં પોતાની માતા કરતાં દરેક રીતે સવાઇ હતી. તે મીજાજી હતી, સ્વભાવની ગરમ, તુંદ અને પાજી હતી.

તેણીનું ધક ધ્યાન લંડન અને પેરીસની ફેશનને લગતાં ચિત્રો જોવામાં પા કલાક રોકાઇ રહયુ નહિ કે તરતજ તેણીએ પોતાના હાથમાંની ચોપડી પાસેની ટેબલ ઉપર પટકી અને પોતાનાં મન સાથે બબડી —

"એ હીલદા છે કોણ? આખાં લંડનમાં જે ઓરતની ખુબસુરતીની એક અવાજે તારીફ થાય તે ઓરતની ખુબસુરતી કાંઇ જેવી તેવી હોય નહિ. શું તે બાનુ મારા કરતાં પણ વધુ ખુબસુરત હશે? લોકો મને આખાં લડનની ખુબસુરતીમાં જયાદા માનેછ તો મારા કરતાં વધુ ખુબસુરત હીલદા કોણ જાણે કેવી ખુબસુરતીથી ભરી હશે? ઇનશાન હશે કે બેહસ્તની હુરી હશે?'

આ વેળાએ તે સર ફીલીપ મોર્તલેક અને કેપતન સેસીલ દેનવર્સને વેરીનાએ પોતાના પીદર આગલ દાખલ થતા જોયા. આ બને જણાઓ તેણીના પીદરના દોસ્તો હતા. તે લાગલી ઉઠી અને તેઓ આગળ જઇ બેઠી. પણ તેણીની ભારે અજાયબી વચે હીલદાનીજ ત્યા વાતચિત ચાલી રહી હતી. આ તો દર્દીને ભાવતુ વઇદે ફરમાવ્યું.

"પણ સર ફીલીપ, તે ઓરત એટલી બધી ખુબસુરત છે?" લેડી વારગ્રેવે સવાલ કીધો.

"હા બાનુ, હીલદાની ખુબસુરતી કાંઇ થોડી નથી, હુ તો ધારૂંછ કે એ બાનુની આખી દુનિયામાં કોઇ જોડી નથી," સર ફીલીપના આ જવાબથી વેરીનાએ પોતાની જીભ કરડી.

"પણ અજાયબી તો એ છે કે ખુબસુરતી સાથે તે નેકી ને નીતિની મુરતી છે," કેપતન સેસીલ દેનવરસે પોતાનો અભિપ્રાય આપ્યો.

"હંબક! હું એમ માનતી નથી. હીલદા નીચ વર્ગમાં ઉધરેલી હોવાથી તેણીની તરફથી નેકી ને નીતિની આશા રાખવી ફોકટ છે. જેઓનું ખાનદાન હલકું હોયછ તેઓની નીતિ પણ હળકી રહેછ," વેરીનાએ કેપતન તરફ ગુસ્સાથી નેણ ફેરવી કહયું.

"બેશક! એમાં સેહજબી શક નથી. જેમ ધતુરામાંથી સુગંધની અને વાંસમાંથી શેલડીના રસની આશા રાખવી મુર્ખાઇ છે તેમ હીલદા જેવી જીદગી ગુજારતી ખુબસુરત સ્ત્રી તરફથી નેકીના ખુની સુગંધ લેવી ફોકટ છે," સર ફીલીપે વેરીનાને ટેકો આપ્યો."

વેરીનાએ સર ફીલીપને પોતાની પક્ષમાં જોઇ ઉપકારથી હસીને ડોકું ધુણાવ્યુ. પણ એમ કરતાં કાંઇ અજબ જેવા ગુસ્સાથી કેપતન તરફ તે ડોળા કકડાવ્યા વગર રહી નહિ. પણ તેણીની આ લાગણી તેણીની માતા સિવાય બીજું કોઇ જોવા પામ્યું નહિ.

"હુ તમો બંનેનાં મત સાથે મળતો થતો નથી. કેમકે ગરીબાઇ કાંઇ નીતી યા બદીનુ માપ નથી, યા તે કાંઇ શ્રાપ નથી બધાંજ ગરીબો કાંઇ બુરાં હોતાં નથી, ને બધાંજ તવંગરો ભલાં હોતાં નથી. જેવુ બેકીમતી રત્ન ગરીબોની ઝુંપડીમાં મલી આવેછ, તેવુંજ બેકીમતી રત્ન તવંગરોના મેહલમાં પણ બાઝે વખત મલી શકતું નથી. હીલદા તો એક ફરેસ્તો છે."

"ત્યારે તો મને એ નેકીના ફરેસ્તા ને ખુબસુરતીનાં એ પુતળાંને જોવા ગમેછ," વેરીનાએ અદેખાઇનાં ઝહરથી જીભ કાપી અણુકાથી પોતાનો ઉભરો બાહેર પાડયો.

"ત્યારે મારા ગોલાબ, તારી એ ઇચ્છા પાર પડતાં ઝાઝો વિલંબ લાગવાનો નથી. લેડી બાકેપવાલા મેળાવડામાં આપણે હીલદાને જોઇ શકશુ."

"ત્યારે તો કેપતન દેનવર્સવાલી નેકી નીતિની મુરતી કેવી છે તે જણાઇ આવશે." આટલું બોલી વેરીનાએ પોતાના પીદર તરફ ફરી પુછયું, "પપા એ હીલદાનાં વડવાઓને તમો ઓળખોછ કે?"

"નહિ, હું એ કુટુંબ માટે જરા પણ જાણુતો નથી," સર સીદની વારએવે જવાબ દીધો.

"હું ધારતીતીજ કે હીલદાનું કુટુંબ એટલું બધું તો હલકું હોવું જોઇએ કે તે તમારા જેવાઓની જાણમાં આવેજ નહિ. બરાબર છે, તમો એ હીલદાનાં બાપ દાદાઓને ઓળખતા નહિ હોવ એ બનવા જોગ છે."

"હું તમોને એ હીલદાની ઓળખ આપશ તો કદાચ તમો ઓળખી શકશો," સર ફીલીપ મોર્તલેક સર સીદનીને જણાવ્યું.

"હું નહિ ધારતો," સર સીદનીએ ટુંકમાં પટાવ્યુ.

"પણ હું એમ પુછું કે એ હીલદા હલકાં કુટુંબની હોવા છતાં મોટાઓમાં ને અમીર ઉમરાવોમાં ભેળાવા કેમ પામેછ?" વેરીનાએ નાકનું ટીચકું ચહડાવી સવાલ કીધો.

"એવી ગરીબ ઓરતોને અમીર ઉમરાવોમાં ભેલાવા દેવામાં તેઓનુ અપમાન થાયછ," લેડી વારગ્રેવે પોતાની બેટીનાં મતને ટેકો આપ્યો.

"તેઓનું અપમાન થાયછ તે કોણનું? ગરીબ ઓરતોનું કે અમીર ઉમરાવોનું?" કેપતન દેનવર્સે હસીને પુછ્યું. તેના આ સવાલથી લેડી વારગ્રેવના ગુસ્સાની સહેજ પણ દરકાર કરવા વગર કેપતને આગળ ચલાવ્યું, "હીલદા ગરીબ છતાં અમીર ઉમરાવોમાં કેમ ભેળાવા પામેછ તેનો તમો બાનુઓ આગળ ખુલાસો કરવો જોઇએ. લેડી ગ્લેનદેલ વિધવા બનવા પછી–"

"શું લેડી ગ્લેનદેલ વિધવા બની? લોર્ડ ગ્લેનદેલ કબ્જાને શરણ થયો?" સર સીદનીએ કેપતનને આગલ બોલતાં અટકાવી પુછ્યું.

"હા, સર સીદની, જયારે તમો પેરીસ હતા ત્યારે લોર્ડ ગ્લેનદેલ મોતનો શીકાર બન્યો, મોતનો ફરેસ્તો એ ભલા અમીરના જાન માટે એટલો તો તલબગાર બન્યો કે—"

"પણ કેપતન, તમારો ખુલાસો આગળ ચલાવો," લેડી વારગ્રેવે કેપતનને લોર્ડ ગ્લેનદેલની તારીફ કરતાં અટકાવી જણાવ્યું.

"લેડી ગ્લેનદેલ વિધવા બનવા પછી તે હીલદાને પોતાનાં પેટની બેટીની માફક ચાહેછ ને તે બાનુને લીધે હીલદા અમીર ઉમરાવોમાં ઘણી સહેલાઇથી ભેળાઇ શકેછ."

હીલદાને લગતી વાત અહિંજ અટકી, કેમકે નોકરે આવી ખબર આપી કે કોઇ મી૦ સ્નાર્ક નામનો વકીલ સર સીદનીને ઘણાં જરૂરી કામ માટે મળવા માંગતો હતો.

"કોણ સ્નાર્ક!" સર્પે ડંખ માર્યો હોય તેમ સર સીદની વારગ્રેવ ચમકીને બોલ્યો, "એ ઘણાં વરસે કયાંથી ફુંટી નિકળ્યો?" જોકે સર સીદની આ છેલ્લો વાકય પોતાનાં મન સાથે ઘણુજ ધીમા સાદે બોલ્યો હતો, તો પણ તે કાંઇક ભાંગો ટુટો તેની પરણેતરના કચારી જેવા કાનને અથડવા વિના રહયો નહિ. સર સીદની તરતજ ઉઠયો અને થોડો વખત માટે સઘળાઓને છોડી જવા માટે પોતાની દલગીરી જાહેર કરી વકીલ સ્નાર્કને મળવા તે ઓરડો છોડી ગયો.

લેડી વારગ્રેવ પોતાના ખાવિંદના હાવભાવ તથા અકરાટ પરથી તુરત ચેતી ગઇ કે સ્નાર્ક વકીલ સાથની તેના ખાવિંદની મોલાકાતમાં કાંઇ ભેદ હતો. તે શો હતો તે જાણવાને તેણીનો જીવ તલપાપડ થઇ રહયો હતો.

---

# પ્રકરણ ૧૨ મું.

વર્ષોની જુદાઇ પછી બને એક બીજાને મલ્યા.

"હું તમોને જોઇ બેહદ ખુશી છું. પણ સર સીદની, તમો મને જોઇ જેવા જોઇએ તેવા ખુશી જણાતા નથી," સ્નાર્કે સર સીદનીને મળી ભેટી પોતાની બેઠક ઉપર બરાબર ગોઠવાયા પછી હસીને કહયુ.

"તમારો ખ્યાલ ખોટો છે. તમો વરસો પછી મને મલવાને આવ્યા તે શું સબબથી હશે તેનો—"

"અરે એનો ભેદ જાણવો કાંઇ દુર નથી," સ્નાર્કે સીદનીને આગળ બોલતાં અટકાવી કહયુ.

"મી૦ સ્નાર્ક, હુ આગળની માફક નવરો કે નકામો નથી. મને ઘણુ જરૂરીનુ કામ છે. ઘણીજ અગત્યની મસલહત છોડીને હું તમારી મોલાકાતે આવ્યોછ. માટે મેહરબાની કરી તમો શું કેહવા માગોછ તે ટુકમાંજ પટાવી દેઓ તો સારૂ," સર સીદનીએ કાંઇક ગુસ્સાથી જણાવ્યુ.

સર સીદની જ્યારે સીદની વારએવનાં સાદાં નામથી ઓળખાતો હતો ત્યારે પણ સ્નાર્ક તેને અકારો હતો. પણ આજની તેની ચાલ ચલણ તેને ઝેહરથી પણ વધુ અકારી લાગી તેના ચેનચાળા તેને ઠીક દીસ્યા નહિ. જાણે તે તેનું જાણી જોઇ અપમાન કરવાજ આવ્યો હોયની. તે ઘડીકમાં હસ્તો તો ઘડીકમાં તે એટલો બધો તો ગંભીર થઇ જતો કે સીદનીને લાગતું કે તે આય રડી પડશે.

"ત્યારે તો સાહેબ, હું જે કામ માટે તમારી મોલાકાતે આવ્યોછ તેજ કામનું દાસ્તાન શરૂ કરૂછ," સ્નાર્કે સીદનીના ગુસ્સાની સહેજ પણ પરવા કરવા વિના કહયું અને પછો તે એટલો તો મોટે હસી પડયો કે સીદનીનુ તો છેકજ પાકી ગયું. ગુસ્સાથી પસીનામાં તેનું આખું બદન ગર્ક ગયું, અને તેનો ચહેરો ફીકકો ફ્રુચ બની ગયો.

"મી૦ સ્નાર્ક, મારી ધીરજની પણ હદ હોવી જોઇએ. માટે ખુદા ખાતર તમારાં કામ ઉપર આવો. બોલો, તમારી આજની મોલાકાતનો કાંઇ સબબ?"

"સાહેબ, તમારા પીદર બુઢા આઇઝેક વારએવનાં મોતનાં બિછાનાવાલા ઓરડાને તો તમો કદી પણ ભુલી ગયા નહિ હશો."

"અલબત નહિ."

"ત્યારે તો તેજ ઓરડામાં તમારા પીદરની લાસ પડેલી છતાં તમોએ કીધેલાં નીચ કર્મને પણ ભુલી ગયા નહિ હશો."

"એટલે," સર સીદની પોતાની બેઠક ઉપરથી ઝનુનથી કુદકો મારી ઉઠી બોલ્યો, "મી૦ સ્નાર્ક, તમારી નેમ–"

"અલબત, મારી નેમ ઘણી બુરી છે, પણ હું ધારૂંછ કે આપણે એક બીજાને તેનાં ખરાં રૂપ–રંગમાં ઓળખતા હોવથી આપણે ઘણી સહેલાઇથી સમજુતી ઉપર આવી શકીશું. હે હે હેં હેં હે !" આટલું બોલી તે વળી કરડા સાદે મોટેથી હસી પડયો.

સર સીદનીને મુંગો મંતર બની પોતાની સામે ડોળા ધુરકતો ઉભેલો જોઇ સ્નાર્કે આગળ ચલાવ્યું, "સર સીદની, તમારી હિમ્મત ઉપર સદ હજાર આફીન છે પણ મેહનત બરબાદ ગોનાહ લાજેમ જેવો તમારો હાલ છે. તમોએ તમારાં નામનુ વીલ તો બનાવ્યું પણ અસલ વીલનો તો, તમોએ નાશ કીધો નહિ. તે તો જેવુ ને તેવું ઉભેલુંજ રહયુ છ."

"હેં ! ચોર ! લુટારા ! ત્યારે શુ તે વીલ ચોરનાર તુજ કે ? હું તો અત્યાર સુધી એમજ—"

"તમે ખાંડ ખાતા હતા કે તે વીલ તો તમે આતશમાં બાળીને રાખ કીધું છ, એમજ કેની ? પણ નહિ, જયારે તમો સાહેબ, તમારા પીદરની લાસ આગળ ધુંટણીએ પડી માફીની આજીજી કરતા હતા તે વખતે તે વીલને મારા કબજામા લીધું હતું. તે હજી સલામત છે ને જયાં સુધી તમો સાહેબ મારી મરજીને તાબે રહેશો ત્યાં સુધી તે સલામત રહેશે, તેની સાથે તમારી આબરૂ ઇજત બી અનામત રહેશે. સમજયા સાહેબ?"

"સ્નાર્કને આ પ્રમાણે બોલતો સાંભળી સર સીદની વારઓવ જાણે સ્નાર્કથી માહત થયો હોય તેમ નિસોસ બની પોતાની જગો ઉપર ફસડાઇ પડયો, અને તે વિચારમાં મશગુલ બની ગયો. આ વેળાએ સ્નાર્ક પોતાની પુરેપુરી ફતેહ થયલી જોઇ તે આલીશાન ઓરડામાં ગાયન ગાતો ફેરી ફરવા મંડી ગયો.

"મી૦ સ્નાર્ક, લગભગ બે દાહેકાની આ ગમખાર બિનાની મારાં મકાનમાં ચાલી ચલાવી ખબર આપવાની તારી મતલબ શી છે ? શું એ ખબરથી તું મારી પાસે કાંઇ નાણું ઓકાવવા માંગેછ ? બોલ, તારી મતલબનો ભેદ બોલ."

"મરો એક બેટો છે, મારી ઉમેદનો ગલગોટો છે. તે મા બગરનો ફરએ ઘેટો છે. હું તેનો માને મારા જાનથી જયાદા ચાહતો હતો. તે આ

જેહાન છોડી ગઇછ. જેથી મારા બેટામાં મારો તમામ પ્યાર ભરાઇ બેઠોછ. આ જેહાનમાં મારા બેટા સિવાય કોઇ બીજું વાહલું નથી."

"અરે શેતાન! એ બધળું પિંજન મને સમજાવવાનો સબબ શો?" સર સીદનીએ ગુસ્સાથી ગગડાટ કીધો.

"સર સીદની, જરા હળવે. સબુરી શરૂઆતમાં બુરી છે પણ પાછળથી તે આખી દુનિયાની દોલતથી પણ વધુ પ્યારી છે. સાહેબ, હું દોલતમંદ છું, લગભગ તમારી જેટલી મારી પાસે દોલત છે, માલો મિલકત છે, માત્ર ઇજત કમ છે. મારી જીંદગીની એકજ નેમ બાકી છે, તે શરાબ ને બદો શાકી છે"

"બોલ, આગલ ચલાવ," સર સીદનીએ કટાળી ગુસ્સાથી સવાલ કીધો.

"ભેદ જેવું કશુ નથી. મને પુછવાનો હક છે કે તમો સાહેબને એક ફરજંદ છે, જે એક બેટી છે?"

"અલબત છે."

"ત્યારે તો મને ઉમેદ છે કે આપણે સમજુતી ઉપર આવી જઇશું. સર સીદની જે કાંઇ મારૂં છે તે મારા બેટા બેનજામીનતુંજ છે અને જેબી કાંઇ કીમતી આચરિયાં મારી પાસે છે તેનો માલેકબી એજ મારો બેટો છે. વળી મરહુમ સર આઇઝેક વારશ્રેવની તમામ દોલત મારા બેટાની ઓરતનેજ મળશે, એટલે દોલત સાથે દોલત મળશે ને મારી જીંદગીની બાકીની છેવટની નેમ પણ ફળશે."

"મી૦ સ્નાર્ક, હવે ઘણું થયું. હુ તારો પટપટારો વધુ વાર સમજવા માંગતો નથી. મારા પીદરની દોલત જે મારી દોલત છે તે ઉપર તારા બેટાની પરણેતરનો શું હક છે?"

"મારા બેટાની પરણેતરને તમારી દોલતની હકદાર બનાવવાનું તમારૂ કામ છે. તમો ચાહો તો આજે એમ કરી શકો," સ્નાર્કે રોકડુ પરખાવી દીધું.

"યાને? બોલ સ્નાર્ક તારી નેમ શી છે? બોલ, ખુલ્લા શબ્દોમાં બોલ નહિ તો તારૂં ખુન કરશ," સીદનીએ બેહદ ઉસકેરાઇ પોકાર કીધો.

"ખુન કરવાની કશી જરૂર નથી.", મારૂં ખુન કરવાથી તમો ફાંશી જશો તો તમારી બેટી ને મારો બેટો પહેલાં મુરતમાંજ સસરા વગરનાં થઇ જશે."

"એટલે? શુ તું નાપાક મારી બેટી સાથે તારા બેટાનાં લગન કરાવવા માંગેછ કે?"

"બરાબર, એજ મારી જીંદગીની એક નેમ બાકી છે. સાહેબ, મારો

બેટો તમારી બેટીની ખુબસુરતી ઉપર એટલો તો મોહિત પડયોછ કે તેને તમારો બેટી મલશે નહિ તો તે જીવપર કરશે ને તમારો બેટી રંડાઇ રહેશે."

"ખામોશ! શેતાન, મોહડું બંધ કર, નહિ તો તારૂં એકદમ કાળું કર. ખબરદાર, મારાં મકાનના ઉંબર ઉપર પણ પગ મુકયોછ તો તારો ટોટો પીસશ."

"ઠીક છે, હું આજે તો જાઉંછ પણ યાદ રાખજે સર સીદની કે વખત એવો આવશે કે તને આજની ઘડી માટે ભારે પસ્તાવો કરવો પડશે," સ્નાર્ક તે ઓરડો છોડી જવાનાં ચિન્હો બતાવતાં ગુસ્સાથી ઠઠરાવનારા અવાજે કહયું.

"દુર મરદુદ! તું શું કરી શકવાનો છે? હું કેવો મુર્ખ કે આટલો બધો વખત સુધી તારો ખાલી પટપટારો મેં સાંભળયા કીધો. જેનું વીલ તું લુટારો બની ચોરી ગયોછ તે તો આજે અઢાર વરસ થયાં દરીયાનાં પેટામાં ગર્ક ગયછ. તેનુ નામ નીશાન આ ધરતી ઉપરથી નાબુદ થયુ છ. શેતાન, જા હવે તું તારે ગમે તે કર. તારેથી મારે બીહવાનો સેહજ પણ સબબ નથી"

આ વેળાએ સ્નાર્ક મોટેથી હસી પડી બોલ્યો, "સાહેબ, તે ઓરત જો કે તેણીના ખરાં રૂપ-રગમાં તમારી નજરથી દુર છે ખરી પણ હું ચાહું ત્યારે તે પરીસુરત ઓરતને ઇનસાફની દેવડીમા ઇનસાફ સાહતી ઉભી રાખવાને મારામાં તાકાત છે."

આટલું બોલી સ્નાર્ક તે ઓરડો બેહદ ગુસ્સા સહીત છોડી ગયો. બીજીજ પળે લેડી વારએત્ર ગુસ્સાની દેવીના તરેહ પોતાના ખાવિંદ આગળ આવી ઉભી.

"કોણ લેડી વારએત્ર!" પોતાની પરણેતરને એકાએક ફુટી નિકળેલી જોઇ સીદની વધુ ઉજલો વાઘ બની પોકારી ઉઠયો.

"હા, હું તારી પરણેતર છું, પણ પેલો બુઢો શું કહેતો હતો?"

"ત્યારે તેં અમારી વાતચિત સાંભળી?"

"હા, મેં બોલે બોલ સાંભળી. તે વખતે મારૂ ખુન એટલું તો તપી આવ્યું હતું કે હું અજબ છું કે મેં તે ચંડાળ બુઢાનું ખુન નહિ કીધું? શું ભેદ છે! સર સીદની તારી જીંદગીમાં પણ ભરમ છ? શરમ છે."

આટલું બોલી ખુબસુરતીની તે રાણી ગુસ્સાથી પોતાના ખાવિંદ તરફ પીઠ ફેરવીને ઉભી, સીદનીએ પોતાનો હાથ તેણીનાં ખભાં ઉપર મુકયો અને ઠરાવ ભરેલા કરડા સાદે તે બોલ્યોઃ—

"લેડી વારગ્રેવ, તું મારો ભરમ જાણવા પામીછ, પણ તું ભુલેછ કે તારો ભરમ હુ જાણુંછ."

સીદનીએ જોયુ કે તેના આ વાકયથી તેની મગરૂર પરણેતર ઉપર કાંઇક અસર થવા પામો હતી ખરી.

---

## પ્રકરણ ૧૩ મું.

---

લેડી બાર્કંપનું મકાન ગાજી વાજી રહયું હતું. આ ઉમરાવ બાનુએ લડન અને તેની આસપાસના પરાઓના પરોણાઓને ઘણી મોટી સખ્યામાં નોતર્યાં હતાં. આ મેળાવડામા ઘણી પકાયલી ખુબસુરતીઓએ હાજરી આપેલી હોવાથી લેડી બાર્કપનુ મકાન ગોયા પરસ્તાનનો માળો બની ગયુ હતું. લડનની એકેકથી એકેક સરસ પરીસુરત બાનુઓ આ માળામાં ભેગી થઇ હતી, જયા સીદની વારગ્રેવ પોતાની ખુબસુરત ઇટાલીયન બાનુ અને પોતાની મગરૂર બેટી વેરીના સાથે હાજર થયો હતો એ ઉપરાત આપણા ઓળખના સર ફીલીપ મોર્ટલેક અને કેપતન સેસીલ દેનવર્સ પણ હતા. બીજા સેંકડો જાણીતાં પરોણાઓ હતાં પણ તેઓ સાથે આપણી આ વાર્તાને કશુ લાગતુ વળગતુ નહિ હોવાથી તેઓની ઓળખથી વાચનારાઓને કટાલો આપવાની કશી જરૂર નથી.

લેડી બાર્કંપનું મકાન જે બાર્કંપ હોલનાં નામથી જાણીતુ હતુ તે મકાને વિજળીક રોશનીથી રાતને ગોયા રોશન રોજનુ રૂપ આપી દીધું હતું. લેડી બાર્કપે આજની નાચ પાર્ટીને જેમ બને તેમ વધુ ખેચાણકારક કરવાને જર અને જેહમતની કશી કચાસ રાખી હતી નહિ.

જે વેળાએ સર સીદની વારગ્રેવ પોતાની ઓરત અને બેટી સાથે દાખલ થયો તે વખતે એકઠાં થયલાં પરોણાઓમાં ધીમી ધીમી ઘુસ ઘુસ ચાલી રહી હતી. કેમકે સર સીદનીની પરણેતર અને બેટી દુનિયાની મુસાફરી કરી લડનમાં આવ્યા પછી આજે જાહેરમા પેહલ વેહલોજ દેખાવ દેવા પામ્યા હતા. તેઓ બને મા દીકરીની અજીત ખુબસુરતીની બિના વિજળી વેગે ફેલાઇ ગયલી હોવાથા અમીર ઉમરાવો, તેમની પરણેતરો અને બેહનો તથા બેટીઓ જેઓના કાનો તેમની દિલજીત ખુબસુરતી સાભળતાં ગોયા બેહર મારી ગયા હતા તેઓ તેઓને પોતાની નજરો નજર નિહાલવા અધીરી બની ગઇ હતી. તેઓને લાગ્યું કે

તેઓએ સાંભળેલી બિનામાં વજુદ હતું. એ બંને મા દીકરી ખુબસુરતીનો એક અજીત નમુનો હતો આવી ખુબસુરત પરણેતર અને બેટી ધરાવવા માટે સર સીદનીની તેઓને અદેખાઇ લાગવા વિના રહી નહિ. તે બને મા દીકરીને જાણીતાં ઓરત મર્દ પરોણાઓમાં ઘણી આસાનીથી ભેલાઇ જતાં વિલબ લાગ્યો નહિ. તાલેવંત જવાનો અને કરોડપતી ઉમરાવ બાપના કુંવારા બેટાઓ સર સીદની વારએવના ખુબસુરત બેટીની ઓળખ કરવાને અને તેણી-ની દોસ્તી શોધવાને એક પગે હતા. તે જવાન બાનુ ઘણાક જવાનો સાથે નાચમાં ઉતરી હતી અને તેણીએ જેમ પોતાની અજીત ખુબસુરતીથી તેમ નાચવાની પોતાની ઉંચી શક્તિથી આખા મેળાવડાનુ માન અને ચાહ જીતી લીધાં હતાં.

"સર ફીલીપ! ખુદા ખાતર મને જલદી બતાવ કે તમો જેણીને ખુબસુરતીની રાણી તરીકે ઓળખોછો તે હીલદા કયાં છે? હુ તેણીને જોવાને અધીરો બની ગયોછ," સર સીદની વારએવે પોતાના દોસ્ત સર ફીલીપને એક બાજુએ લઇ જઇ પુછયુ.

"સર સીદની, હુ બી ત્યારનો તેજ જોઉંછ, પણ કેહે પણ ખુબસુરતીની તે રાણી મને શોધેલી જડતી નથી હું ધારૂછ કે હીલદા બાગમાં હશે," સર ફીલીપે મેળાવડામાં ચોપાસ નજર કરી જવાબ દીધો.

તેઓ બાગમાં ગયા. ત્યાં તેઓ ખુણેખુણ ફરી વળ્યા પણ હીલદા મળે નહિ. અંતે તેઓ કોનઝરવેટરીમાં દાખલ થયા. ત્યાં ઘણાંક પરોણાઓ —ઓરત અને મર્દ—ભેગાં થયાં હતાં. સર સીદનીએ જોયુ કે તેઓની નજર એકજ બાજુ ટીંગાઇ રહી હતી, અને તેઓ એક બીજાના કાન ઉપર પડી ઘુસ ઘુસ કરી રહયાં હતાં.

અંતે તેઓને ખરો ભેદ માલમ પડયો. સર ફીલીપે સર સીદનીને સમજાવ્યુ કે આ સઘળાં પરોણાઓની નજર પેલી ખુબસુરતીની રાણીએજ ચોરી લીધી હતી આ પછી તેણે તે અજબ ખુબસુરતી ધરાવનાર ઓરત તરફ આંગળી કરી સીદનીને કહયું, "જો! જો! સર સીદની, લેડી બોકેપ સાથે જે બાનુ હસી હસીને વાત કરેછ તે બાનુ માટે શું ધાર્યું?"

સર સીદનીએ આબાદ તે તરફ નજર કીધી અને તે અજાયબીથી પોકારી ઉઠયો, "ઓ મારા ખુદા! સર ફીલીપ, એ ઓરત છે કે કોઇ પરી છે? હું તો ધારૂંછ કે એ બેહેસ્તની હુરી છે. સર ફીલીપ, મે મારી લાંબી મુસાફરીમાં હજારો જાતની ખુબસુરતી જોઇ છે પણ આવી ખુબસુરતી મેં કદી જોઇ નથી. મારી પ્યારી બેટી વેરીનાની ખુબસુરતી તો એની આગળ વટાવમાં છે."

સર સીદની સાચ્ચુંજ બોલતો હતો. હીલદા તેના જણાવ્યા મુજબ ખુબસુરતીનો કાંઇ અજબ દિલકશ નક્ષ હતો. તે ખરેખર ખુબસુરતોની દેવી હતા જે આ જેહાનમાં કદાચજ જોવામાં આવે છે. તેણીની ખુબસુરતીમાં કાંઇ એવું તો અજબ ખેંચાણ હતુ, તે ખુબસુરતી સાથે એવી તો કુદરતી પવિત્રાઇ આમેઝ થયલી હતી કે તે ખુબસુરતી ખરેખર ખોદાએ પોતાના ફુરસદના વખતે ઘડેલી હોવી જોઇએ. સરોવર જેવા બદન તથા નિરોગી બાંધા સાથે તેણીનો દમામદાર દેખાવ ખરેખર એક શેહેનશાહબાનુને અદેખાઇ ઉપજાવે એવો હતો. તેણીનો ચેહરો નાજુક અને ગોળ હતો. તેણીના ગોળ સુરખીદાર ચેહેરા ઉપરનો ગોલાબી રંગ બાગે બેહસ્તના ગોલાબને પણ શરમાવતો હતો. જોબનના બહારમાં તે બાનુ તરતનીજ દાખલ થયલી હોવાથી તે ખુબસુરતી તાજી અને ખીલેલી કળીનો ભાસ આપતી હતી. હોઠ જે સદા હસ્તા રહેતા હતા તે પરવાળાંને તકકર મારતા હતા. અને જયારે તે બાનુ હસ્તી ત્યારે દાંતો મોતી અને દુધના જેવા આબદાર લાગતા હતા. અને એ વેળાએ તેણીની ખુબસુરતીમા ઓરબી વધારો થતો હતો. સર સીદની એ જોયું કે તેણીની આંખોમાં કાઇ અજબ મોહિણી સમાયલી હતી આંખો ઉપર કમાનદાર ભવાં અને તીર જેવાં પાપણ એવી તો મરોરથી ગોઠવાઇ રહયાં હતાં કે જાણે તેણીને જોનારને વિંધી નાખી જખમી કરી મેલતાં હતાં.

આવી ઉમદા ખુબસુરતી છતાં તેણીનો પોશાક જેટલો સાદો હતો તેટલોજ તે તેણીની ખુબસુરતીને બિલકુલ બધબેસ્તો લાગતો હતો. તેણીએ ફીકકા બલુ રંગના ક્રેપનો પોશાક સજ્યો હતો. વેરીનાનું આખું બદન જયારે હીરા, મોતી અને બીલયાન તથા માણેકથી ઝકઝકી રહયું હતું, અને તેના ચળકાટથી તેણીની ખુબસુરતી ઝળકી રહી હતી ત્યારે હીલદાનાં બદન ઉપર એક પણ ઘરેણું હતુ નહિ. તેણીની અજીત ખુબસુરતી માણેક મોતી તથા હીરા બીલીયાન કરતાં વધુ દીપા રહી હતી.

સર સીદની હીલદાને દીવાનાની પેઠે એવી તો બેમલાહજે ભરી રીતે ટીકતો ઉભો કે તેની આવી ચાલથી સર ફીલીપ ત્યાં જમા થયલા પરોણાઓ આગળ પોતાને ભારી પડી જવાથી તેને એક પણ બોલ બોલવા વિના છોડી ગયો તેના જવા પછી હીલદા અને લેડી બોકંપ પણ કોનઝરવેતરી છોડી બાગમાં વાતચિત કરતાં દાખલ થયાં. સર સીદનીએ થોડે દુરથી તેમની પાછળ પાછળ ચાલવા માંડયું. બંને ઓરતો એક બીચ ઝાડીની આગળ આવી ઉભી અને કુદરતની પીછીની કરામત નિહાલતી ઉભી.

આ વેળાએ સર સીદની અને હીલદાની નજર એક થઇ ગઇ. સર સીદનીએ

એ વખતે હીલદાનો ચેહરો આબાદ જોયો. તે સર્પે ડંખ માર્યો હોય તેમ ચોંકયો. તે મોત જેવો ફીકકો પડી ગયો, અને પોતાની જીભ કરડી ગુસ્સાથી બડબડયોઃ—

"ઓ ખુદા! એ તો તેજ છે! આબાદ તેજ! બદમાશ સ્નાકે! તેં એજ છુરી ઉપર મરામત ઉભી કીધીછની? પણ છુબી તો ખરો કે તારી એ મરામતનું સત્યાનાશ કરૂં, તારી ઉમેદનો નાશ કરૂં."

વળી તે ફરીથી ચોંકયો, કેમકે તેણે જોયુ કે જે ઝાડી આગળ હીલદા અને લેડી બોકંપ ઉભી હતી તે ઝાડીની અંદર એક ઓરત દાંત્યા પીસતી અને ગુસ્સાથી પોતાના હાથની મુઠી વાલી ઉભી હતી. તેણીની આ હિલચાલ હીલદા અને લેડી બોકંપ જોઇ શકતા હતાં નહિ.

ઝાડીમાં છુપાયલી આ ઓરતનો દેખાવ સીદનીએ જોયું કે છેડાયલી વાઘન કરતાં પણ બદતર બુરો હતો. તે એક ખુબસુરત ઓરત કરતાં જીવતી ડાકણુને વધુ મળતી આવતી હતી. સીદનીએ જોયું કે તે ઓરત કાળા નાગની માફક ઉછળીને હીલદાને ડંખ મારી તેમાંનું કાતીલ ઝેહર તેણીનાં બદનની રગે રગમાં ફેલાવી દેવા માંગતી હતી.

પણ હીલદાની આવી મુદઇ ઓરત કોણ હતી?

તે સીદનીની પોતાની બેટી વેરીના હતી.

---

## પ્રકરણ ૧૪ મું.

---

સર સીદની વારએવનું મગજ ઘંટીની માફક ફરતું હતું તેને લાગ્યું કે તે વધુ વખત હીલદાને જોશે તો દીવાનો થઇ જશે. આથી તેણે પોતાની ગાડીમાં બેસી ખેતરો તરફ ચાલુ મુકયું કે જેથી તેનાં મગજને રાહત મળવા પામે. તે આગળ અને આગળ વધતો ચાલ્યો. થોડાં કદમ આગળ જતાં કુદરતની શાંતીએ તોફાનનું રૂપ લીધું. આકાશ કાળાં વાદળાંઓથી છાઇ આવ્યું. વરસાદની છાંટીઓ શરૂ થઇ પણ તે પછી ધોધમાર વરસાદે નખાવી દીધું. તે તે ગાડીમાં એકલોજ હતો. તેનાં મગજની શાંતી માટે ઘોડાવાલા યા બીજા કોઇ પણ નોકરને તેણે પોતાની સાથે લીધો હતો નહિ મોટાં મોટાં દરખ્તો તોફાન આગળ લાઇલાજ બની જમીનદોસ્ત થવા લાગ્યાં. તેને ધાસ્તી લાગી કે એવું એક ઝાડ

તેની ગાડીમાં પડતાં તેને કચડી નાખશે. લેડી બોકેપના મેહલ સરીખાં અયવાન-ગાંની મજાહ છોડી મગજની શાતી માટે તે એકાંતવાસમાં આવ્યો પણ ત્યાં પણ કુદરત તેની સામે રૂઠેલી તેને માલમ પડી. આથી તે પોતાના જીવને હજારો કદુવા દેવા લાગ્યો અને દીલદાને આપોથી વધાવી લીધી કેમકે તેણીને લીધેજ તેને એકાંતવાસ શોધવો પડયો હતો

તેની ગાડીમાંનો ઘોડો જવાન અને પાણીવાલો હતો જેથી તે પણ આવાં તોફાનમા આકળો ધાભરો બની મસ્તીએ ચહડયો હતો અને સર સીદનીને બદલે બીજો કોઇ હાંકનાર હોત તો ઘોડાએ તેને કોણુ જાણે કઇ ખીણુમાં ગબડાવી મેળી પોતાનો પણ જાન ખોહી દીધો હોત. તે માહ મુશકેલીએ પોતાના ઘોડાને કાબુમાં રાખી શકયો હતો.

અંતે તે એવી જગોએ આવી ચહડયો કે જયાં ખીણો આવી રહેલી હતી. આ જગો કઇ હતી તે તે જાણી શકયો નહિ. તોફાનમા તે રસ્તો ભુલી ગયો હતો. તેણે જયા સુધી તેની નજર પુગી લા સુધી ટીકી ટીકીને જોયું તો ખીણો, ચહડાણુ અને ઉતરાન સિવાય બીજુ કશુ નજરે પડયું નહિ. પણ આ પળે તેણે અજાયબીની ધીમી ચીચ્યારી પાડી. તેણે બેહદ અજાયબી વચ્ચે જોયું કે એક ઓરત એક ઝાડ નીચે ધ્રુજતી લથડતી ઉભી હતી. સર સીદનીએ જોયું કે તે ઓરત ઝાડ નીચે ઉભી રહેવામા ગોયા પોતાનાં મોતનું આમત્રંણુ કરતી હતી. કેમકે વીજળીનો ચમકારો તે ઝાડ ઉપર પડતાંજ તેણીની જીંદ-ગીની દોરી તુતી જતાં વિલંબ લાગનાર હતો નહિ. તેણે માહ મુશકેલીએ ઘોડાને ઉભો કીધો અને પેલી ઓરતને ઝાડનો આશરો છોડવાને જણાવ્યું. આ ચેતવણી તે ઓરતને વખત સરની થઇ પડી કેમકે તે ઓરત ઝાડના ઓ-થાંમાંથી બાહેર નિકળી કે એક જબરદસ્ત વિજળી તે ઝાડ ઉપર પડી અને તેનાં મથાળેથી તે તેનાં મુળ સુધી તે ફરી વળી. એ વેળાએ તે ઓરત ત્યાં ઉભે-લી હોત તો તે કમનસીબ ઓરત કુદરતના ખેલનો ભોગ થઇ પડી હોત. ઘોડાની લગામ હાથમાં પકડી સર સીદની મોતથી બચી ગયલી પેલી ઓરતની નજ-દીક ગયો. તે તેણીને જોતાંજ એકદમ અચકી ઉભો અને મોત જેવો ફિકકો પડી ગયો.

"આ ખુદા!" સીદની એટલુંજ બોલી શકયો અને તે તે ઓરતને દીવાનાની તરેહ ટીકવા લાગ્યો.

"કોણુ દીલદા!" તે પોતાનાં મન સાથે બોલતો હોય તેમ ધ્રુજતો બોલ્યો,

તે ઓરત જે દીલદા હતી, તેણીનો ચહેરો ધાસ્તીથી ફિકકો મારી ગયો હતો. તેણીના વાળો પાણીના મારાથી તરબોળ થઇ વિખેરાઇ ગયા હતા.

આ વેળાએ સર સીદનીનાં અંતઃકરણમાં જુદીજ કીસમની લાગણી ધુમ મચાવી રહી હતી. તેણીને હીલદા તરીકે ઓળખતાંજ તેનાં ભેજાંમાં કીડો ચવરવા માંડયો હતો. તેનાં મગજમાના ખ્યાલોનો ખ્યાલ કરવો મિથ્યા હતો. ઝાડની પનાહ લેતી તેણીને અટકાવ્યાથી તેણે પોતાના જીવને હજારો ફડુવા દીધી, અને તે પછી ધબરાયલી અને ધ્રુજતી હીલદાની વધુ નજદીક જઇ તે જેમ તેમ બોલ્યોઃ—

"બાનુ, ખુદાનો ઉપકાર માનો કે તમારો જીવ બચ્યો. હું ધારૂંછું કે તમોને તોફાનની ધાસ્તી લાગવા સિવાય તમારી બીજી કશી ફરીયાદ નથી."

"બરાબર છે," હીલદા હિમ્મત રાખી બોલી, "લેડી બોકેંપનાં મકાનની ગડબડ સડબડથી જરા રાહત શોધવા આવી તો તોફાન કહે જે મારૂં કામ. ધબરાટની મારી લેડી બોકેપનાં મકાન તરફ જવાને બદલે મેં ભળતોજ રસ્તો લીધો અને હું ભુલી પડી."

"ફીકર નહિ બાનુ. તમો મારી ગાડીમાં બેસો. હું તમોને લેડી બોકેંપ ના મકાનમાં સલામત પુગાડશ. ત્યા તમારે માટે શોધાશોધ ચાલી રહી હશે."

"મોટો ઉપકાર થયો," આટલું બોલી હીલદા ગાડીમાં બેસવા તઇયાર થઇ, જેમ કરવામા સર સીદનીએ તેણીને મદદ કીધી.

"મારો ડગલો ગાડીમાં પડેલો છે બાનુ. તે તમો તમારાં બદન ઉપર નાખો. મેહરબાની કરી મારા હાથમાની લગામ પકડો. હુંજ તે કાહડી તમારાં દીલ ઉપર નાખુંછ."

આટલુ બોલી તેણે ઘોડાની લગામ હીલદાના ધ્રુજતા નાજુક હાથમાં મેલી. એ વેળાએ ઘોડાએ મસ્તોનાં ચિન્હો બતાવ્યાં. તરતજ એક ખ્યાલ સીદનીનાં મગજમાં વિજળીક વેગે ધાઇ આવ્યો. ઘોડાની લગામ હીલદાએ પકડેલી હતી અને તે રસ્તા ઉપર ઉભેલો હતો. મસ્તી ઉપર ચહડેલા ઘોડાને શાંત કરવાને તેણે કાંઇક તદબીર કીધી ખરી, પણ તે પોતાના ઘોડાની ખાશિયત સારી પઠે જાણતો હોવાથી નકી માન્યું કે તે કદી પણ શાંત થવાનો નથી. અને તેમજ થયુ ઘોડાએ વધુ મસ્તી કરવા માંડી જેથી ચીરડાઇને એક ચાબકો તેને લગાવી કાહડયો. તેણે ધાર્યું તેમજ થયું. ઘોડાએ ચારે પગે દોડવા માંડયું. તેણે ખાત્રીથી માન્યું કે હીલદા આ ધરતા ઉપર માત્ર બેચાર પળની હતી કેમકે ઘોડો જરૂર તેણીને એકાદ ખીણમાં એવી તો ગબડાવી મેળશે કે જયાંથી તેણીનાં હાડકાં પણ સલામત મલી આવનાર નથી. ઘોડાના દોડવા અને ઉછળવા સાથે હીલદાની ચીચ્યારી કોઇના પણ કાનોના બહેર

ફાડી નાખે એવી હતી. પણ તે દયાજનક ચીચ્યારીથી તેનાં દીવાનાં મગજ ઉપર સહેજ પણ અસર થઇ નહિ.

તે પોતાનાં મન સાથે બબડયો, "હીલદાનાં મોતથીજ મારી જીંદગી અને હોરમતની સલામતી છે." આટલું બોલી તેણે દીવાનાની તરેહ નાહસ્તા ઘોડા તરફ નજર ફેંકી. ગાડી એક મોટી ખીણથી થોડે દુર હતી અને ઘોડો તેજ તરપ દીવાનાની પેઠે દોડતો હતો. તેની ખુશાલી હદ વિનાની હતી. તેને લાગ્યું કે હીલદાનું મોત તેણીનાં માથાં ઉપર ભમતુ હતું.

પણ એ પળે તેણે મોટી અજાયબી તથા ભારે દલગીરી વચ્ચે જોયું કે એક જવાન મર્દ હીલદાની મદદની ચીચ્યારાથી ત્યાં આવી ચહડયો હતો. તેના હાથમાં બંદુક પકડેલી હતી. પળ જીવ સટોસટની હતી.

એક કે બે પળમાં હીલદાની ઘોર તેણીની સામે ડાચું વકાસી ઉભેલી ખીણ થઇ પડનાર હતી તેને હૈયે નેહ હતી કે તેની મદદે ફુટી નિકળેલો મર્દ તેણીનો જાન પોતાના જેવા સેંકડોના જાનોના ભોગે પણ બચાવી શકનાર હતો નહિ. પણ તેણે દલગીરી અને અણહદ અજાયબી વચ્ચે જોયુ કે પેલા જવાને પેલા દોડતા ઘોડા તરફ બદુક ટાકી અને ફોડી અને ઘોડો હીલદાની ઘોર પેલી ભયંકર ખીણમાં બનાવે તે આગમચ તેમાની ગોળી તેને આબાદ લાગી અને ખીણના મોહડા આગળ તે જમીનદોસ્ત થઇ પડયો.

હીલદા જીન સટોસટ પળે બચી ગઇ. પેલી તરફ સર સીદની હાથ પગ અફાળતો ડાચુ વકાસ્તા દીવાના જેવો ઉભોજ રહયો. તે કશુ બોલી શકયો નહિ. તેની જીભ ગોયા તેના તાળવાંને વળગી ગઇ હતી તે સુનો સાવજ જેવો બની ગયો. હવે શુ કરવુ તે તે સમજી શકયો નહિ. પણ અતે તેને ભાન આવ્યું. લોક લાજ માટે, તેમજ તની છુપી નેમ માટે હીલદાને કશો શક નહિ જાય તેટલા માટે તે હીલ્દા આગળ હિમ્મત રાખી દોડી ગયો.

---

# પ્રકરણ ૧૫ મું.

ઉપલાં પ્રકરણમાં બનેલા બનાવની રાત હતી. હીલદાનો જાન લેવાનાં કાવત્રાંમાં નિષ્ફળ નિવડવાની રાત હતી. આ નાઉમેદીમાં સીડની પોતાની પરણેતરને ઘણી પણ શોધવા છતાં નહિ મળવાથી તે લેડી બાફપવાલી પાર્ટીમાંથી એકલોજ ચાલી આવ્યો હતો અને તે પોતાના સુવાના ઓરડામાં આમથી તેમ ફેરા ખાયા કરતો આપણી નજરે પડે છે. તેનો ચેહરો જેટલો ફિક્કો મારી ગયલો તેટલોજ તે ઉશ્કેરાયલો જણાતો હતો. તે હાલમાં હીલદા અને વકીલ સ્નાર્કને ગાળોની શાલપામરી ઓઢાડતો પોતાના સુવાના ઓરડામાં છેડાયલા વાઘની માફક એકસરખાં કદમે ફેરી ફરતો હતો. તેનો સર્વથી મોટો બળાપો હીલદાના જાન ઉપર તેણે મારેલી ત્રાપમાં તેને મલેલી નિષ્ફળતા સંબધી હતો. તે ખુબસુરત બાનુ કેવી નસીબવંત કે તેણીની જીંદગીને જીવ સટોસટ પળે કુદરત તરફથી ન ધારેલી અને ઓચિંતી મદદ મળવા પામી હતી. અને તે મદદ કરનાર કોણ? પેલો સીરીલ હરબર્ટ! જેનાં માબાપ કોણ હતાં તેનું પણ જેને ભાન નહિ, તે કોણ કુટુંબનો હતો તેનો પણ જેને ખ્યાલ નહિ તે શખ્સ હીલદાને મલેકુલ મોતનાં ડાચાંમાંથી સલામત ખેંચી કાહડે અને તેની પોતાની ઉમેદ ઉપર કારી ફટકો મારે એ આફત સર સીડનીનાં મગજ ઉપર માઠી અસર કરવાને બસ હતો, તોપણ તે પોતાની હિમ્મત હાર્યો હતો નહિ. તેણે કોઇ પણ રીતે હીલદાનો જાન લેવાનો પોતાનાં મન સાથે ગાંઠ વાળી મેલ્યો હતો. કોઇ પણ જોખમે અને તેની દોલતના ગમે તેટલા ભોગે તેનાં સુખની એ નડતરને સદાની દુર તો કરવીજ જોઇએ. એમ કીધા વગર તેનો બીજો કશો ચારો હતો નહિ.

"પણ તે કેમ? કેવી રીતે?"

પોતાના આ સવાલનો તે જવાબ આપવા વધુ વિચારમાં પડયો. વળી આ પળે પેલા બદમાશ વકીલ સ્નાર્કનો ખ્યાલ તેનાં ઘુમતાં મગજમાં ધાઇ આવ્યો. તે લુચ્ચા વકીલ પાસે હીલદાના લાભનું વીલ સલામત હતું, જેનો તે નાશ થયલો માનતો હતો. એ વીલ જ્યાં સુધી તે પોતાને હાથ નહિ કરે ત્યાં સુધી તેની દોલત અને હોરમત તો શું પણ તેની જીંદગી પણ મોટા ભયમાં હતી. આ વીલ સ્નાર્કના હાથમાંથી તેના હાથમાં આવે તોજ તેનું જીવવું પ્રમાણ હતું, નહિ તો તેની હમણાં સુધીની કાવાદાવાવાલી જીંદગી શા કામની? લેડી ગ્લેનદેલની દેખરેખ અને આશ્રા હેઠળ ઉછરી જવાનીના બાગમાં ખીલી નિકળેલી નાજનીન હીલદા તેના ભાઇ સ્ટેનલીનીજ બેટી હતી તેમાં તો

તેને માટે હવે કશો શક રહયો હતો નહિ. તેણીનો ચેહરો, તેને લાગ્યું કે તેના ખુબસુરત ભાઇની એક બીજી આવૃતિ હતી, જેમાં તેણીની માતાના ઘટમદાર ચેહરાના મલેલા વારસાએ તે ચેહરાને અજબ જેવો ખુબસુરત તથા સોહામણો બનાવી મેલ્યો હતો.

પણ તેના માટે એક મોટો દિલાસો તો એ હતો કે વકીલ સ્નાર્કને હજી હીલદા માટે માત્ર શક હતો. તે હજી ચોકસ હતો નહિ કે લેડી ગ્લેનદેલવાલી હીલદા તે સ્ટેનલીની બેટીજ હતી, જેના લાભમાં આઇઝેક વારએવે તેની તમામ દોલત સપુરદ કરનારૂં વીલ કીધું હતું. તે બદમાશ વકીલનો મોટો આધાર હીલદા સાથ દરિયામાંથી બચી ગયલી તેણીની દાસી ઉપર વિષેશ હતો. તે કાગને ડોળે રાહ જોતો હતો કે તે દાસી જે હજી બીમાર હતી, તે કયારે સાજી થાય કે તેણીની તરફથી તે હીલદાની આગલી પાછલી ખબર મેળવે અને સર સીદની વારએવ ઉપર અચણુચ ૫ટકો લગાવે. સર સીદની તેની આ છુપી ધારણા પામી ગયો હતો. પણ એ દિશા તરફ તેને સેહજ પણ બીહવાનું હતું નહિ, કેમકે હીલદાની દાસી જોકે જીવતી હતી પણ તેણીની હાલત જીવવા કરતાં મુવા જેવી વધારે હતી. તેણીનાં ભેજાંએ પોતાની ફરજ બજાવવાનું છોડી દીધું હતું. તે હજી બેભાન જેવીજ પડી રહી હતી. નહિ તેણીને આ દુનયાનું કે નહિ પેલી દુનિયાનું ભાન હતું. એટલે તેણીની તરફથી હીલદાની બાતમી સ્નાર્ક મેળવવા પામે એ આસમાનને જમીન ઉપર લાવવા બરાબર હતું.

હીલદા માટે બાતમી મેળવવા સંબધી બીજી ધાસ્તી એ હતી કે કદાચ સ્નાર્ક બેતેવીયા ખાતેથી પોતાના એકાદ એજંત મારફતે તેણીની આગલી પાછલી મેળવી શકે. પણ તેમાં પણ સ્નાર્કના માર્ગમાં નિષ્ફળતા સિવાય બીજુ કશું હતું નહિ. કેમકે સર સીદનીએ પોતે પોતાના એક વિશ્વાસુ મારફતે બાતમી મેળવવાની જીવતોડ જેહમત માથે ઉઠાવી હતી, પણ તેમાં તે નિષ્ફળ નિવડયો હતો. તેને એવી ખાત્રી આપવામાં આવી હતી કે સ્ટેનલી પોતાના કુટુંબ સાથે બેતેવીયાથી નિકળ્યો તે આગમચ તેણે વેનદરૂસનની કંપનીનું સઘળુ કામકાજ એક દલાલ મારફતે હોલાન્ડની એક માતબર પેહડીને વેચી નાખ્યું હતું. જેથી આ નવી પેહડી વેનદરૂસનની આગલી પેહડીના વડા ભાગ્યા તથા તેના કુટુંબ માટે સહેજ પણ ખબર ધરાવતી હતી નહિ. વળી જુની પેહડીના હાથમાંથી નવી પેહડીએ કારોબાર પોતાના હાથમાં લેવાના બનાવ ઉપર વર્ષો પસાર થઇ ગયાં હતા. તે વેળાએ જે બુઢાંઓ હતાં તે આ જેહાનથી પોતાનો વાસો ઉઠાવી ગયાં હતાં અને જેઓ બાળકો હતાં તેઓ જવાનીના બહારમાં દાખલ થઇ ચુકયા હતાં, એટલે સર સીદની તે તરફથી પોતાના ભાઇ અને તેનાં કુટુંબને લગતી તવારીખ જણાવવાને નિષ્ફળ નિવડે તો

તેમાં કશી અજાયબી હતી નહિ. એટલે તેને હઇએ પુરેપુરી નેહ હતી કે અગરજો સ્નાર્ક બેતેવીયા તરફ પોતાની નજર દોડાવે અને ધરતી અને આસમાન એક કરી મેળે તોપણ ત્યાંથી તેને ફતેહ મળવાનો સહેજ પણ સભવ હતો નહિ.

આવા ખ્યાલમાં તે મસ્ત બની પોતાના ખાનગી ઓરડામાં આમથી તેમ લટાર મારતો હતો, એટલામાં એક નોકરે આવી એક રૂકો તેના હાથમાં મુકયો. આ રૂકો સ્નાર્ક વકીલના હાથથી લખાયલો હતો, જે નીચે મુજબ હતો:—

"મારા પ્યારા સર સીદની—તમારા પીદર અને મારી વચેના વર્ષોના આગલા સબંધને લીધે અને તમારી અને મારી વચેની તે વખતની દોસ્તીને ખાતર આ છેલ્લો પત્ર લખી જણાઉં છું કે મને મારી માગણીનો જવાબ એકાદ બે દિવસમાં તમારી તરફથી નહિ મલશે તો પેલુ આર્ચરિયું જે મારા હાથમાં સલામત છે તે હુ જાહેરમાં લાવશ અને તેના ત્રસ્ટીઓ જેઓમાં હું પણ એક છું તેઓને આ તકરારી મિલ્કતનો ખરો અને હકદાર માલેક હાથ લાગે ત્યાંસુધી તેની સંભાળ લેવાની ફરજ પાડશ.

લા૦ તમારો વિશ્વાસુ સ્નાર્ક."

સ્નાર્કનો આ રૂકો વ્યતાં સર સીદનીને માથાંથી તે પગ સુધી એવો તે સાબુત ઝટકો લાગ્યો કે તેને લાગયું કે તે તેનાં મરણની છેલ્લી પળ સુધી ભુલી શકનાર નથી.

આ પળે લેડી બોકેંપવાલા મેળાવડામાંથી તેની પરણેતર લેડી વારગ્રેવ પાછી ફરી. આ વેળાએ મોડી રાત વહિ ગઇ હતી તે છતા તે બાનુ પોતાના ખાવિંદને બિછાને પોઢેલો જોવાને બદલે ઓરડામાં પોહરો ભરતો જોઇ અજબ થઇ. તે કાંઇ સવાલ કરે તે આગમચ સીદનીએ ગુસ્સાથીજ ડોળા કકડાવી પુછયું:—

"એટલું બધું મોડું થવાનો સબબ? વેરીના કયાં છે?" પોતાના ખાવીંદની આજની ભેદભરેલી ચાલથી લેડી વારગ્રેવ ચોંકી. તેણીને પોતાના ખાવીંદ તરફથી આવો આવકાર કદીપણ મલ્યો હતો નહિ. આથી તેણીએ પોતાનું અપમાન થયલું માની ગુસ્સાથીજ પોતાના ખાવિંદને જવાબ દીધો—

"તમારા બંને સવાલો તાજુબી ઉપજાવનારા છે. હું વળી મોડેથી કયાંથી આવી તે શું તમો જાણતા નથી? ગુસ્સો તો સામો મને ઉપજવો જોઇએ કે મને પોતાની સાથે લીધા વગર તમો ચાલી આયા. વેરીનાને તો તમારીજ રજાથી લેડી બોકપના મકાનમાં થોડા દિવસ રહેવા માટે મુકી આવીછ કેમકે હીલદાબી ત્યાંજ થોડા દિવસ રેહવાની છે અને તમારી ઘણી મરજી છે કે વેરીના પેલી ખુબસુરત હીલદા સાથે દોસ્તી બાંધે."

"બરાબર છે. હું એમ થયલું જોવા માંગુંછ. વેરીના હીલદાને પોતાની બાહોશાથી ખેંચી લેય તો હું જરૂર ખુશી થવશ," સર સીદની કાંઇક થડો પડી પોતાની બેઠક લેતાં બોલ્યો.

"પણ હું નહિ ધારતી કે વેરીના હીલદાને સેહજ પણ ચાહતાં શિખે," લેડી વારએવે પોતાના ખાવિંદની બેઠક સામેના કોચ ઉપર અરધી અલેતાઇ બોલી.

"કારણ?"

"કારણ હું સમજાઉં. તમે સીરીલ હરબર્ટને તો ઓળખોછ?"

"હા! પેલો કોઇ મા બાપની જાણ પિછાન વગરનો, જે પોતે કેવાં નીચ કે ઉંચ ખાનદાનનો છે તેનું ભાન નહિ, જેને દરિયામાંથી બચાવી લેવામાં આવ્યોછ અને જે લેડી બોકેંપની મેહરબાનીથી પળાયો જાયછ, તેજ બદમાશ કે કોઇ બીજો?" સીરીલ હરબર્ટે હીલદાના બચી ગયલા જાનના યાદગાર બનાવની યાદ થતાં સીદની વાઘની માફક ફુફારા મારી બોલ્યો.

"હા તેજ! એ જવાન હીલદાને ચાહેછ ને હીલદાબી તેની ઉપર ઘેલી દીવાની બનીછ."

"તેમાં આપણુને શું?"

"જુવો સાંભળો, વેરીનાબી સીરીલને આંધળા પ્યારથી ચાહેછ."

સીદની સર્પે ડંખ માર્યો હોય તેમ ચોંકયો. તેણે ગુસ્સાથી પોતાની પરણેતરને માથાંથી પગ સુધી ટીકી ટીકી પુછયુ.—

"વેરીનાની મોહબતની બાજી તેં કયારે જાણી?"

"થોડાજ કલાક આગમચ. પણ હું જાણવા માંગુંછ કે વેરીના સીરીલને ચાહે તેમાં એટલો બધો ગુસ્સો કરવાનો શુ સબબ?"

"સબબ મુસ્તકીમ છે. મારે વેરીનાની મોહબતને તેનાં જન્મને દિવસેજ મારી નાખવી જોઇએ."

"અને મારૂંબી મત એવુંજ છે. સીરીલનું ખાનદાન કોણ જાણે કેવું છે તે કોઇ જાણતું નથી. ભલે એ ગમે તેટલો ખુબસુરત હોય પણ મારાં ખાનદાન સાથે એનું નહિ જણાયલું ખાનદાન હું મરતાંબી જોડું નહિ. સીરીલ તો બીજાઓની સખાવત ઉપર જીવેછ. ખરેખર વેરીનાનો લાયક ખાવિંદ તો સેસીલ દેનવર્સ——"

"કોણુ? સેસીલ દેનવર્સ! લેડી વારએવ, તું તો દીવાની બનીછ."

સીદની પોતાની બેઠક ઉપરથી ઉઠી સુંદર અને બેકીમતી ગાલીચા ઉપર જોશથો પગ ઠોકી બોલ્યો.

લેડી વેરીનાએ પોતાના ખાવિંદ તરફ ગુસ્સાથી પોતાનાં નેણુ ફેરવ્યાં. તેણીનો ચેહરો ગુસ્સાથી અને મગરૂરીના તેજથી એક શાહેનશાહબાનુના જેવો દમામદાર લાગતો હતો. તે મગરૂરીના તોરથી બોલી, "સેસીલ દેનવર્સને શું છે? તે તો એક હીરો છે. એની પાસે મોટી દોલત છે, નામ છે, ઇજત છે ને વેરીના માટે મોહબતબી છે. હવે તમોને બીજું શું જોઇએછ?"

"મારી સલામતી! એટલુંજ નહિ પણુ તારી પોતાનીબી સલામતી," સીદનીએ ગંભીર બની જવાબ દીધો.

"મારી સલામતી! એટલે?" આ વેળાએ લેડી વારગ્રેવ એક ઓરત કરતાં ગુસ્સાની દેવીને વધુ મળતી આવતી હતી. સર સીદનીને એ સઘળું જોઇ લેતા વિલંબ લાગ્યો નહિ. જેથી તે એકદમ થડો પડી બોલ્યો:—

"મારી પ્યારી લેડી વારગ્રેવ, હું તારી સાથે એ બોલને માટે તકરારમાં ઉતરવા માંગતો નથી. સાવધ થઇ શાંત બન અને સાંભળ કે વેરીના માટે મેં કાંઇ જુદોજ પલાન ઘડી કાહડયોછ. વેરીનાના હાથના હકદાર તરીકે તેં સેસીલ દેનવર્સને માની લીધોછ, જયારે મેં બીજાનેજ ધારી રાખ્યોછ. એ બીજો કોણુ છે તે હું ખુલ્લું કરૂ તે આગમચ મારી મરજીને તારે તાબે થવુજ પડશે અને તારો બેટીને તાબે થવાની ફરજ પાડવીજ જોઇશે."

"લગનનાં બજારમાં તમારી મરજીનો સોદો કદી પણુ મારી બેટી ચાલવા દેનાર નથી," લેડી વારગ્રેવે મગરૂરીથી રોકડું પરખાવ્યું.

પણુ સર સીદની પોતાના ઠરાવથી હઠી જાય તેવો નબળો પોચો હતો નહિ. "લેડી વારગ્રેવ, સાંભળ કે વેરીનાના હાથની ઉમેદવારી મારી આગળ બીજા એક શખ્સે કીધીછ, જે મારે તારી સલાહ સાથે કબુલ કરવીજ જોઇએ."

"મારી સલાહ લેવાના તમારા ઠરાવ માટે હું તમારો ઉપકાર માનુંછ, પણુ યાદ રાખજો કે મારી સલાહને તમારે છેવટ સુધી વળગી રહેવું જોઇશે."

"મારી એ મરજીને તારે શરણુ થવુંજ પડશે, એટલુંજ નહિ પણુ મારી મરજી પાર પાડવા માટે તારે મને મદદ પણુ કરવી જોઇશે."

"પણુ મારી વારગ્રેવના એ ઉમેદવારનું નામ?" લેડી વારગ્રેવે ગુસ્સાથી છુબ કરડી સવાલ કીધો.

"નામ! નામ સાથે તને શું કામ છે? નામ પુછવાને બદલે તેની પાસે કેટલું દામ છે તે પુછ, જ્યાં દામનો ડુંગર હોય ત્યાં——"

"પણ તેની હોરમત કેવી છે?" લેડી વારગ્રેવે પોતાના ખાવિંદને આગળ બોલતાં અટકાવી બીજો સવાલ કીધો.

"હોરમત કેવી છે, એમ પુછવાને બદલે, લેડી વારગ્રેવ મને સવાલ કર કે તેની દોલત કેટલી છે. જ્યાં દોલત હોય ત્યાં હોરમત શી બીસાદમાં?"

"સર સીદની. તમો ભુલી જાઓછ કે તમો કોણ સામે તમારો વાહીયાત બકબકારો કરોછ? મગરૂર રોઝાતી—"

"હું સેહજ પણ પોતાને ભુલી ગયો નથી," સર સીદનીએ પોતાની ઇટાલીયન પરણેતરને વધુ બોલતાં અટકાવી કહયું, "સારી પેઠે સમજુછ કે હું કોણ સામે બકવા કરૂછ. હું મેરીયો કારદીયાની જેણે પોતાની નામોશી-માંથી બચવા માટે આપઘાત કરી પોતાની પાપી જીદગીનો અંત આણ્યો તેની બેટી માટે વાતમાં મશગુલ છું. બીજું સાંભળ કે હું કેદીની તે બેટી માટે બોલુછ જેના બાપની નામોશી ભુલી જવાને અને તેને સમુળગી ડાટી દેવાને કબુલ થયો હતો. બોલ, મગરૂરીમાં મરી રહેલી અને તુંદાઇમાં તણાઇ રહેલી ઓરત બોલ, જબાન ખોલ, કે હજીબી મારી મરજીને તુ શરણ થશે કે નહિ ને તારી બેટીને એમ કરવાની ફરજ પાડશે કે નહિ?"

---

## પ્રકરણ ૧૬ મું.

સર સીદની વારગ્રેવના ઉપલા સખુનોથી લેડી વારગ્રેવ ઉપર થયલી અસરતું બ્યાન કરવું મુશકેલ હતું. તેણીનો સફેદ દુધ જેવો ચેહરો ગુસ્સા અને ધાસ્તીથી લોહી જેવો બની ગયો હતો. તેણીની બંને આંખો ધીકકારના અજબ જેવા તેજથી ચળકી રહી હતી. તે પોતાની જગોએથી ઉછળી બોલી:—

"સર સીદની, તેં તારા કસમ ઉપર પાણી ફેરવ્યુંછ. દેવળમાં મેં મારો હાથ તારા હાથમાં મુકયો તે આગમચ તેં મને કબુલાત આપી હતી કે મારો ભેદ જે તું જાણવા પામ્યોછ તે કદી પણ તારા હોઠથી બાહેર નિકળનાર નથી."

"હા, હું તે કબુલ કરૂંછ પણ તારે આ પણ કબુલ કરવું જોઇએ કે વેરીનાને મારી બેટી તરીકે કબુલ કરતાં અને એમ કરી તારી આખુ ઇજતની પાસબાની કરતાં તું કબુલ થઇ હતી કે વેરીનાનું ભવિષ્ય મારા એકલાનાજ હાથમાં મેલશે."

"પણ તેં કબુલાત આપી હતી કે વેરીનાનું ભવિષ્ય તું ઝળકતું બનાવશે."

"હા, મારી કબુલાત વેરીનાનું ભવિષ્ય માતબર બનાવવા માટેની હતી, નહિ કે ઝળકતું બનાવવાની. પોતાનું ભવિષ્ય ઝળકતું બનાવવાનો આધાર ખુદ વેરીનાના હાથમાં છે, નહિ કે મારા હાથમાં."

લેડી વારગ્રેવ જવાબ દેતાં અચકાઇ ગઇ, બલ્કે ધભરાઇ ગઈ. પણ તેણીનો આ ધભરાટ સીદનીએ જોઇ લીધું કે માત્ર ખોટો ઢોંગ હતો, એક નાટકી સોંગ હતો.

"સર સીદની, હું ફરીથી પુછુંછ કે વેરીના માટે તમો કઇ કીસમના ખ્યાલમાં રમોછ?"

આ સવાલ સાંભળતાંજ સીદનીએ પોતાનાં ખીસાંમાંથી ડુચો વારેલું એક કાગળ ખેંચી કાહડતાં કહયું, "તારી બેટીના હાથની ઉમેદવારી માટેની દરખાસ્ત કઇ મારી પોતાની નથી. તું વળી તેથી બીલકુલ અંજાણ પણ નથી."

લેડી વારગ્રેવ ચોંકી, અને દીવાનશાળામાંથી છુટી આવેલી એક દીવાનીની તરેહ પોતાના ખાવિંદને ટીકી ટીકી જોતી ઉભી. પણ સીદનીનું ધ્યાન તેણીની આવી દીવાની હીલચાલ ઉપર હતુંજ નહિ. તેણે પોતાનુ બોલવું આગળ ચલાવ્યું:—

"જેમ હું ન ધારેલા સંજોગે તારો ભેદ જાણવા પામ્યો તેમ તું મારો ભેદ જાણી શકી. આપણી બંનેની એકજ નેમ આપણી પોતાની સલામતી છે. અને એ સલામતીનો આશીર્વાદ વેરીનાના લગનથી આપણે મેળવી શકીશું. જે પળે લગનના કોનત્રાકત ઉપર સહી થશે તેજ વખત પેલું કમબખ્ત વીલ મારા હાથમાં આવશે. અને ત્યારેજ મારા પગ આગલ ધ્રુજતી જમીન મજબુત બનશે. લે આ વાંચ અને દરીયાફ્ત કર."

આટલું બોલી તેણે સ્નાર્કનો રૂકો પોતાની પરણેતરના હાથમાં મુકયો.

તે તેણીએ વાંચ્યો. એક વાર નહિ પણ ત્રણ વાર વાંચ્યો, ધણીજ સંભાળથી તેણીએ તે પોતાના મન સાથ વાંચ્યો, અને પછી તે ધીમાં પણ મજબુત અવાજે બોલી:—

"આ કાગલ ઉપરથી એવું માલમ પડેછ કે તેનો લખનાર પોતાના બેટાને વેરીનાના હાથના ઉમેદવાર તરીકે જાહેર કરેછ."

"અરે જાહેર કરવાનું શું બકેછ!? તે તો દાવો કરેછ. જબરદસ્તીથી તે પોતાના બેટા માટે વેરીનાની માગણી કરેછ."

"અને તેની એ માગણીનો બદલો?"

"પેલું વીલ!"

"પણ એ વીલની આપણે પરવા નહિ કરીએ તો—"

"તો જાણે કે આપણી હાલત ભીખારીથીબી બદતર બુરી બની. હાયવેલા અને ભુખમરો આપણો ખોરાક બનશે. દર પળે તને ભુખે તવળતી જોઈ મારૂ જીગર ચાક બનશે. આ અયેશ આરામને છેલ્લી સલામ કરવી પડશે."

"પણ એ હીલદા એવી તે કોણ ઓરત છે જેનેથી તું એટલો બધો બીહી ધુજી પડેછ!"

સર સીદની આ સવાલનો જવાબ આપતાં અચકી ગયો.

"અજબ છે કે હજી તું ખરા ભેદથી વાકેફ નથી બની? શું તું નથી સમજી શકતી કે મારી કેમ ધ્રુજેતી છે, સાભળ, એ હીલદા મારા ભાઈની બેટી છે, જેની દોલત ઉપર તું આરામથી લેટી છે."

લેડી વારએવના ચેહરા ઉપરતું નુર ઉડી ગયું. તે મોત જેવી ફિક્કી ફચ બની ગઈ. તે હજી હિમ્મત હારી નહિ. તે હિમ્મતથી બોલી, "પણ મારા બેટી વેરીના પોતાના હાથના એ ઉમેદવારને ચાહતી નથી. વેરીનાની મોહબત એ શખ્સ ઉપર બિલકુલ નથી."

સર સીદની ચોંકયો.

"મોહબત! શું લગનનો ગાંઠ મોહબતથીજ સંધાયલો હોવો જોઈએ?"

"એમાં શું શક! મોહબત વગરના નીકાહ! તૌબા! તૌબા!"

"ત્યારે બાનુ, જરા ધ્યાન દઈ ખ્યાલ દોડાવો કે તું વેરીનાના પીદર મેરીયો કોરદીયાનીને ચાહતી હતી અને તે છતા તમો બાનુ—"

"ખામોશ! હોશમાં આવ! તારા સોગદ યાદ કર, સર સીદની!"

"મને તે પુરેપુરા યાદ છે, પણ તારો જીદ—"

"મારી જીદ નારવા છે. બેશક મારી ભુલ છે. તારી મરજી મારે કબુલ છે. વેરીનાનો જુમ્મો મારે સર છે."

"શાબાશ!" સર સીદની ખુશીમાં આવી પોકારી ઉઠયો.

# પ્રકરણ ૧૭ મું.

લેડી બોકેંપના "બોકેપ હોલ"માં એક સુંદર કોચ ઉપર વેરીના અને હીલદા વાતમાં મશગુલ બની બેઠા હતાં. આ બને જવાન બાનુઓને લેડી બોકેંપે પોતાનાં મકાનમાં ઘણી બોહોંસ કરી રાખી હતી. જયારે સર સીદનીએ જાણ્યું કે હીલદા થોડા દિવસ "બોકેપ હોલ"માં તોડી પાડનાર હતી ત્યારે તેણે મોટી ખુશી સહિત વેરીનાને "બોકેંપ હોલ"માં રહેવા માટે રજા આપી હતી. તેની ઘણી મરજી હતી કે હીલદા અને વેરીના વચ્ચે સહીપણાંની સાંકળ બધાય. એમ કરવામાં તેણે કાંઇ અજબ જેવી ઘાતકી નેમ રાખી હતી, જે આપણે આ વાર્તામાં આગળ અને આગળ વધવા સાથે જોઇશું.

બેશક વેરીના એક ખુબસુરત નાજનીન હતી અને હીલદા કુદરતની ખુબસુરતીની એક અથગ પરસ્તાર હોવાથી તે ઘણી જલદીથી વેરીના તરફ ખેંચાઇ ગઇ હતી.

"એ બીચારી સુખી જણાતી નથી. પોતાના પીદરની અખુટ દોલત છતાં તેણીના ચેહરા ઉપર દલગીરીનો છાપ આબાદ માલમ પડેછ. એ બીચારીની દલગીરી શી હશે?" હીલદા દયાથી તેણીને જોઇ પોતાનાં મન સાથે બોલી, "શું બીચારીને પોતાના પ્યારમા હાર તો નહિ ખમવી પડી હોય?"

આ વેળાએ વેરીના પણ કાંઇ ઉડા વિચારમાં ગુલતાન બની ગઇ હતી. તેણીએ પોતાના ચેહરા ઉપર થતા ફેરફારો હીલદાની ચગોર ચશમોથી છુપાવવાને પોતાના ચેહરા આગલ એક નાજુક પખો આડો ધર્યો હતો. છચોક આ ઇટાલીયન ખુબસુરતી માટે બોલાતું હતું કે મોડે વેહલે તે કેપટન દેનવર્સની પરણેતર બનશે, પણ તે એમ કેહનારાઓને ગુસ્સાથી કહેતી કે "હું શું મારી જીદગી એક પતંગીયાંને અરપણ કરશ? કદી નહિ. હું તેનેજ ચાહવસ જે મારે લાયક ઇચે ઇંચ હોય. એક ફુલ ઉપરથી બીજા ફુલ ઉપર ઉડી તેનો રસ ચુસનારા શોભીતાં પતગીયાની મને સેહજ પણ પરવા નથી."

વેરીના અને હીલદા વચ્ચે પ્યાર અને મોહબતનીજ વાતો ચાલી રહી હતી. એ દરમ્યાન વેરીનાએ જોઇ લીધું કે હીલદા સીરીલ હરબર્ટ માટેનો પ્યાર પોતાનાં જીગરમાં લઇ ફરતી હતી. આ ખ્યાલ થતાંજ તેણીનો હવસ અને હસદ બંને ઉશ્કેરાઇ ગયાં અને તે દાંતયા પીસી પોતાની પાસે બેઠેલી હીલદાને માથેથી પગ સુધી ટીકવા મંડી ગઇ. કેમકે તે જાણતી હતી કે પેહલો દાવો સીરીલ ઉપર તેણીનો પોતાનો હતો. તેણીએ એ જવાન મર્દને નેપલ્સમાં જોયો તેજ પળે પોતાનો હોશ ખોહયો હતો. જોકે વેરીના જાણતી હતી કે

સીરીલ હરબર્ટ નહિ જણાયલા મા બાપ વગરનો હતો અને તેના સુખ યા દુઃખનો આધાર લેડી બોકેંપ જેવી ઓરતની સખાવત ઉપર લટકેલો હતો, તોપણ તેની ખુબસુરતી, તેની હીમ્મત અને તેની બાહોશીનો કશો પાર હતો નહિ. તેણીએ દુનિયા ભરના જવાનોની હર કિસમની ખુબસુરતી પોતાની નજરો નજર અજાયબીના ઉભરા અને ખુશીના ઉછાળા સાથે જોઇ હતી પણ સીરીલ હરબર્ટની ખુબસુરતી આગળ તેઓની ખુબસુરતી વગર બિસાદની હતી.

"આવો ખુબસુરત જવાન કોણ હતો? તેનાં મા બાપ કોણ હતાં? તે હીલદાની તરેહ દરિયામાંથી કાં ફુટી નિકળ્યો હતો?"

આ સઘળા સવાલો તેણીએ અનેક વાર પોતાના મનને પુછયા હતા પણ તેનો જવાબ કેહેથી પણ મલી શકયો નહિ, ત્યારે એ ઉપર તેણીએ ખ્યાલ કરવાનો પણ છોડી દીધો અને બસ એ જવાનનીજ મોહબતની માળા જપતી રહી. પણ જયારથી તેણીએ શોધી કાઢયુ કે હીલદા અને સીરીલ એક બીજા ઉપર મરતાં હતાં ત્યારે તે હીલદાને પોતાનાં સુખની ખુની તરીકે માનવા લાગી અને કોઇબી રવેસે આ જોડું પોતાની નેમમાં ફાવી નહિ જાય તે માટે તેણીએ કેપટન દેનવર્સ અને સર ફીલીપ મોર્તલેકને પોતાની બાજુમા રાખી હીલદાને ધીકકારવા શિખવ્યા હતા. હીલદા પોતે પણ અજબ થતી રહી હતી કે ઘડીમાં વેરીના તેણીની સાથે પ્યારથી વર્તતી હતી, પણ બીજીજ પળે તે કાંઇ એવી તો ઘાતકી નજરથી તેણીને જોતી કે ગરીબ બિચારી હીલદા ખરેખર ઘભરાઇ જતી, બલ્કે તેણીના આવા ક્રુર દેખાવથી કમકમી બે ચાર કદમ પાછલ હઠી જતી પણ તે બીચારીને સેહજ પણ ખ્યાલ હતો નહિ કે તેણીના આશકને તેણીનાં પાસાંમાંથી જાણી જોઇ છિનવી લેવાનો આ સઘળો સબબ હતો.

આપણે ઉપર જોયું તેમ બંને જવાન બાનુઓ લેડી બોકેપનાં મકાનમાં એક સુંદર સોફા ઉપર બેઠેલી હતી. શરૂઆતમાં વેરીનાએ હીલદા સાથે હસી હસીને વાતો કીધી હતી પણ પાછળથી તેણીને કોણ જાણે શું વારૂ આવ્યું કે તે પોતાના ગાલ સામે પંખો આડો કરી કોચનાં એક ખુણાંમાં થોબડો ચહડાવી બેઠી. તેણીની આવી ચાલથી હીલદાને લાગ્યું તો ઘણું પણ લાચાર!

તે કાંઇ ખ્યાલમાં રોકાયલી હતી તેટલામાં વેરીનાએ સીરીલ ને તેઓ તરફજ આવતો જોયો. ખરી રીતે તો સીરીલને તે બાડે ડોળે જોતી હતી, પણ બાતેનમાં તે જાણે કેવાક ઉંડા અને ગંભીર ખ્યાલમાં ગુલતાન બની ગઇ હોય તેમ દીસ્તી હતી. સીરીલ વેરીનાની સહેજ પણ દરકાર કરવા વગર હીલદા તરફ ગયો અને પોતાના હાથમાંના સુંદર ફુલોનો એક ઝુમખો નમીને હીલદાને સપુરદ કીધો. વેરીનાએ આ સઘળું જોયું અને તેણીની લાગણીને જબરો જટકો લાગ્યો પણ તે

છુપાવવા માટે તેણીએ પોતાના હાથમાંનો પંખો જાણી જોઇ નીચે નાખી દઈ તે ઉંચકવા મંડી ગઇ હીલદાએ પોતાના પ્યારાની "ઓફર" તરફ પોતાનો નાજુક હાથ લંબાવ્યો તો ખરો પણ તેણીની નજર વેરીનાના ચેહરા તરફજ ચોંટી બેઠી તી. વેરીનાનો ચેહરો હવસ અને હસદનો માર્યો બીહીક લાગે તેવી કીસમનો ઉસકેરાઇ ગયો હતો.

હીલદાનાં જીગરમાં કમકમાટ અને ધાસ્તીની લાગણી આ પળે ફરી વળી.

* * *

"હીલદા મારી મુદઇ ઓરત છે, હીલદા, મારૂં જીગર છીનવી લેવા માટે તને હ્યાનત છે," વેરીના ગ્લેનદેલ કેસલમાંના પોતાના ઓરડામાંના એક કોચ ઉપર અરધી અઢેલાઇ પડી પોતાના મન સાથે બોલતી હતી, "એ ખુબસુરત બલા મારી અને મારી ઉમેદની વચ્ચે દરિયાના પેટાંમાથી ફુટી અને બસ મારી આશાની મટકી ફુટી. કોણે ધાર્યુ હતું કે મારા આશકને હીલદા લુટી લેશે! હા! સીરીલ! સીરીલ! મારા હરબર્ટ! મારા જાન! તને મેં નેપલ્સમાં જોયો ને બસ મારો હોશ ખોહયો! હુ તો તને મારા પગ આગળ ધુટણીયે પડેલો જોવાને ઇંતેજાર હતી, હું તો તેને થોડીક મુદત થોકરે મારવા તઇયાર હતી, અને એ ખુબસુરત બળા મારી અને તેની વચ્ચે આવી નહિ હોત તો જરૂર સીરીલને મારા પગ આગળ ધુટણુયે પડવુજ પડતે, મને મનાવી લેવી પડતે, મને સમજાવવી પડતે, મને પટાવવી પડતે."

આ વેળાએ તે ગુસ્સાના આવેશમાં પોતાની બેઠક ઉપરથી પગ અફાળી ઉઠી અને પોતાની પાસેની ટેબલ ઉપર જોશથી હાથની મુકી અફાલી બોલી.—

"સીરીલ! હીલદા! યાદ રાખજો કે હું તમો બંનેને તમારી નેમમાં કદી પણ ફાવવા દેવશ નહિ. બસ કીનો! તમો બને ઉપર મારા કીનાનો ઢગઢગતો વરસાદ નહિ વરસાવુ, તમારી મોહબતમાં બનેને નહિ તરસાવુ તો મારી જીંદગી ઉપર હજારો હએફ હોજો!"

તે હજી પણ પોતાનાં મન સાથે બીજો ઘણોક બકબકારો કરતે પણ એટલામાં પોતાની માદર લેડી વારબ્રેવને પોતાના ઓરડામાં દાખલ થતી જોઇ તે કાંઇક શાંત બની ગઇ. પણ લેડી વારબ્રેવને જોઇ લેતાં વિલંબ લાગ્યો નહિ કે તેણીની બેટી કાંઇ અસાધારણ હદ સુધી ઉસકેરાઇ ગયલી હતી. તે તુરત પામી ગઇ કે હીલદા ઉપર તેણીનો ખોફનો જવાળા સળગેલો હતો. તે ખુશ થઇ કે આ વેળાએ સર સીદનીની માંગણીનો તેણીની પાસે સ્વિકાર કરાવવાનો બહુજ અચ્છો મૌકો હતો.

શુ લેડી વારબ્રેવ ભુલતી નહિ હતી? જોઇશું.

# પ્રકરણ ૧૮ મું.

બંને મા દીકરીએ ઘણુાજ ધીમા સાદે ગુફ્તેગુ ચલાવી. એ વેળાએ વેરીનાનો ચેહરો હદથી જયાદા ઉસ્કેરાઇ આવ્યો હતો તેણીની કાળી આંખો કાંઇ અજબ જાતના ચળકાટથી ચમકી રહી હતી. મગરૂરી અને તુંદાઇ તેમાંથી આરપાર જણાઇ આવતી હતી. એ ઉપરથી માલમ પડતું હતું કે લેડી સીદની વારઐવે તેણીના કાનોમાં રેડેલા સખુનોથી તેણીનો મિજાજ હાથથી ગયો હતો. અંતે તે પોતાની બેઠક ઉપરથી ગુસ્સાથી ઉભી થઇ અને એક શહેનશાહ બાનુના તોરથી તે બોલી --

"શું હુ બેનજામીન સ્નાર્કને મારો ખાવિંદ બનાઉં, હું તેની પરણેતર બનું ? માદર, મારી જવાનીની કળી કચડાઇ જાય, મારી જવાનીનો બાગ તારાજ બને, મારો ખુબસુરતીનુ ગુલ કરમાઇ જાય પણ હું કદી પણ સ્નાર્ક વકીલના બેટાને મારો પ્યાર સપુરદ કરશ નહિ બેનજામીન સાથે મોહબત કરવા કરતાં મોતને મારો ગાલ ચુમવા દેવાનું હું વધુ પસંદ કરશ."

"મરવું એ સેહલું છે બેટી," માદરે બેટીને સમજાવ્યું, "પણ બાઝે વખત જવાન ઓરતોને પોતાની જીંદગીમાં એવી તો મુશીબતો ઉઠાવવી પડેછ કે તે મોત કરતાં પણ જાલેમ થઈ પડેછ."

"માતા, હું કોઇ પણ જાતની મુશીબત ખમવા તૈયાર છું, પણ સ્નાર્કના બેટા સાથનાં મારાં લગનની આફત ખમી શકવાની મારામાં તાકાત નથી."

"પણ એની પાસે કેટલી અખુટ દોલત છે તેનો તને સેહજબી ખ્યાલ નથી."

વેરીનાએ પોતાની માતાને કશો જવાબ દીધો નહિ. તે દેખઇતી રીતે પોતાનાં ગળાંમાંની નેકલેસ સાથે ચેડાં કાહડવામાં રોકાઇ ગયલી હતી પણ બાતેનમાં તેણીનાં દિલમાં આડાં અને ઉભાં આવતાં હતાં.

"વેરીના, ગમે તેવો દુર્ગુણી તાલેવંત મરદાને મરદોમાં પણ શુરો ગણાયછ."

"ભલે તે મરદોમાં શુરો ગણાતો હોય પણ ઓરતોમાં, તેમાં મુખ્ય કરી તમારી બેટી વેરીના જેવી ઓરતોમાં તો કદી નહિ."

"બેટી, ચેડાં ના કાહડ. તું સ્નાર્કના બેટાની દોલતને ધીકકારતી નથી પણ તું સીરીલ હરબર્ટને ચાહેછ, કેમ ખરૂં કેની ? પણ બેટી વેરોના, તું ભુલી જાયછ કે સીરીલ એક ફુટી દમડી વિનાનો છે. એવા સાથે તારો ભવ

જોડી તું શું સુખ જોવાની છે! વેરીના, મારૂં કહયું માન અને જે ધણી તને બાડી નજરેબી જોવાની દરકાર કરે નહિ તેનો પ્યાર જીતવાનાં ફોકટનાં ફાંફાં ના માર."

"માતા, હું તમારી આ સલાહ કબુલ કરૂં છ, પણ હું મરતાંબી સ્નાર્કના બેટાનો પ્યાર કબુલ કરવાની નથી. હું કુવારીજ રહેવશ. સ્નાર્કની દોલત ભલે બીજી ઓરતોને પોતાની જવાની અને ખુબસુરતી વેચવાને લલચાવે પણ મારી ઉપર તેની સહેજ પણ અસર થઇ શકનાર નથી. મારા પીદરની ગ્લેનદેલની મિલકત મારે માટે પુરતી છે."

"ગ્લેનદેલ! બેટી એ મિલકત મલવાનું પણ સ્નાર્કના બેટાની પરણેતર થવા ઉપરજ આધાર રાખેછ."

લેડી વારએવની આ ચેતવણી સાંભળી વેરીનાએ ચોંકીને પોતાની માદર તરફ જોયું. તે બિલકુલ સમજી શકી નહિ કે તેણીની માદર ગ્લેનદેલની મિલકત માટે ભેદમાં શું બોલતી હતી.

"શું ગ્લેનદેલની એસટેટ મારા પીદરની નથી?"

"હા, છે, તે હું કબુલ કરૂં છ, પણ તે હાલ તુરતજ."

"હાલ તુરત!" વેરીના મોત જેવી ફિકકી પડી બોલી ઉઠી, "ત્યારે શું માતા કોઇ બીજો દાવાદાર છે?"

"બીજો દાવાદાર ઉભો થવા દેવો કે નહિ તે તારા હાથમાં છે. મારી પ્યારી બેટી, ગ્લેનદેલ કેસલમાંથી આપણને નહિ હાંકી કાહડવાની સતા તારા પોતાના હાથમાં લે ને તારી માદરની સલાહ માન્ય કર."

વેરીના વધુ ગુંચવાડામાં પડી.

"માદર, બોલો, ભેદ ખોલો કે સ્નાર્કની સત્તા મારા હાથમાં કેમ આવી શકે?"

"સ્નાર્કના બેટાની પરણેતર બન ને પછી જો કે તે સત્તા તારા હાથમાં પોતાની મેળે ચાલી ચલાવી આવેછ કે નહિ?"

"કદી નહિ, માતા કદી નહિ. મારી જીંદગીનું સત્યાનાશ વાળનારૂં આ પગલું હું મરતાંબી ભરશ નહિ. હું ગ્લેનદેલ કેસલને આગમાં તારાજ થતો ખુશીથી જોવશ, એ મકાનમાંથી હડધુત થઇ નિકળવાની મારી નામોશીને હું ખુશીથી શરણ નાખશ પણ સ્નાર્કના બેટાની ઓરત બની આ મકાનની માલેક થવા હજાર વાર કમકમશ."

લેડી વારઞેવ પોતાની પ્યારી બેટીને હદથી જયાદા હઠીલી બનેલી જોઇ કાંઇક ગુસ્સે થઇ તો ખરી પણ તે વેરીનાના પાજી સ્વભાવથી એટલી બધી તો જાણીતી હતી કે તેની ઉપર ગુસ્સે થવામાં યા ગુસ્સાને ઉભરો બાહેર પાડવામાં તેણીએ કશો માલ જોયો નહિ, જેથી તેણીએ પોતાની સમજાવટ ચાલુજ રાખી.

તે ધીમા પણ મજબુત સાદે બોલી, "વેરીના, તું સ્નાર્કના બેટાની ઓરત થવા ના પાડશે તો તને સેહજબી ખ્યાલ છે કે તારા પીદરની તમામ દોલત કોણુના હાથમાં જશે?"

'મને તેનો સહેજ પણ ખ્યાલ નથી. ખરૂં બોલું તો એવો ખ્યાલ કરવાની મને સહેજ પણ પરવા નથી." આટલું બોલી તે પોતાની માતાને ગળે વળગી પડી બોલી, "માતા, એવું તે કોણ છે જે મારા પીદરની દોલત મારા હાથમાંથી છિનવી તે પોતે માલેક થાય? માતા, તે મર્દ છે કે ઓરત?"

"તે ઓરત એવી છે," લેડી વારઞેવ દાંતયા કચકચાવી બોલી, "વેરીના, તે એક એવી ઓરત છે જેના નામમાં આફત ભરી છે. તે ઓરતને તુ એવા તો ધીકકારથી જોયછ કે જેનું નામજ તારા જીગરમાં હસદનો આતશ સળગાવાને બસ છે."

"તેનું નામ?" વેરીનાએ ઉસકેરાઇ જઇ પોકાર કીધો.

"હીલદા."

"હીલદા! તે કસકુનમ દદા! જે ઉપર સીરીલ તનો જાન ફીદા થયોછ! એ બનેની મોહબતથી મારા જીગરમાં હસદનો શોળો પેદા થયોછ. માદર! હાલમાં તે ઓરબી જયાદા થયોછ."

"અને એજ ઓરત તારી ગફ્લતીથી ગ્લેનદેલ કેસલની વારેસ બનશે વેરીના, જરા તો ખ્યાલ કર! તારા અને તારાં માત પીતાના હાલ પર જરા તો ગૌર કર! વેરીના! મારી ભોલી ભાલી વેરીના! તે દદા ગ્લેનદલ કેસલની રાણી બને? તું તે તારી નજરો નજર જોઇ શકશે? બોલ, જબાન ખોલ, તારી ગફ્લતીનો જરા તો તુ કર તોલ!"

"બસ! સબર! માદર! ખુદા ખાતર સબર! મને કહો કે શું હીલદા પોતાની આ હાલતથી વાકેફ બનીછ કે હજી તે અજાણુ છે?"

પોતાની ઉસકેરાયલી બેટીનો આ સવાલ સાભળતાંજ લેડી વારઞેવ હસી પડી બોલી. તેણીનો ચેહરો હાલમાં ગુલલાલાનાં ફુલની તરેહ ખીલી નિકળ્યો હતો. તે એટલાજ માટે કે તેણીએ બરાબર જોઇ લીધું કે હસદનો અંગાર

વેરીનાનાં તનબદનની રગેરગમાં ઢગઢગી નિકળ્યો હતો અને હવે તે સ્નાર્કના બેટાની ઔરત થવાને સહેજ પણ વિલબ લગાડનાર નથી. તોપણ હજી આગમાં તેલ નાખવાનો બાજીથી તે બાઝ આવી નહિ.

"મારી ભોળી બેટો! તુ ઘડીભરબી એમ માનેછ કે હીલદા જેવી દદા પોતાની હાલતનો ખરો ભેદ જાણુવા પામે તો એક ઘડીભરબી આ બાદશાહી મકાનમાં તને રાજ કરતી રાણી પોતાની દેખતા આખે જોઇ શકે? હરગીજ નહિ. માટે બેટી સાવધ થા અને તેના આબાદ વખતે સ્નાર્કના બેટાની પરણેતર બની તારા તે હરીફ ઉપર એવો તો જબરદસ્ત ફટકો માર કે તેનો હોશ ફરામોશ બને. વેરીના, ખરો ભેદ સ્નાર્ક સિવાય બીજુ કોઇ જાણુતુ નથી. માટે તેની મરજીનો ગોલામ બન ને તેના બેટાને તારી ખુબસુરતીનો ગોલામ બનાવ!"

વેરીના એક હર્ફ પણુ બોલી શકી નહિ. લેડી વારએવે આબાદ જોઇ લીધુ કે તેણીના અ ત કરણુમા મોહબત અને હસદ વચ્ચે જબરી જ ગ ચાલી રહી હતી. એક બાજુથી સીર'લની મોહબતનો મિઠાસ તેણીને ખેચતો હતો અને બીજી બાજુથી હીલદા તરફની અદેખાઇનો આતશ તેણીનાં જીગરમાં તેનાં પુર બળમા ઢગઢગતો હતો આ વેળાએ લેડી વારએવે વેરીના ઉપર પોતાની ઉસકેરનીતુ જાદુ ચલાવવાતુ વાજબી વિચાર્યુ.

"મારી ભોળી બેટી, ગરીબાઇ અને તવગરીમાંથી તને પસદગી કરવાની છે."

"ગરીબાઇ અને તવગરી! માદર! એ તે કેવી બેખબરી! મારે ગરીબાઇ અને તવગરીમાથી પસદગી કરવાની નથી, પણુ જન્મભરનાં સુખ યા આખા ભવની કગાલીયતની મારે ચુટણી કરવાની છે. માત્ર ગરીબાઇ અને તવંગરીનોજ સવાલ હતે તો તમારી મરજીને હું એક સખુને શરણુ થતે. પણુ—"

વેરીના આગલ બોલી શકી નહિ. તેના હોઠો હદ બાહેરના જુસ્સાથી ધ્રુજવા લાગ્યા. તેણીતુ આખુ તન ધોકકારની લાગણીથી ધ્રુજતુ હતુ. વેરીના પોતાનો જુસ્સો કાબુમા રાખી શકી નહિ.

પણુ માતાએ તો પોતાનો જુસ્સો ઘણી અચ્છી રવેસે કાબુમાં રાખ્યો હતો. તેણીની નેમ કોઇ પણુ રીતે પોતાની ભાનભુલી બેટીને સમજાવી લેવાની હતી. તે વેરીનાના રેશમ જેવા વાળો ઉપર પ્રીતથી હાથ ફેરવી બોલી.—

"બેટી વેરીના, સીરીલને તારો ખાવિદ બનાવવા જતાં તુ તારા પગમાં કેવી જાલમ કોડાળી મારેછ તેનો તને કાંઇ ખ્યાલ છે? તુ તારા હકની દોલત

ગુમાવી જે ઓરત તારો આશક છિનવી લેવા જેવી ઘાતકી બનીછ તે ઓરતના ખોળામાં તું કાહરનનો ખજાનો રેડવા માંગેછ? બેટી, હું ફરીથી કહુંછ કે તું મરેછ કે જીવેછ તેની સહેજ પણ પરવા સીરીલને નથી. તેની ખુબસુરતી ઉપર તું દીવાની થઇછ પણ એજ ખુબસુરતી કોઇ પણ ઓરત માટે જીવનો કાળ છે."

"ધારો કે હું તમારો હુકમ કબુલ કરૂં તો તેનું શું પરીણામ આવવા પામે?"

"તો પરીણામ ઘણું રૂડું આવવા પામે! તું તારા તે ખુબસુરત હરીફને પોતાના આશક સાથે ગરીબાઇની હાય વેળામાં સબડતી જોશે ત્યારેજ તારા કીનાનો ઢગઢગતો અંગાર બુઝાવા પામશે. સ્નાર્કને તારા ખાવિંદ તરીકે કબુલ કરી એકજ ઝટકે હીલદાનાં છેવટનાં સુખ અને તેની મોહબતને જમીનદોસ્ત કર, નામુરાદીની ખાકમાં નાખ."

"એ કેમ બની શકે?"

"તું શું ઘડીભરબી એમ ધારેછ કે ગરીબાઇની જોડેજોડ પ્યાર કદી પણ સાચ્ચો રહેછ? કદી નહિ. અગરજો તે સાચો રહે તો હોય તો એક દિવસ, એક અઠવાડિયું, એક મહિનો, બહુકે એક વર્ષ. એથી વધારે નહિ."

વેરીના સાંભળીને કમકમી.

"અને હીલદા અને તેના ખુબસુરત આશક ઉપર મારા કીનાનો ઢગઢગતો અંગાર વરસાવાનો એ સિવાય બીજો એકે રસ્તો નથી?"

"એક પણ નહિ, તારા સુખનો આફતાબ પ્રકાશતો જોવો હોય, હીલદાની ખુશનસીબીના સેતારાને આફતના બુરૂઝમાં ઢંકાઇ જતો જોવો હોય તો વેરીના, સ્નાર્કની પરણેતર બન. એક તાલેવત પણ મુર્ખ ખાવિંદની ઓરત બનવામાં તો ઓર મજાહ સમાયલી છે."

"ઓ! હું તેની કદી પણ પરણેતર બની શકશ નહિ."

"તુને બનવુંજ પડશે. સ્નાર્કને તારા ખાવિંદ તરીકે કબુલ કરવોજ પડશે," માતાએ નેણુ ફેરવી ગુસ્સાથી પોતાનો ઉભરો બાહેર પાડયો.

"તમો શું મને એક નાલાયક ખાવિંદની ઓરત બનવાની ફરજ પાડશો? હું તે કદી પણ કબુલ કરવાની નથી. મારી ઉપર કદી પણ તમારી સત્તા ચાલી શકવાની નથી," બેટીએ પણ તેવાજ ગુસ્સાથી રોકડું પરખાવી દીધું.

"શા માટે નહિ બેટી, તું ભુલી જાયછ કે તું મારી બેટી છે, ને હું તારી માદર છું."

"પણુ માતા તમે ભુલી જાઓછો કે મારી રગોમાં રોઝાતીનું જોશદાર લોહી દોડેછ. અને જેઓનું ખાનદાન રોઝાતીથી ઉતરી આવેલું છે તેઓ પોતાની મરજીને સરકારી કાયદા સમાન ગણુતાં આવ્યાં છે. અને તેઓ જે ધારેછ તેજ કરેછ. માતા, સીરીલની મોહબ્બત આગળ હીલદાની દોલતની મને સેહજ પણ પરવા નથી. મારે માટે સર સીદની વારએવનું નામજ એક એવી દોલત છે જે મારા હરીફ હીલદા માટે છુરામાં છુરી આપ્નત છે."

"હઠીલી દુકતી! સાવધ થા! તારી હઠથી તું ત્યારેજ બાઝી આવશે કે જ્યારે તું મારે મોહડેથી તારી મગરૂરીને જમીનદોસ્ત થયલી જોશે. વેરીના! મારી બેશરમી અને તારી રોશવાઇ મારે મોહડેથી સાંભળવા તૈયાર થા ને પછી જો કે રોઝાતીનું મગરૂરીભર્યું નામ તારાં લોહી સાથે જોડાયલું છે કે? ઓ! કમસમજ, નાદાન છોકરી, સાંભળ અને ધ્રુજ કે તું——"

તે માતા આગળ બોલી શકી નહિ. તેણીની ચુપકીદીથી વેરીનાં મોત જેવી ફીકી ફ્ચ્ચ પડી ગઇ. તે સમજી શકી નહિ કે તેની માદર એવો તે શું ભેદ ધરાવતી હતી.

---

## પ્રકરણ ૧૯ મું.

"હુ મારા માબાપનું એકપુરં ફરજંદ હતું," લેડી વારએવે પોતાની બેટી વેરીનાને પોતાની કાહણી કહી સભાળાવતાં જણાવ્યું, "મારી માતા મને જન્મ આપતાં મોતના કાસદને વસ થઇ. આથી મારી સભાળ લેવાની ફરજ એકલા મારા પેદરને માથે આવી પડી. જેથી જેમ બનવું જોઇએ તેમ મારા બાવાના ખોટા લાડથી હુ બિગડી ગઇ. મારો સ્વભાવ ચિરડાઉ અને પાજી બની ગયો. મારા પેદરે રફતે રફતે મારો ઉપરનો આંકોશ છોડી દીધો. મારી પોતાની મરજી મારે માટે સરકારી કાયદો હતો, મારો રાહબર મારો પોતાનો ફાંટો હતો. મારા પીદર કાઉન્ટ રોઝાતોનો સ્વભાવ એકાંતવાસ હોવાથી તે નેપલ્સના "રોઝાતી પેલેસ" માં કદાચજ જોવામાં આવતો હતો. તે પોતાનો વસવાટ નેપલ્સથી દુર એક નાના ઉજડ ગામડામાંનાં અમારાં મકાનમાં મહિનાઓ સુધી કરતો હતો. તે મને એટલો બધો તો ચાહતો હતો કે તે કદી પણુ મારા ફાંટા અને મારી મરજીને આડે આવતો હતો નહિ. મારા થોડાક સાથીઓ હતા. પણુ હું મારી ખુબસુરતી અને જવાની ઉપર એટલી બધી તો મુસ્તાક હતી કે તેમની હું થોડીજ દરકાર કરતી હતી. હું દિવસનો મોટો ભાગ મારી માનીતી ઘોડી ઉપર સ્વારી કરી જાનવરોનો શિકાર કરવામાં ગુજારતી હતી. એક દિવસે હું મારી માનીતી ઘોડી

ઉપર સવાર થઇ બેફિકરાઇથી ફરતી હતી એટલામાં તે એકાએક ચોંકી અને મને પોતાની પીઠ ઉપર લઇ કમાનમાંથી છુટેલા તીરની માફક નાહસવા લાગી. આ વેળાએ મારી જીંદગીમાં હું પેહલીજ વાર નજદીક આવતાં મોતથી ધ્રુજી, બીહધી અને મારી મિઠી જીંદગીથી મે મારો હાથ ઉઠાવ્યો."

"ઓ ખુદા!" વેરીના પોતાના બંને હાથો જોડી પોકારી ઉઠી, "પણ માતા, એ અકસમાતથી તમો કેવી રીતે બચી ગયાં?"

"મારી માનીતી ઘોડીની નાહસભાગનું પરિણામ એ આવ્યું કે હું જમીન ઉપર ઘણાં જોશ સાથે થપકાઇ પડી અને તરતજ બેસુધ્ધ થઇ તુટી પડી. મારાં માથાંમાં સખ્ત લાગ્યું હતું પણ જયારે હું સુધ્ધીમાં આવી ત્યારે મારી આંખો ઉંઘડતાંજ મેં પોતાને એક અંજાણ ઘરમાં એક જવાનની સામે એક કંગાળ બિછાના ઉપર પડેલી જોઇ. તે જવાન મારાં બિછાના આગળ ઘુંટણીયે પડયો હતો. તેની કાજળ સમ કાળી આંખોનાં બાણો મારા ચેહરા તરફજ ફેંકાઇ રહયાં હતાં. તેનો ચેહરો જોતાં મારી રગેરગનું લોહી બેવડાં જોશ સહિત દોડવા લાગ્યું મારા ગાલો ઉપર રતાસ ધાઇ આવ્યો. તેણે પાછળથી આપેલી ખબર મુજબ હું એક ખીણુ આગળ મારી માનીની ઘોડી ઉપરથી જમીનદોસ્ત થઇ પડી હતી. તે શખ્સ તેજ તરફ શિકાર કરતો હોવાથી તેણે મારાં કમનસીબે મને મારી લોહીલુવાન હાલતમાં ઉંચકી લીધી."

"કમનસીબે! માતા, કહો કે સારાં નસીબે," વેરીનાએ પોતાની માતાની ભુલ ભાંગી.

"હજી પણ હું કહુછ કે તેની મદદ મને કમનસીબ સંજોગ વચે મળી હતી. હું એમ કહેવામાં ખરી છું કે ખોટી તે તું મારી કાહણી ઉપરથી સમજી શકશે."

"ત્યારે તો માતા, તમારી ગઇ ગુજરી કાહણી કિસ્સાને ભુલાવે એવી છે. માતા, તમારી જીંદગીનો કિસ્સો મને ઘણોજ સાંભળવા ગમેછ. માતા, આગળ ચલાવો"

માતાએ પોતાની કાહણી આગળ ચલાવી.—

"મને બચાવનારનું નામ તેના જણાવ્યા મુજબ મેરીયો કોરદીયાની હતું. તે ટુંક પુજીવાલા એક ખેડુતનો દીકરો હતો. તે મારા પીદરની માલેકીનાં ખેતરો ખેડીને પોતાનુ અને પોતાનાં કુટુંબનું ગુજરાન કરતો હતો. જોકે તેની નાણું સંબધી હાલત ઘણી સારી નહિ હતી, તોપણ તે બીજા સાધારણ ખેડુતો કરતાં બે પઇસે સુખી હતો જેથી મેરીયો કોરદીયાની પોતાના

બાપને તેના ધંધામાં મદદ કરવાને બદલે બંદુક ખભે મારી દરંદા પરંદાનો શિકાર કરવામાં પોતાનો વખત આળસાઇમાં રોકતો હતો. તેની ઉપર તેના બાપનો પ્યાર હદથી જયાદા હોવાથી તે તેની મજાહમાં સેહજબી આડે આવતો હતો નહિ મેરીયા જોકે ખેડુતનું ફરજંદ હતું, તોપણ તે છેકજ અભણ યા જંગળી હતો નહિ. તેણે ઠીક કેળવણી બચપણમાં લીધી હતી. વળી તે જાતે ઘણો ચપળ અને બાહોશ હતો."

"માતા, પણ મને ટુંકમાં કહો કે તમારા બચેલા જાનને તમો કમનસીબ સંજોગ શા માટે લેખોછ? એ જાણવાને મારો જીવ છેકજ અધીરો બની ગયોછ."

"હવે હું એજ બાબદ ઉપર આવુછ મારી બેટી," લેડી વારએવે થડે પેટે ખુલાસો કીધો, "જે જવાન ખેડુતની મને એજગેબી ઓળખ થવા પામી હતી તે મારો સાથી બન્યો અને પાછળથી તે મારો આશક બન્યો, મારો પરસ્તાર બન્યો અને અતે મારો દિલદાર બન્યો."

વેરીના ચોંકી. તેણીના ગાલો ઉપર ગુસ્સાનું લોહી ધાઇ આવ્યું અને તે પગ અફાળી ઉસકેરાઇ બોલી, "શુ એક કંગાળ ખેડુત રોઝાતીની બેટીને કદી પણ ચાહી શકે? શું તે કુતરો તમારા હાથની માંગણી કરવાની હિમ્મત કરી શકયો?"

"હા," માતાએ શરમાઇને જવાબ દીધો, "બેટી, તે જવાન કાંઇ જેવી તેવી ખુબસુરતી ધરાવનારો હતો નહિ. તેની ખુબસુરતી એવી કિસમની હતી કે તું પોતેબી તે ઉપર તારો પોતાનો જાન સદકે કરવા વિના રહે નહિ. વેરીના, હું કહેવાને અચકાતી નથી, કે જેમ તે મને ચાહતો હતો તેમ હુંબી તેને ચાહતાં શિખી હતી. બેટી, હું મુર્ખ બની, હું છતી આંખે આંધળી બની. હુ છતી અકકલે સુની સાવજ બની."

"ઓ ખુદા! એક ખેડુત ઉપર એક રોઝાતી મોહબ્બત કરે! એવી મોહબતને ખુદા ગારત કરે! એક રોઝાતીનો કંગાળ ખેડુત ઉપર પ્યાર! એવા ઘેલા ગાંડા પ્યાર ઉપર ખુદ ખુદાનો માર!" પોતાની માતાના દરજ્જાનો સેહજબી ખ્યાલ કરવા વગર વેરીના હદથી જયાદા ઉસકેરાઇ બોલી.

"બેટી, તે અમારી મોહબ્બત જે મારી ગફલતીની નીદનો એક સ્વપનો હતો. તે પુરો થયો મારી આખ ઉંઘડી ગઇ. મેં તે ચોળી તો મને માલમ પડયુ કે હુ એક ફરજદની માતા થવાની હાલતે પુગી હતી."

વેરીનાએ એક ધીમી ચિચ્યારી પાડી. તે કમકમી અને મોત જેવી ફિકકી પડી જઇ પોતાના બન્ને હાથો પોતાના ચેહરા ઉપર ઢાકી દઇ પોતાની

પ્યારી માતાની નામોશીની બેહદ બેજાબતથી ડુસકે ડુસકે રડી પડી માતાએ તેણીને પેટમાં દાબવા પોતાની તરફ ખેંચી પણ વેરીનાએ એક મજબુત આંચકા સમેત તેણીને કમકમી દુર કીધી.

લેડી વારએવ હસીને બોલી, "બેટી, હળવે. હજી તો તને ઘણું દુર જવાનું છે. સારાં નસીએ મારા પીદરની ઘેરહાજરીમાં મેરીયો કોરદીયાનીને મારે માટે ઘટતી ગોઠવણ કરવાને બની આવ્યું. તે મને પોતાની એક દુરની સગીના મકાને લઇ ગયો, જયાં મેં એક ફરજદનો જન્મ આપ્યો પણ તે આગમચ એક પાદરીએ મારા લગન મેરીયો કોરદીયાની સાથે કરી આપ્યાં હતાં"

"માતા, તમો પરણ્યાં ! અને તેબી એક ગામડયા ગુમાર સાથે ! ઓ ખુદા ! રોઝાતી ખાનદાનની આ તે કેવી નામોશી !" વેરીનાએ વધુ કમકમીને કહયું.

પણ માતાએ બેટીની દુખાયલી લાગણીની સહેજ પણ પરવા કરવા વિના આગળ ચલાવ્યું, "આ પછી કોરદીયાની મને મારાં ફરજદ સાથે એકાએક છોડી ગયો. એનો સબબ પાછળથી મને માલમ પડયો ત્યારે મે જાણ્યું કે તે તે વખતના ઇતલીના રાજકર્તાને ગાદી ઉપરથી ઉઠાડી તેના દુરના એક સગાને ગાદી અપાવવાનો પ્રપચ ચલાવી રહેલી એક છુપી ટોળીનો સભાસદ હતો. પોલીસનો તેની ઉપર શક જવાથી તેણે તેની પુઠ પકડી હતી જેથી તે ધભરાઇને મને ચેતવ્યા વિના મને છોડી ગયો હતો. એ પછી એક વરસ ગુજરવા બાદ અમો એક દિવસે એક બીજાની સામે થઇ ગયા"

"પણ તે બાળકનુ શું થયું ?" વેરીનાએ પોતાનો ગુસ્સો ભુલી જઇ દયાથી સવાલ કીધો.

"મેં તે વખતે ધાર્યું તેમ તે મારે મનથી સદાનું ગુમ થયુ હતું. મેં ઉપર જણાવેલું વરસ પુરૂં પાધરૂં પસાર થયું નહિ, એટલામાં કાઉન્ટ રોઝાતોએ મારે માટે એક ખાવિંદ શોધી કાહડવાની મને ખબર આપી. હુ એ ખબર સાંભળી સુની સાવજ બની ગઇ"

'પણુ માતા, તમારા પીદરે તમો માટે શોધેલો ખાવિંદ કોણુ હતો ? તેનું નામ શુ ?" વેરીનાએ પોતાની માતાની કાહણીમાં અજબ રસ લઇ પુછ્યુ

"તેનુ નામ મારકવીસ સેવેરીતો હતુ. જે દિવસની સાંજે મારા પીદરની પસંદગીનો ખાવિદ મારા પીદરનાં મકાનમાં મારી મોલાકાતે આવનાર હતો તેજ દિવસે એક બુઢી દાસી જેણીએ મારી નાજુક હાલતમાં મારી બરદાસ્ત લીધી હતી, તેણીએ મારી પાસે આવીને એવો પેગામ પુગાડયો કે મારો ખાવિદ મેરીયો કોરદીયાની મરણ પામ્યો હતો. તે પોલીસની ધરપકડની ઝપાઝપીમાં માર્યો ગયો હતો. આ વેળાએ મારી ખુશીનો પાર રહયો નહિ, કેમકે તેનાં મરણથી હું જીદગી-

ભરની છુટી થઇ હતી. મેં તે દાસીના હાથમાં નાણાંની મારી કેલી ખાલી કીધી અને આ બિના કોઇને પણ નહિ જણાવવાને મેં તેણીને સખ્ત તાકીદ કીધી. આવી રીતે કારદીયાનીનાં મરણથી મારાં માથાં ઉપર ઘેરાયલું વાદળ ખુલ્લું થઇ ગયું અને મારે માટે સુખનો સુર્ય ઉગી નિકળ્યો. હું તરતજ મારા પેદર આગળ દોડી અને તેમની પસંદગીના શખ્સને મારો હાથ અને અંતઃકરણ આપવાને કબુલ થઇ. આથી મારો પીદર ઘણો ખુશ થયલો જણાયો."

"માતા, મારકવીસ સેવેરીતોને પસંદ કરવામાં તમોએ બહુજ બરહક પગલુ ભર્યું," બેટીએ માતાને શાબાશી આપી.

"બેટી, મારકવીસ ઠેરવેલા વખતે આવ્યો. તે ઉંચ ખાનદાનનો અને ઉંચી કેળવણી પામેલો શોહામણા દેખાવનો ગબરૂ જવાન હતો. તેનામાં એકજ ખામી હતી, જે તે પોતાનાં કુટુબ માટે હદથી જયાદા મગરૂર હતો."

"પોતાનાં માન પામેલાં કુટુંબ માટેની મગરૂરી એ કાંઇ ખામી કહેવાય નહિ. એને તો હુ સામી ખુબી લેખું." બેટીએ માતાને રોકડું પરખાવી દીધું.

પણ લેડી વેરીનાએ પોતાની બેટીના ટીકા ઉપર સેહજ પણ ધ્યાન પુગાડવા વિના પોતાની કાહણી આગળ ચલાવી —

"અમારાં લગનનો દિવસ નકી થયો. એ વખતે હું સુખ અને આરામનાજ સ્વપનાઓ જોતી હતી. જયારે લગનના દિવસની બામદાદ થઇ ત્યારે મને લાગ્યું કે આજના જેવો રળિયામણો દિવસ કદી પણ ઉગ્યો હતો નહિ અને હવે પછી ઉગવાનો પણ હતો નહિ, પણ અફસોસ કે મારે માટે ગમનું વાદળ હજી ઘેરાવાનું બાકી હતુ."

"એટલે?" વેરીનાએ કાંઇ અજબ શકાથી સવાલ કીધો.

"સાંભળ, પ્યારી વેરીના કે મારાં લગનના દિવસે મકાન પરોણાઓથી ચિકાર ભરાઇ ગયું હતુ. જયાં નજર કર્યે ત્યાંહસી ખુશી અને રંગ રાગ મચી રહયાં હતાં. પાદરી હજી આવ્યો હતો નહિ. મારા લગનની ખુશાલીથી મારી આંખો હર્ષનાં આંસુઓથી ભિણાઇ ગઇ હતી અને હુ પાણી પાણી થઇ ગઇ હતી. આથી મારો જીવ ઘણો ઘભરાઇ આવ્યો હતો. હું મકાનથી બાહેર નિકળી અને મકાનના પાછલા ભાગ તરફ કોણ જાણે શા સબબથી મેં મારાં કદમો લંબાવ્યાં. તે તરફ પાહડોનો એક નાનો જેવો ઝુમખો આવેલો હતો અને એ પહાડો વચ્ચે એક નાતું સુદર તળાવ આવી રહયું હતું હું તે તરફ જઇ ઉભી તો મને લાગ્યું કે મારાં મગજ અને અત.કરણને કાંઇક રાહત મળવા પામી હતી. હુ ત્યાં ઘણો વાર થોભી નહિ, એટલામાં મેં એક શખ્સને મારેથી

થોડે દુર એક પહાડની ખીણુ આગળ છુપાયલો જોયો. તેને જોતાંજ મેં ધાસ્તીની એક ચિચ્યારી પાડી. બોલ, મારી પ્યારી વેરીના, એવા તે કોણુ શખ્સને મેં જોયો હતો, જેના દેખાવથી હું જીવતી છતાં મુંવેલી જેવી બની ગઇ હતી?"

"ઓ ખુદા! શું તે——" પણુ વેરીના આગળ બોલી શકી નહિ.

"તારી ધાસ્તી બિલકુલ ખરી છે. તે મારો ખાવિન્દ મેરીયો કોરદીયાનીજ હતો."

"ત્યારે તે મુવો હતો નહિ?" વેરીનાએ દલગીર થઇ પુછયું.

"નહિ, તે જીવતો હતો. તે પોતાને થયલા જખમોથી બચી ગયો હતો અને મારકવીસ સેવેરીનો સાથનાં મારાં લગનની વાત સાંભળી તેણે મને મળવાની હિમ્મત કીધી હતી."

"ઓ તે ચંડાળ, બદમાશ, ઠગારો!" વેરીનાએ પોતાના ખરાં જીગરનો ઉભરો ખાલી કીધો.

"પણુ તેણે આટલી લાંબી મુસાફરી પોતાની જીંદગીના મોટા જોખમે માથે ઉઠાવી હતી," માતાએ બેટીને સમજાવ્યું.

"તેનાં આવાં હિચકારાપણુાંનો બદલો તેનો જાન લઇ વાળવો હતો," વેરીનાએ છેડાયલી વાઘનની માફક પોતાની બેઠક ઉપરથી કુદકો મારી કહયું.

"વેરીના, મારે બદલે અગરજો તું હોત તો તું શું એમજ કરતે કે?"

"એમાં શો શક?

"તે તારો પરણ્યો ખાવિન્દ હોય તોપણુ વેરીના, તુ એવું ઉતાવળ્યું પગલું ભરે ખરી કે?"

"મને જે એવે વખતે તપાસવાનું છે તે મારી નામોશી છે, નહિ કે મારી અતલગની કે દુરની સગાઇ. માતા, તમો શુ એમ ધારોછ કે તમારી જગોએ હું હોત તો મેરીયો કોરદીયાનીને તેને લીધે થયલી મારી નામોશીનો બદલો લીધા વગર જીવતો જવા દેતે? કદી નહિ. માતા, હું તેને જીવતો રાખી મારી નામોશીની સાબેતી હસ્તીમાં રહેવા દેતે નહિ માતા, એવી જીવતી નામોશી અને પસેમાનીમાં જીવવા કરતાં તેનો જાન લઇ ફાંસીના માંચડા ઉપર લટકવામાં સો વાર ભલાઇ છે"

માતા તો પોતાની બેટીને અજાયબીથી ટીકતી બેસીજ રહી. પણુ હજી તેણીની કાહણી પુરી થયલી નહિ હોવાથી તેણીએ તે નીચે મુજબ આગળ ચલાવી—

# પ્રકરણ ૨૦ મું.

લેડી વારગ્રેવની કાહણીનો બાકીનો ભાગ નીચે મુજબ હતો:—

"બેટી, કોરદીયાની અને મારી વચેની મોલાકાતનો બાકીનો ભાગ મારે માટે બેહદ દયાજનક થઇ પડયો હતો. તે કેઠો મને પોતાની પરણી ઓરત તરીકે ઉંત્રાડીજ પાડવા મકમ ઠરાવ સાથે આવ્યો હતો. તે મને અને મારકવીસને રોશવા કરવાજ માંગતો હતો. તે એમજ કહેતો કે મારી ઉપર તેનો પેહલો હક હતો, અને એમાં કશો શક નહિ હતો. પણ મારી બેહદ અજાયબી અને નાસીપાસી વચે મેં પાસેના એક પાહડની કઠણમાંથી મારકવીસ સેવેરીતોને અમારી સામે આવી ઉભેલો જોયો. તે બીલકુલ થડો અને શાંત જણાતો હતો, એટલુંજ નહિ પણ તે સેહજબી ગભીર કે દલગીર જણાતો હતો નહિ. સામો તેનો ચેહરો હસ્તો જણાતો હતો. પણ જેવી તેની નજર મેરીયો કોરદીયાની ઉપર પડી તેવોજ તેનો ચેહરો ગંભીર બની ગયો. અને તેનાં કપાળ ઉપર ગુસ્સાની કરચલી ફરી વળી. તે મારી તરફ ફરી બોલ્યો, 'બાનુ તમો જાણતાં નહિ હશો કે તમોએ જે ધણીને પોતાના ખાવિંદ તરીકે પસંદ કીધોછ તે કોઇજ નહિ પણ રાજદરોહી યાને રાજને બેવફા નિવડનારી ટોળીનો એક આગેવાન છે. ઇતલીની પોલીસ એની જુસ્તેજુમાં છે. એક સરકારી નોકર તરીકે મારે એની તકેદારી રાખવી જોઇએ."

"ત્યારે મારકવીસ સેવેરીતો, તું શું મને ફસાવશે?" મેરીયો કોરદીયાનીએ મારકવીસ આગળ જઇ ભવાં ચહડાવી મગરૂરીથી પુછયું.

"મારે મારી ફરજ બજાવવી જોઇએ, મારે તને ઇનસાફને હવાલે કરવોજ જોઇએ," મારકવીસે મેરીયો તરફ બાડી નજર વટીક કરવા વિના જવાબ દીધો. અને આટલું બોલી તેને તે જગો છોડી જવાની તઇયારી કરતાં જોઇ મેરીયો તેની આડે આવી ઉભો અને આવી રીતે મારકવીસનો જવાનો રસ્તો તેણે બંધ કીધો. આથી મારકવીસનો ગુસ્સો માયો સમાયો ગયો નહિ. તેણે પોતાના હાથમાંની લાકડી ઉંચકી અને મેરીયોનાં માથાં ઉપર જોરશથી મારી."

"ઘણુંજ નેક કીધું. તે બદમાશને વાજબી સજા થઇ," વેરીના મેરીયો કોરદીયાનીને પડેલા મારની કેફિયત સાંભળી પોકારી ઉઠી.

"બેટી, તું કહેછ કે ઘણુંજ નેક કીધું; પણ હું કહુંછ કે ઘણુંજ બુરૂં કીધું. કોરદીયાની આથી જીવ ઉપર આવ્યો. તેણે મારકવીસને આસાનીથી ઉંચકયો અને તેણે ચાહયું કે તેની કબર પાહડની ખીણમાં બનાવે."

"ઓ ખુદા!" વેરીના ઉસકેરાઇ ખરાં અંતઃકરણની લાગણીથી બોલી ઉઠી.

"ચંડાળ!" મેરીયો કોરદીયાનીએ ભુખ્યા સિંહની માફક ગર્જના કીધી, "જ્યાં સુધી મને નહિ ફસાવવાના તુ કસમ નહિ લે ત્યાં સુધી આ ખીણમાં તારાં જીવતાં જીવતની ઘોર બનાવવાને અટકશ નહિ. બોલ, હજીબી તું મને ફસાવશે કે?"

"કુતરા," મારકવીસે હજી હિમ્મત રાખી ગગડાટ કીધો, "કુતરા, એ માટે તારી ગરદન જશે. મારૂ ખુન કરી તુ કદી જીવતો રહેવાનો નથી. મને છોડ."

"કદી નહિ. તું કસમ ખા કે તું મને ફસાવશે નહિ. અમો ધણી ધણી આણીની તું આડે આવવા હિમત કરશે નહિ."

"કદી નહિ," મારકવીસે પોતાની જીદ ચાલુ રાખી.

"આ બોલ મારકવીસનાં મોહડાંમાંથી બાહેર પડતાંજ તે ચંડાળ કોરદીયાનીએ સેહજ પણ દયા વગર મારકવીસને દડાની માફક ખીણમાં ફેંકી દીધો. હું ચિચ્યારો પાડી જમીનપર બેસી પડી. મારી છાતી ડચકાઓથી ગુંગલાઇ ગઇ હતી. હું તો સુની સાવજ અને દીવાની જેવી બની ગઇ હતી."

"હવે આપણે બિલકુલ સલામત છિએ. જો, જો, પ્યારનો મારો હરીફ પેલી ખીણમાં કેવાં તરફડીયાં મારેછ!" મારા ખુની ખાવિંદે મરતા મારકવીસને બતાવી કહયું.

"બેટી, એ વેળાએ મારૂં આખુ બદન ધ્રુજતુ હતુ. હું તે ખુની આગળથી બે ચાર કદમ પાછળ હઠી ગઇ. મારી આ લાગણી તેણે જોઇ લીધી પણ મેં તેની સહેજ પણ દરકાર કરવા વગર કહયુ —"

"ખુદા ખાતર મને મારાં બદનને હાથ ના લગાડ. ખુદા ખાતર, અહિંથી નાહસી જા અને મને મારો નામોશીમાંથી બચાવી લે."

"નાહસી જાઉં! હા, હું નાહસી જવા તઇયાર છું પણ એકલો તો કદી નહિ. તું મારી ઓરત છે, એટલે મારો તારી ઉપર પુરેપુરો હક છે," મારા ખાવિંદે મજબુત સાદે જવાબ દીધો.

"બેટી, મને હાલમાં યાદ નથી કે મેં તેને કેવા સખુનો કહયા, પણ મને એટલું તો યાદ છે કે તે મારી ઉપર હુમલો લઇ આવવાથી મેં કાનના બેહર ફાડી નાખી એવી ચિચ્યારીઓ પાડી, જેનુ પરિણામ એ આવ્યું કે મારો પીદર અને ઘણાંક પરોણાઓ ત્યાં દોડી આવ્યાં. આ જોઇ કોરદીયાનીએ છુપાવેલું એક ઝહરી ખંજર બાહેર ખેંચી કાહડયું પણ તેને તેનો ઉપ્યોગ કરવાને બની

આવે તે આગમચ કેટલાક મર્દોએ તેની ઉપર સામટો હુમલો લઇ જઇ તે તેના હાથમાંથી છિનવી લીધું. તે હવે એક પણ હથિયાર વિના લાઇલાજ બનેલા કેદી જેવો થઇ પડયો."

"આ જવાન કોણ છે?" મારા પીદરે મને ગુસ્સાથી આંખોનાં નેણ ચહડાવી સવાલ કીધો.

"પણ બેટી, હું બિલકુલ હઇયાં સુની બની ગઇ હતી, મારાં બદનમાં ફરતું લોહી થંબ થઇ ગયું હતુ. મારી જીભ તાળવાં સાથે વળગી ગઇ હતી. હુ જાણે ઇનસાનિયતમાથી એક પથર બની ગઇ હોવું એવી મારી હાલત હતી. હું મારા પીદર આગળ ઘુંટણીયે પડવા સિવાય બીજું કાંઇબી કરી શકી નહિ."

"બોલ, બદમાશ તું કોણ છે?" મારા પીદરે હવે મેરીયો કોરદીયાની તરફ ફરી તેને સવાલ કીધો. તે પોતાના બને હાથો જોડી ખુની જેવી આખોએ મનેજ ટીકી રહયો હતો.

"આ સવાલનો જવાબ, કાઉન્ટ રોઝાતો, તારી બેટીએ આપવો જોઇએ. હું કોણ છું તે એ તારા બેટી ઘણી સારી રવેસે સમજી શકેછ. હું હમણાં જેવી હાલતે પુગોછ તેનું માન એજ તારી બેટાને ઘટેછ, ને હવે પછી હું જે હાલતે પુગશ તેનું માન પણ તારો બેટીનેજ મળશે. હું તારા સવાલનો જવાબ દેવાને ધિકકાર સાથે ના પાડુ છ."

"વેરીના રોઝાતો," મારા પીદરે ગુસ્સાથી ઉભાતી છાતીએ મારી તરફ નજર ફેરવી જણાવ્યું, "મારો તને હુકમ છે કે આ સઘળા ભેદનું ઉખ્યાણું ખુલ્લું કર. એ મર્દ કોણ છે?'

"પણ બેટી, હું આ સવાલનો જવાબ આપું તે આગમચ તો કેટલાક મર્દ પરોણાઓ મારકવીસ સેવેરીનોની લાસ ખીણમાંથી બાહેર લઇ આવ્યા. બેટી, એ બધું કેમ બન્યુ તે હું હાલમાંબી કહી શકતી નથી. તે લાસ ખીણમા પડવાથી લોહી લુવાન બની ગઇ હતી. તે લાસને જોતાંજ એકએક જણ ચોકયું. પણ મેં ભારે કમકમાટ વચ્ચે જોયું કે મેરીયો કોરદીયાનીના હોઠો ઉપર હસવું આબાદ જણાઇ આવતું હતુ. આ વેળાએ તે મારી નજરમાં શેતાન કરતાંબી વધુ બુરો માલમ પડતો હતો. તેણે મારી આશાવંત સુખી જવાનીનો કચડઘાન કરી નાખ્યો હતો. હું હજી ઘુંટણીયેજ પડી રહેલી હોવાથી મને મારા પીદરે મારો હાથ પકડી ઉથાડી કહયુ:—

"વેરીના રોઝાતો, હું તને ફરીથી સવાલ કરૂંછ કે મારકવીસ સેવેરી-

તોનો ખુની કોણ છે અને પેલો ખુની જેવો શખ્સ કોણ છે? અને આવી તારી હાલત કોણને આભારી છે?"

"હુ ખુદાને હાજરનાજર જાણી સાચે સાચો એકરાર કરૂછ કે એ શખ્સનું નામ મેરીયો કોરદીયાની છે, જે રાજ' સામે કાવતરૂં ચલાવનારી ટોળીનો મળત્યો છે. પોલીસે એની પુઠ પકડેલી છે."

"આ વેળાએ મે જોયુ કે મારા ખુની ખાવિન્દનો ચેહરો હતો તે કરતાં વધું વિકાળ બની ગયો. આ વખતે તેની પાસે પેલું ખનજર હોત તો જરૂર તે તેણે મારાં જીગરમાં આરપાર ચલાવી દીધું હોત, પણ તે તે વગર બિલકુલ લાચાર હતો."

"બસ, એ જવાન માટે તું એટલુજ ધારેછ?" મારા પીદરે મને વધતી જતી શંકા સાથે સવાલ કીધો.

"એ ચંડાળ મારકવીસ સેવરીતો, જેની લાસ તમારા પગ આગળ પડેલી છે તેનો ખુની એજ બદમાશ છે."

"આ વેળાએ પેલો ખુની, ત્યાં જમા થયલાં લોકો તેને અટકાવે તે આગમચ તે મારી તરફ એક છેડાયલા વાઘ પેઠે ધસી આવ્યો અને મને મારી ગળચીમાંથી એવાં તો જોશ સાથે પકડી કે મેં માન્યું કે મારો દમબી આખર થઇ જનાર હતો અને મારી લાસ મારકવીસ સેવેરીતોની લાસ પાસે પડનાર હતી. આ ખ્યાલથી હું બેસુધ્ધ થઇ તુટી પડી અને જયારે મારી આંખો ખુલી ગઇ ત્યારે મેં પોતાને મારા ઓરડામાં મારી દાસીઓ વચ્ચે બિછાના ઉપર પડેલી જોઇ. મારો પીદર ગુસ્સાથી મારા તરપ ડોળા કાહડતો મારાં બિછાના સામે એક પણ બોલ બોલવા વિના વિચારમાં મસ્ત બની બેસી રહયો હતો. હવેજ મેં જોયુ કે મારી જીંદગીની રંગભુમી ઉપરનો કરૂણારસ ભાગ દેખાવ દેનાર હતો. મેં મારા કરડા અને મગરૂર પીદરને હાથની ઇશારત કરી મારાં બિછાના આગળ બોલાવ્યો અને મેં તેની પાસે એકાંતમાં વાત કરવાની માંગણી કીધી."

"ચાલ, તું શું કહેવા માગેછ? અહિં આપણ બે સિવાય બીજું કોઇ નથી."

"તે ઓરડામાં અમો બે સિવાય બીજું કોઇ હતું નહિ એવી મારી ખાત્રી કીધા પછી હું મારાં બિછાના ઉપરથી એક કુદકો મારી ઉઠી અને મારા પીદરના પગ આગળ ઘુંટણે પડી, અને મારી ભુલનો સઘળો એકરાર કરી મેં મારૂં પેટ ખાલી કીધું. પહેલાં તો તેણે મને દીવાની સમજી હસી કાહડી

પણ જ્યારે મેં તેની ખાત્રી કીધી કે હું સઘળું ખરૂંજ બોલી હતી ત્યારે તેના ગુસ્સાનો પાર રહયો નહિ. તેણે મને હડસેલી કાહડી, મને ધિક્કારી કાહડી, મને શ્રાપોથી વધાવી લીધી, પણ હું મારા પીદરને ડચકાંથી ગુંગલાતી છાતી સાથે વળગીજ રહી. મેં તેને સમજાવ્યું કે મને મારી ભુલ માફ કર યા મારો જાન લે. બેટી, અંતે તોફાન પસાર થઇ ગયું. મારા તે પીદરે મારો અપરાધ માફ કીધો. વેરીના, હવે હું તને ટુકમાં જણાઉછ કે મેરીયો કોરદીયાનીને સજા કરવામા આવી અને તે સજા અમલમાં મેળવવામાં આવે તે આગમચ તે બંદીખાનામાંથી નાહસી જવાની કોશેશ કરવા જતાં પોહરેગીરની બંદુકનો ભોગ થઇ મરણ પામ્યો."

"ઘણુંજ બરહક થયું," વેરીનાએ છુટકારાનો દમ ખેંચી કહયું.

"વેરીના, કોરદીયાનીની લાસ પાછળથી ઓળખવામાં આવી હતી. બંદીખાનાના નંબર અને કપડાં ઉપરથી એવું સાબેત થવા પામ્યું હતું કે તે મેરીયો કોરદીયાનીજ હતો. આ પછી અમો નેપલ્સમાં રહેવા ગયાં જયાં સર સીદની વારગ્રેવ સાથે મને ઓળખાણ થવા પામી હતી. આ ઓળખ દોસ્તીમાં ફેરવાઇ ગઇ અને દોસ્તી પ્યારમાં બદલાઇ ગઇ. ટુંકમાં અમો બંને લગનના ગાંઠથી ધણી ધણીયાણી થયાં. લગન આગમચ મેં મારી જીંદગીની ભુલથી તેને જાણીતો કીધો હતો. મારો એકબે ભેદ તેનેથી મેં છુપાવ્યો નથી અને બેટી, હવે વખત આવ્યો છે કે તારેથીબી મારો ભેદ છુપાવવો જોઇતો નથી. મે મારી કાહણી તને સમજાવીછ, હવે તારી કાહણીંથી મારે તને જાણીતી કરવી જોઇએ. મેરીયો કોરદીયાની—"

"બસ માદર! તે બદમાશ જેણે કાઉન્ટ રોઝાતીની બેટીને નામોશીનો ડાઘ લગાડયોછ તેનું નામ હુ સાંભળવા માંગતી નથી."

"પણ બેટી આખર કરેને તે તારો પીદર છે ને તું તેની હકદાર બેટી છે."

પોતાની માદરને મોહડેથી ઉપલો વાકય બાહેર પડતાંજ વેરીના એક ચિચ્યારી સમેત બેસુધ્ધ થઈ ઉંચે મસ્તક જમીનદોસ્ત થઇ પડી.

---

## પ્રકરણ ૨૧ મું.

જ્યારે વેરીના સુધ્ધીમાં આવી ત્યારે તેણીની માતાએ જોયું કે તેણીનો ચેહરો હદથી જયાદા ઉતરી ગયો હતો. તે જાણે કેટલાંક વર્ષની બીમારી ભોગવી ઉઠી હોય એવો તેણીનો ચેહરો લાગતો હતો. માતાએ તેણીને સોફા ઉપર સુવાડી. વેરીનાની આંખોમાંથી આંસુઓ મોતીઓની માફક ગબડી

પડતાં હતાં. માતાએ તેણીનો ધ્રુજતો હાથ પોતાના હાથમાં લઇ અરધી દયા અને અરધા કરડાપણાંથી સમજાવ્યું, "બેટી, મેં ખુલ્લો કીધેલો ભેદ તારા મનમાંથી કાઢી નાખ પણ અગરજો તે તું યાદજ રાખવા માંગતી હોય તો એટલુંબી તું યાદ રાખજે કે એ ભેદ મેં કયા મુસ્તકીમ સબબ માટે ખુલ્લો કીધોછ."

"મારે તે મુસ્તકીમ સબબ જાણવો જોઇએ," વેરીનાએ મિજાજમાંજ પોતાની માતાને સવાલ કીધો.

"અને એ સબબ એ છે મારી પ્યારી બેટી કે હાલમાં તું જે દોલતનું સુખ ભોગવેછ તે દોલત તારી પાસે રહેવા દેવી કે તે હીલદાના હાથમાં જવા દેવી, તે તારા પોતાના હાથમાં છે. અગરજો તું બેનજામીન સ્નાર્કને તારા ખાવિંદ તરીકે કબુલ કરે તો હીલદાની માહત થાય અને તને સદાની રાહત થાય."

"તે કેવી રીતે?" વેરીનાએ સવાલ કીધો પણ તેણીની માતાને લાગ્યું કે તેણીએ આ સવાલ બેધ્યાનપણે પુછયો હતો, તોપણ તેણીએ થંડેપણે સમજાવ્યું, "મેં તને સમજાવ્યું કે સર સીદની વારવ્રેવના પીતા આઇઝેક વારવ્રેવે હીલદાની તરફેણમાં વીલ કીધું છે તે વીલ બેનજામીનના પીતા સ્નાર્કના હાથમાં છે. વીલ અગરજો જાહેરમાં આવે તો આપણે ભીખારી કરતાં બદતર હાલતમાં આવી પડયે. જે પળે લગનનાં કોનત્રાકટ ઉપર તું સહી કરશે તેજ પળે તે વીલ જે તારા પીદરનો રાત દીવસનો ધસક ધ્રુજારો છે તે તારા હાથમાં આવવા પામશે, જેથી તારા પીદરની દોલત જળવાઇ રહેવા ઉપરાંત તારા ખાવિંદની દોલત પણ તારા હાથમાં આવશે."

"માતા, હું કયાં નામે મારાં લગનના કોનત્રાકત ઉપર સહી કરૂં?"

"એટલે? તારૂં નામ વેરીના વારવ્રેવ છે," માતાએ મીજાજ ખોહી દઇ જવાબ દીધો.

"નહિ મારૂં નામ વેરીના વારવ્રેવ નથી, મારૂં નામ વેરીના કોરદીયાની છે. કોરદીયાની મારો પીદર હતો, તેજ તમારો જીગર હતો."

આ સાંભળી લેડી વારવ્રેવ ગુસ્સાથી પોતાની જગોએથી ઉઠી અને તેણીએ પોતાની બેટીને તેણીના ખંભામાંથી પકડી ડોળા કકડાવી કહયું, "વેરીના, તું શું તારી આવી મુર્ખાઇથી તારી સાથે સર સીદની અને મારો પોતાનો પણ નાશ કરવા માંગેછ? બેટી, તારી હદ નારવા છે."

"માતા, મારી રગોમાં મારા પીદર મેરીયો કોરદીયાનીનું ખુની લોહી વહેછ, તે તમો કેમ ભુલી જાઓછ? મેરીયો કોરદીયાનીનાં લોહીનો મને મલેલા

વારસા પાછી તમો શું માતા, ઘડીભર એમ માનોછ કે મારી મરજી કરતાં દોલતને હું વધુ પ્યારી ગણુશ? કદી નહિ, માતા, આ તનના પિંજરાંમાંથી મારા જાનનું પખેરૂં ભલે ઉડી જાય પણ મારી મરજી જેની હું એકલી માલેક છું તેનો હું કદી પણ ભોગ આપવા દેવશ નહિ માતા, સમજી લેઓ કે હું એક કંગાળ વકીલના કંગાળ બેટાની પરણેતર બની મારો મગરૂરીને કારી જખમ કરૂં તે કરતાં બેહતર કે હું કબ્રમાં જીવતી મરૂં."

"પણુ યાદ કર બેટી કે તારો પીદર એક નીચ કમીનો ખેડુત હતો."

"હા, જેની સુરત ઉપર મોહિત પડી તમો તેના ગુલામ બન્યાં હતાં. માતા, તે ખેડુત કરતાં તે ખુની વધારે હતો. તે બુરામાં બુરો બાપ હતો પણ અફસોસ કે તે મારો બાપ હતો, જેનાં પાપનો ભાર આજે મારી ગરદન ઉપર આવી પડયોછ."

"પણુ દીવાની," લેડી વારગ્રેવ ગુસ્સાથી હાથ પગ અફાળી બોલી, "શા માટે તે કબરમાં સુતેલાને યાદ કરી તારૂં જીગર ચાક કરેછ? શા માટે તારાં ચળકતાં ભવિષ્યને ખાકમાં મેલવેછ? તે તો મટી સાથે કયારનો મળી ગયોછ? તેં મને મારી કાહણી કેહવાની ફરજ પાડી નહિ હોત તો તું કદી પણુ તારા ખરા બાપની નસલ જાણુવા પામી નહિ હોત, અને તારી મગરૂરીને આટલો બધો આંચકો લાગ્યો નહિ હોત. વેરીના, તારો બાપ કોણુ છે તે હું, તું અને સર સીદનીવારગ્રેવ સિવાય બીજું કોઇ જાણુતું નથી. તને લોકો સર સીદનીનીજ બેટી તરીકે પિછાનેછ. માટે બોલ, વેરીના, કે તું હજીબી સ્નાર્ક વકીલના બેટાને તારો હાથ આપવા તઇયાર છે કે નહિ?"

"માતા, હું તમારા આ સવાલનો જવાબ અત્યાર આગમચનો આપી ચુકીછ. અને હું તમોને અરજ કરૂંછ કે સર સીદનીને પણુ કહેશો કે હું સ્નાર્કના બેટાને કદી પણુ પરણી શકીશ નહિ."

"ત્યારે તો આપણી અધુરી નામોશી પુરી થશે."

"વારગ્રેવના નામ ઉપર પડનારી નામોશીની અસર મારા ઠરાવ ઉપર સેહજ પણુ થઇ શકવાની નથી. હું એક ખુનીનું ફરજંદ હોવાથી મને નામોશીની સેહજ પણુ પરવા રહી નથી. મને ઇજત જવાનો હવે સહેજ પણુ ગમ નથી, મારી ઉપરની બેઇજતી કાંઇ કમ નથી."

લેડી વારગ્રેવે પોતાની બેટીને આટલી બધી હદ સુધીની કદી પણુ હઠીલી જોઇ હતી નહિ. તે સમજી શકી નહિ કે આજે તેના દીલમાં એટલો બધો ભુત શા માટે ભરાયો હતો. તોપણુ લેડી વારગ્રેવે તેણીને સમજાવવાની કોશેશ ચાલુ રાખી:—

"બેટી, તારી હરીફને આ મહેલની માલેક તરીકે તું દેખતી આંખે જોઇ શકશે? આ તે મેહલ સરીખું મકાન છે જે તારા 'હા' યા 'ના' ઉપર તારૂં યા તારા હરીફની માલેકીનું થવાનો આધાર રાખેછ."

વેરીના એક હરફ પણ બોલી નહિ. તે પોતાની માતાને એકી તગરે જોતી રહી.

માતાએ પોતાની સમજાવટ આગળ ચલાવી, "વેરીના, તું પેલી દદા હીલ્-દાને આ મકાનના મદીરમાં જવાન મરદ ઓરતોથી પુજાતી જોઇ શકશે? આ મંદીર જ્યાં તેં એક વાર રાજ કીધુંછ, આ મંદીર જ્યાં તું ખુબસુરતીની દેવી તરીકે પુંજાતી રહીછ તેજ મદીરમાં તે નાપાક દદા હીલદાને પુંજાતી જોતાં તારી આંખ આંધળી નહિ થઇ જશે? તારૂં મગજ કામ કરવુ બંધ નહિ થઇ જશે? તારાં તન મનની રગેરગમાં ફરતું લોહી બરફની માફક બંધાઇ નહિ જશે? તારા આશકને તારાં પાસાંમાંથી છિનવી લેનાર સાથે સીરીલ હર-બર્ટને મોહબત કરતાં જોઇ તારૂ જીગર અદેખાઇના અગારાથી બળી જળી કવાબ નહિ બની જશે?"

પણ લેડી વારગ્રેવે જોયું કે તેણીની બેટીની આંખોમાંથો દડદડ આંસુ પડવા સિવાય તે દરેક રીતે સુની સાવજ જેવી બની ગઇ હતી, જેથી તેણીએ માન્યું કે તેની સમજાવટની અસર તેની બેટી ઉપર થવા માંડી હતી. આથી તેણીએ આગળ ચલાવ્યુ.—

"ગ્લેનદેલ કેસલમાં હીલદા વારગ્રેવને રાણી તરીકે—"

"કોણ હીલદા વારગ્રેવ!" વેરીના ચોંકી બોલી.

"હા! હીલદા વારગ્રેવ! તે સર સીદનીની ભત્રીજી થાયછ, જે સીદની પાસેની તમામ દેલતની હકદાર વારેસ છે. તે તારાં પાસાંમાંથી તારા આશકને છિનવી લઇ તારી દોલતનો લુટારો બનનાર છે. તારી મોહબત અને દોલત એ બંનેનો તે ચોર બનનાર છે. તે શિકારી બનનાર છે, ને તને તે તારો ફરૂબે શિકાર બનાવનાર છે. બોલ, તું હજીબી સ્નાર્કની માગણીને શરણ થવા માંગેછ કે નહિ?"

"કદી નહિ," વેરીના વાધનની માફક છેડાઇ પોતાની બેઠક ઉપરથી છલાંગ મારી ઉઠી બોલી, "મારો દમ આખર થાય તોબી હું તે કંગાળની પરણેતર બનનાર નથી. માતા, હું કસમ ખાઇ કહુંછ કે એવી આશા મારી તરફથી કોઇબી કાલે રાખતાં ના, પણ માતા, એટલુબી યાદ રાખજો કે જયાં સુધી હું વેરીના કોરદીયાની જીવતી છું, ત્યાંસુધી તે નાપાક દદા હીલદા કદી પણ

હરબર્ટની પરણેતર થઇ શકવાની નથી. માતા, મારા ખુની પીદર મેરીગો કોર-દીયાની તરફથી મને ખોટી દમદીની દોલતનો તો વારસો મલ્યો નથી પણ મને તેની તરફથી તિક્ષણુ લાગણી અને મરતાં સુધીની હીમ્મતનો એવો તો મજબુત વારસો મલ્યોછ કે તેની રૂએ હીલદાને હું સીરીલ હરબર્ટની કોઇ કાલે પણુ પરણેતર બનવા દેનાર નથી. માતા, મારી જીંદગીનું એજ કામ બાકી છે, જે હું મારા જાનના ભોગે અદા કરશ મારા કીનાનો ભોગ હીલદાને બનાવશ, અગરજો તેઓ ધણી ધણીયાણીના ગાંઠથી જોડાશે તો માતા જાણુજો કે તેઓ બંને ઉપર મારા કીનાનો એવો તો ઢગઢગતો અંગાર વરસાવશ કે તેઓ પોતાનાં લગનની ઘડીને શ્રાપ દેશે."

આટલું બોલી વેરીના માતા તરફ ધિકકારની નજર ફેંકી તેણીને છોડી ગઇ.

લેડી વેરીનાનો દેખાવ ખરેખર દયાને પાત્ર હતો. તેણીની નજર સાંમે સત્યાનાશ, આફત, દુઃખ, સંકટ અને નામોશીના દેખાવો ભમી રહયાં હતાં.

---

## પ્રકરણ ૨૨ મું.

---

ઉપલાં પ્રકરણુમાં બનેલા બનાવ પછીનો ચોઠો દિવસ હતો. એ દિવસે ગ્લેનદલ કેસલનો માલેક સર સીદની વારએવ લાયબ્રેરીવાલા ઓરડામાં એકલો બેઠેલો હતો. તેનો ચેહરો ભયંકર હદ સુધી ઉતરી ગયલો હતો. તેના ચેહરા ઉપર લોહીનું એક ટીપું વટીક જણાતું હતુ નહિ. તે પોતાની ઉપરની અનેક આફતોના વમાસનમાં પડેલો હતો એટલામાં લાયબ્રેરીનો દરવાજો મોટા અવાજ સાથે ઉંઘડી જવાથી તે પોતાના ખ્યાલમાંથી ચોકી ઉઠયો તે જેવો આ અવાજથી ચમકીને બીહીધો હતો તેવો તે કોઇ વખતે બીહીધો હતો નહિ, પણુ જયારે તેણે પોતાની સાંમે સ્નાર્ક વકીલને ડોળા કકડાવતો ઉભેલો જોયો ત્યારે તેના ગુસ્સાનો પાર રહયો નહિ. પણુ તેને તેના ગુસ્સાની સહેજ પણુ પરવા હતી નહિ, તેણે જેવા જોશથી બારણુ ઉંઘાડી નાખ્યુ હતું તેવાજ જોશથી તે બંધ કીધું અને એક પણુ બોલ બોલવા વિના સીદનીની સાંમેના કોચ ઉપર અરડાઇ પડયો.

"આ તો હવે હદ થઇ;" સીદની વારએવ પોતાના ગુસ્સા ઉપર કાબુ રાખી પોકારી ઉઠયો," શું મારા નોકરો નથી કે તુ એકદમ અણુ બોલાવ્યો અહિ ચાલી આવ્યો ?"

"હા, હા, સર સીદની, હું જાણુંછ અને જોવુંછ કે તારા નોકરો જોઇ-

એ તે કરતાં ચાર ગણુા વધારે છે. મેં તારા નોકરોને અલ્લુ પાડાઓની માફક અહીંથી તહિં ભટકતા મારી નજરે નજર જોયા. સર સીદની તારા મહેલનો દમામ શહેનશાહના મહેલને પણ ભુલાવે એવો છે. તારી નજર આગળ પૈસા પથરની પણ કીંમત ધરાવતા નથી. તું કાંકરાની માફક પૈસા ઉઠાવેછ. ઉડાવ, ઉડાવ, કોણના બાપની દિવાલી! હું તારા મકાનમાં જ્યાં નજર કરૂ ત્યાં પૈસાની બરબાદી થયલી જોઉંછ. સર સીદની, એ તારા ઉદાઉપણુંનો જવાબ તને એક વખતે આપવો પડશે; તે તુ કમનસીબે ભુલી ગયલો માલમ પડેછ."

આથી તો સર સીદનીનો મિજાજ હાથથી ગયો. તે હાથ પગ અફાળતો મોટેથી પોકારી ઉઠયો," સ્નાર્ક, હુ તને હુકમ કરૂછ કે—"

પણ સ્નાર્કે તેને આગળ બોલવા દીધો નહિ. તે સીદની કરતાં વધુ ફૂતાઉં થઇ બોલ્યો, 'બસ, સર સીદની, મને તારા દમની સહેજબી પરવા નથી. તારી કે રાણી જેવી તારી પરણેતર યા તારા શાહજાદી જેવી બેટીની મને કે મારા બેટાને સહેજબી દરકાર નથી. તમો જેવાં ભીખારીઓ—"

"ભીખારી!" સર સીદની છેડાયલા વાઘની માફક સ્નાર્ક તરફ ધસીને બોલ્યો, "અમો ભીખારી!"

"હા, એક વાર નહિ, પણ હજાર વાર ભીખારી! ગ્લેનદેલ કેસલ કે તેમાંની દોલત ઉપર તારો હક શુ છે? એટલે તુ ભીખારી તેમા શક શું છે? તમો લોકો આજે ભીખારી નથી તો શું થયુ પણ જો ચાહૂ તો તમો લોકોને હુ કાલે ભીખારી બનાઉં, એક ફુટી દમડી વિના તવળાઉં, બોલ, હવે તું શું કહેવા માગેછ?"

"કુતરા," સર સીદનીએ વધુ જોશથી બરાડ મારી, "હું શું કહેવા માગુછ તે તું જાણવા માગતો હોય તો સાંભળ કે તુ છાકટો છે યા દીવાનો છે. પોતાનું મગજ ગુમ કરી બેઠેલા સિવાય એવા સખુનો મારી સામે વાપરવાની કોઇ હિમ્મત કરે નહી.

"હા, હું પોતાને દીવાનો સમજુછ, કેમકે હું દીવાનોજ હતો કે હાડેહાડ ધ્રુજાવનારા તારાં પાપો મેં હમણાં સુધી છુપાવી રાખ્યાં, મારાં જીગરમાં સમાવી રાખ્યા. તેનો નતિજો તારી બેટી ઘણો સારી રીતે વાળેછ. જો આ રહયો તે."

આટલુ બોલી સ્નાર્કે એક કાગળ પોતાનાં ખીસાંમાંથી કાહડી સર સીદની વારએવ તરફ ફેંકી બોલ્યો, "તારી બેટી સ્નાર્ક જેવા વકીલના બેટા ઉપર આવો તોછડો અને અપમાનભર્યો કાગળ લખવાની હિમ્મત કરે એ તો હદ થઇ."

"મને નહિ ખબર કે મારી બેટી વેરીનાએ તારા બેટા ઉપર કાગળ લખ્યોછ," સર સીદની કાંઇક થંડો પડી બોલ્યો.

"વાંચ ! વાંચ ! સર સીદની વાંચ અને પછી જો કે મારો ગુસ્સો રવા છે કે નારવા? વાંચ, ખુદા ખાતર વાંચ." આટલું બોલી તેણે એક કાગળ સર સીદની તરફ ફેંકયું જે અજબ જીજ્ઞાસાથી સીદનીએ ઉંચકી લીધું.

સર સીદનીએ જોયું કે તે કાગળ પોતાની બેટીના હાથે લખાયલો હતો, જે નીચે મુજબ હતોઃ—

"બેનજામીન સ્નાર્ક—અહેમક, હું સમજી શકતી નથી કે તને મારી ઉપર કાગળ લખવાની શું સતા છે? તેં જે ઢબે મારી ઉપર કાગળ લખ્યોછ તે લખતાં હુ અજબ છું કે તારા હાથને લકવો થયો નહિ, તારી આંખો ફુટી ગઇ નહિ યા તારાં મગજે પોતાની શકિત ગુમાવી દીધી નહિ. જે ભેટ મારી ઉપર મોકલવાનું તેં દીવાનાપણુ—"

"જોયું, સાહેબ," સ્નાર્ક સીદનીને કાગળ વાંચતો અટકાવી મોટેથી પોકારી ઉઠયો, "દીવાનાપણું ! મારા બેટાએ તારી બેટીની દયા ખાઇ હીરાની મોંઘી દાટ નેકલેસ ભેટ તરીકે મોકલવાની મેરબાની કીધી તેને તારી મગરૂર અને ઇતર બેટી દીવાનાપણું કહેછ ! અરે ! મેં તો મારા મુર્ખ બેટાને આટલા બધા પાઉન્ડનો ધુમાડો કરતાં ઘણોબી વાર્યો, પણ અફસોસ, તેની જીદ આગળ આખરે હુંજ હાર્યો. ચાલો, સાહેબ, આગળ ચાલો, હજી તોઆગળ ઘણું છે."

સર સીદનીએ પેલું કાગળ વાંચવાનું પાછું ચાલુ કીધુ—

"જે ભેટ મારી ઉપર મોકલવાનું તેં દીવાનાપણું બતાવ્યુંછ તે ભેટ હું ધિક્કાર સાથે પાછી વાળુંછ અને ખબરદાર ! હવે પછી એવી નાદાની કીધીછ તો તારાં મકાનમાં આવી તે તારાં ભેજામાં છુટી મારશ તો તારૂં ભેજું બાહેર કાહડશ મને 'પ્યારી' અને 'વાહલી' નાં નામથી બોલાવતાં, હુ અજબ છું કે તારી નીચ જબાન કપાઇ જતી નથી. તું શું મારી સાથે પ્યાર કરે? એવો પ્યાર કરવા ઉપર ખુદાનો માર પડે !"

સર સીદની વારઐવના હાથો પોતાની બેટીનું કાગળ સ્નાર્કને પાછું આપતાં ધુજયા. તેણે ધાર્યું કે તેણીની બેટીનો આ રૂકો તેણીની આસપાસ ફરી વળેલી આગમાં તેલ હોમાવવા જેવો હતો.

"ત્યારે સર સીદની, હવે તેં શું ધાર્યું? હવે કહે મને કે તું આ કાગળની બિનાથી જાણીતો હતો કે નહિ?"

"ખુદાના કસમ છે, બીલકુલ નહિ," સર સીદની વધુ થંડો પડી જઇ બોલ્યો, "તું શું એમ ધારેછ કે હું એવું કાગળ તારા બેટા ઉપર મારી બેટી પાસે લખવાબી દઉં ?"

"બેશક નહિજ, કેમકે તું એમ કરી ગ્લેનદેલ કેસલનું સુખ ગુમાવી જેલમાં જવાનું પસંદ કરે નહિ. સર સીદની, તું ધારતો હશે તેમ હું કંગાળ નબળો, વકીલ છું, પણ હું મારા આગળાં ઉપર તને નચાવવાની શકિત ધરા ઉંછ. હું ચાહું તો તારી બેટી અને લેડી વારગ્રેવને ફોકફોક રડાઉં. તને એટલી સુધી ફસાઉં કે ફાંસીને માચડે વટીક લટકાઉ."

"ફાંસીને માચડે! એટલે ?" સર સીદની જાહેરમાં દમામ કરતો બોલ્યો તો ખરો પણ બાતેનમાં તેનું કાલજું ધસક ધાસ્તીનું માર્યું થરથર ધ્રુજતું હતું. શું તે ચડાળને તેનાં ખુની કર્મની કાંઇ બાતમી મળી હતી ? પણ બીજી-જ પળે એ ખ્યાલ તેણે પોતાનાં મનમાથી કાહડી નાખ્યો. કેમકે તેનો એ છુપો ભેદ તે કદી પણ જાણી શકે એમ હતું નહિ. આથી તે ગુસ્સાથી આંખોનાં ભવાં ચહડાવી બોલ્યો —

"સ્નાર્ક, તુ આજે શું મને અપમાન કરવાજ અહિ આવ્યોછ ? તને ફરીથી કહુછ કે વેરીનાએ તારા બેટા ઉપર લખેલાં પત્રની હકીકતથી હુ તદન બિન-વાકેફ છું. અને તેણીએ લીધેલા આ માર્ગથી હું પોતેબી દલગીર છું. પણ મારે એ છોકરીને શુ કરવું તે હુ સમજી શકતો નથી. સ્નાર્ક, તુ કાંઇ મને રસ્તો બતાવ, હું તે પ્રમાણે ચાલવાને તૈયાર છુ. સ્નાર્ક, વેરીનાને ઠેકાણે લાવવા હું મારેથી બનતું કરશ પણ હું તેણીની ઉપર જબરી વાપરી શકતો નથી."

"તારે કોઇબી રીતે મારી બેટીને મારા બેટાની પરણેતર બનાવવીજ પડશે. અને તે માટે હું તને આખા સાત દિવસની મેહતલ આપુંછ. સાત દિવસ સુધી હુ આરામથી મારાં બિછાને સુવશ અને તને આરામથી સુતેલો જોઇ શકશ, પણ એ મુદત પછી તુ વેરીનાને સમજાવાને નિષ્ફળ નિવડેલો હું જાણુશ તો—"

"ખામોશ!" સર સીદનીએ બુઢા સ્નાર્કનું મોહડું પોતાના હાથો વડે દાબી તેને આગળ બોલતાં અટકાવી કહયું, "તું શું કહેવા માંગેછ તે હું સમજી ગયોછ. તારે તે ખુલ્લુ કરવાની કશી જરૂર નથી. મારો અંજામ—"

"બસ ત્યારે તો સલામ," બુઢો સ્નાર્ક સર સીદનીને આગળ બોલતો અટકાવી જેવો એજગેબી ફુટી નિકળ્યો હતો તેવોજ તે ઓચિંતો ત્યાંથી નિકળી પડયો.

' કુતરા!" સ્નાર્કના જવા પછી સર સીદની હવામાં મુકકી ગુમાવી જોશથી બોલ્યો, "ચંડાળ, તું સમજેછ કે મારી ગરદન તારા પગ હેઠળ આવેલી છે, પણ નહિ, હજી તે આવી નથી. હું તે આવવા દેનાર નથી. ગ્લેનદેલ કેસલની સાહેબી મારા હાથમાંથી તું કદી પણ છિનવી લઇ શકનાર નથી. તું મારો ઘાટ ઘડે તે આગમચ હું તારો ઘાટ નહિ ઘડું તો મારૂં નામ સીદની વારગ્રેવ નહિ. તું મારી નામોશીનો સામાન તઇયાર કરે તે આગમચ તારાં મોતનો સામાન મારી પાસે મોજુદ છે."

આ પળે એક નોકર દાખલ થયો, અને જણાવ્યું કે સર ફીલીપ મોર્તલેક તરફથી તેને કોઇ મલવા આવ્યો હતો તે મલવા આવનાર શખ્સ કોણ હતો તે તે તરત પામી ગયો.

"તે શખ્સને તરત મારા ખાનગી ઓરડામાં મોકલ," સર સીદનીએ પેલા નોકરને હુકમ કીધો.

નોકર ગયો અને પેલો શખ્સ દાખલ થયો.

આ શખ્સ કોણ હતો?

---

## પ્રકરણ ૨૩ મું.

પેલો નવો આવનાર શખ્સ કોઇ પાસકારા નામનો ઇટલીયન હતો. પાસકારાને સર સીદની પોતાના ખાનગી ઓરડામાં લઇ ગયો. બને એક બીજાની સામે બેઠા અને બને એકબીજાને ધારી ધારી જોવા મડી ગયા. બનેએ એક પળમાં એક બીજાની તપાસ કરી લીધી અને બંને એક બીજાથી રાજી થયલા જણાયા. બંનેએ એક બીજાના કાન ઉપર પડી ઘુસઘુસ કીધી અને બંનેએ એક બીજાના હાથ ઉપર હાથ ઠોકયા.

"પાસકારા, હું જોઉછું કે તું મને દરેક વાતે લાયક છે."

"બિનલાયક ઉપર સદ હજાર હયફ છે."

"પાસકારા, મને વિશ્વાસુ માણસની ઘણી જરૂર છે."

"સાહેબ, બદો કયાં દુર છે?"

"ત્યારે તુ તારા કોલ ઉપર ઓસ્તવાર છે?"

"બંદો દરેક રીતે તઇયાર છે."

"ત્યારે તું મારું ફરમાવેલું કામ પાર કરશે ?"

"બંદા કોઇનેબી આ જેહાનથી ઠાર કરશે."

"પાસકારા," સર સીદની તે શખ્સની હિમ્મતથી ખુશી થઇ બોલ્યો, "પાસકારા, તું સ્નાર્ક વકીલને તો ઓળખેછ ?"

"હા, હું તે પઇસાના ગોલામને તેનાં ખરાં રૂપ-રંગમાં પિછાનુંછ. તે શું તમો નામદારની નડતર છે ?"

"ઓ ! તે ચંડાળ નડતરથીબી બદતર છે," સર સીદની, વકીલ સ્નાર્ક-ની નેકનામી પોતાનાં મગજમાં ધાઇ આવતાં ઉસકેરાઇ બોલ્યો.

"ત્યારે તો તેનું નામો નિશાન નાબુદ કરવું રવા છે."

"બજા છે," સર સીદની દડાની માફક પોતાની જગોએથી ઉછળી ખુશીનો માર્યો બોલી ઉઠયો.

"મારે હાથેજ તેની કજા છે. કહો તો તેને તમોથી દુર કરૂં, કહો તો તે ચંડાળનું ખુન કરૂં.

"શાબાશ ! તે બદમાશ પાસે મારા પીદર આઇઝેક વારએવે કીધેલું વીલ છે. તેથી મારીપર એનો કાબુ છે. એ કાબુથી મને એટલો તો એ સતાવેછ કે મારો સુખી જાન સુળી પર છે." પાસકારાની આંખો વિજળીની પેઠે ચમકવા લાગી. તેણે પોતાની આંખો પળપળાવી અને મોહડું મટમટાવી પુછયું—

"કીમત ?"

"જેવી તારી હિમ્મત !"

"કીમતનું નામ ? મારી મહેનતનુ દામ ! મારૂં ઇનામ !"

"બે હજાર પાઉંડ," સર સીદનીએ જવાબ દીધો. પાસકારાએ આવાં મોટાં ઇનામની વકી રાખેલી નહિ હોવાથી તે ખુશીથી છલાંગ મારી પોતાની જગોએથી ઉઠી બોલ્યો, "સાહેબ, એથી અરધી રકમનાં ઇનામની લાલચે મેં કંઇક જાનો હલાક કીધાછ, તેમનું નામ નિશાન નાબુદ કરી આ દુનિયાથી સદાના પાર કીધાછ."

"વધુ સાભળ," સર સીદનીએ પાસકારાની હિમ્મત ઉપર મનમાંજ આફ્રિન કરી આગળ ચલાવ્યું, "પાસકારા, અગરજો તું ત્રણ દિવસમાં તે વીલ મારા હાથમાં મુકે તો એ કરતાં બેવડી રકમ હું તારા હાથમાં મુકવા તઇયાર છું."

"ત્યારે તો સર સીદની તે તમોને જરૂર મલશે," બેવડી રકમ મળવાની ખુશાલીમાં ઉલટમાં આવી પાસકારાએ જવાબ દીધો.

"મને તે વીલ ગમે તેવી મોટી રકમના ભોગે મળવું જ જોઇએ. યાદ રાખજે, મેં કહેલી રકમ કરતાં ચાર ગણી મોટી રકમ તેના બદલામાં હું તને ખુશીથી આપશ. બસ, તું કોઇબી ભોગે મને તે વીલ લાવી આપ."

"બસ, મારે એ કબુલ છે. ફરૂ તો મારી જીંદગી ઉપર ધુળ છે. પણ મને તે વીલ તેનાં મકાનના કયા ઓરડામાંથી મળશે ? મારી મેહનત કયાં ફળશે ?"

"તે શોધી કાહડવાનું તારૂં કામ છે."

"વારૂં, તે વીલ ઉપર કોણનું નામ છે ?"

"હીલદા વારગ્રેવ," સર સીદનીએ સમજાવ્યું.

આ પછી તેઓ બંને વચ્ચે ધીમી ધુસધુસ ચાલી રહી, જે પુરી થવા પછી બંને વચે એકરારનામુ કરવામાં આવ્યું. પાસકારાના જતી વખતે સર સીદનીએ તેના હાથમાં બે આના તરીકે સો પાઉંડ મુકયા જે પાસકારાએ પોતાનાં ખીસાંમાં સેરવી દીધા.

બંને વચે કામ ખતમ થયલું હોવાથી પાસકારા જવા ઉઠયો. સીદનીએ તેને આગલે રસ્તે જવા દેવાને બદલે પાછલે રસ્તેથી જવાની સલાહ આપી. નોકરોને કાંઇ શક જવા નહિ પામે તેટલા માટે તેણે પાસકારાને મકાનના પાછલા દરવાજા આગળની અગાસી ઉપરથી ઉતરી જવાનું કહી પોતે પોતાના ઓરડામાં પાછો ફર્યો, અને પાસકારા સાથની ઓળખને હજારો આશીર્વાદ દેવા લાગ્યો.

આપણે ઉપર જોઇ ગયા તેમ પાસકારાને સર ફીલીપ મોર્તલેકે સર સીદની પાસે મોકલ્યો હતો. "મા મય ભલા કે મેરા ભાઇ, એક ઢેર ઓર દુસરા કસાઇ," એવો આબાદ હાલ સર સીદની અને સર ફીલીપનો હતો. તેઓ બંને એકજ ધુસ સુઝના હતા. જોકે સર ફીલીપ પોતાની કમ અકલથી પોતાનું દરેક પાપી કર્મ સર સીદનીને કહી દેતો હતો તેમ સીદનીના બાબમાં છેકજ એમ હતું નહિ. તેણે પોતાની ઘણીક વાતો તેનેથી છુપાવી હતી. પોતાના પેટમાંજ સમાવી રાખી હતી.

એક તરફથી સર સીદની પોતાના ઓરડામાં જઇ બેઠો અને બીજી તરફથી પાસકારા મકાનમાંથી બાહેર નિકળવા અગાસી ઉપર જઇ પુગ્યો. આ વેળાએ તેના કાન ઉપર કોઇ ઓરતનાં ગાયનનો અવાજ આવી અથડયો. તે એકદમ ચોંકયો. આ અવાજ પ્યાનાના અવાજ સાથે એવો તો ઉમદા રીતે મળી ગયો હતો કે પાસકારાને લાગ્યું કે બેહેસ્તમાં ગાયન ગાતી હુરી વચ્ચે તે આવી પડયો હતો.

પણ તેના આવા ખ્યાલો વચ્ચે પેલું ગાયન બંધ પડયું, અને પાસકારાએ એક લાંબો દમ ખેંચ્યો. તેનું કપાળ જે પરસેવાથી ભીણાઇ ગયું હતું તે તેણે પોતાના હાથો વડે લુછયું.

પણ એટલામાં તો વળી પેલું ગાયન શરૂ થયું. તેજ મિઠો મધુર અવાજ તેન કાનને ફરીથી અથડયો.

"ઓ ખુદા!" પેલો પાસકારા પોતાના બંને હાથોએ પોતાનું કપાળ દાબી બોલ્યો, "આ ગાયન! ઓ ખુદા! આ ગાયન તો મારૂં પોતાનું જોડેલું છે, જે મેં—"

પાસકારા આગળ બોલી શકયો નહિ. તેણે પોતાના કાનો ઉભા કીધા અને આસપાસ જોયું કે ગાયનનો અવાજ કયા ઓરડામાંથી આવતો હતો. તેને તે ઓરડો શોધી કાહડતાં વખત લાગ્યો નહિ તેણે તે ઓરડાના દરવાજા ઉપર બંને કાને ટેકવ્યા. અને તે પોકારી ઉઠયોઃ—

"એજ તે ગાયન! એજ તે અવાજ! હા, બસ તે તેજ! તે તેજ!"

તેણે વધુ હિમ્મત કીધી. તે તે ઓરડાની બારી ઉપર ચહડયો અને તેણે ડોકયું કરી ગાયન ગાતી બાનુ ઉપર નજર કીધી. તેણે જોયુ કે સીધી સરો-વરનાં ઝાડ જેવી એક ઓરત તેની તરફ પીઠ કરી પ્યાના આગળ બેઠી હતી. તેણીનાં માથાંના વાળો તેણીનાં ખભાં સુધી મરોરથી ઝુલી રહયા હતા. તેણીના સફેદ સુવાલા હાથનાં કલમ જેવાં આંગળાંઓ પ્યાનાની ચાવી ઉપર ગેલ કરી રહયાં હતાં. તેણીનો સરોદ વાંસળી જેવો મિઠો અને મધુર હતો જે અવાજ તેને સાંભળવાની તબેહ પડી ગઇ હતી. તે બારી વાટેથી તે અપસરાનો ચેહરો જોવાને તે ઘણોબી વાંકો ટીકો થયો, પણ તે મિઠા મધુર સરોદવાલી દિલારામનો ચહેરો તે જોઇ શકયો નહિ. જેમ જેમ તે બાનુ તે ગાયન આગળ અને આગળ લલકારતી ચાલી તેમ તેમ તેની જીજ્ઞાસા પણ વધતી ચાલી તે તે ચહેરો જોવાને ત્યાંથી કોઇના પસાર થવાની સહેજ પણ દેહસ્ત વિના બાઝીને ટીંગાઇ ઉભોજ રહયો.

અંતે તેની મહેનત ફલી. તે બાનુ પ્યાના ઉપરથી ઉઠી અને એક મોટા આયના આગળ પોતાનો દિલકશ ચેહરો નિહાલતી ઉભી. પાસકારાએ આ વેળાએ તેણીનો ચેહરો આબાદ જોયો. આ વેળાએ તેનાં બદનને એક જબરો ઝટકો લાગ્યો, તે પોતાનાં મન સાથે પોકારી ઉઠયો—

"ઓ ખુદા! એ તો તેજ છે! તે તેજછે! મારી આંખોનું તેજ છે. ઓ! મારે માટે તે રસ્તાખેજ છે. કોણે આશા રાખી હતી કે આખી દુનિયા

ભટકવા પછી તેને હું આ મકાનમાં જોવા પામશ! હા! ઓરત! ઓ ઓરત! અફસોસ! સરજત! સરજત! અય જીવ, હિમ્મત! હિમ્મત! એ ઓરતના ચહેરા ઉપર વખતના કાતીલ દેવે સેહજ પણ બુરી અસર કીધી નથી. તેજ મધુર ચહેરો! તેજ જીગર ચીડી નાખનારો લેહકો! તેજ બાળી કવાબ કરનારાં નાજ, અંદાજ, તેજ આંખોનાં કાતીલ નેણ, જે એક પણ પળ જોવા વિના હુ થતોતો બેચેન! તેજ થંડુ ધાતકી જીગર, જે હતું કાતીલ ખંજરથીબી બદતર. તેજ ઢબ! તેજ નાજ, ઓ ખુદા, તેજ મિઠો અવાજ! ઓ મોહબતનાં દગાખોર મંદિર, જરા તુ ધર ધીર. કીનો મારૂ કામ છે, કીનો મારૂં નામ છે, કીનોજ મારૂં મકાન છે, કીનોજ મારો અંજામ છે."

આટલું બોલી તેણે પોતાના કોતનાં અંદરનાં ખીસામાંથી એક ધારદાર ખંજર ખેંચી કાહડયું.

પણ આ વેળાએ તેણે જોયું કે બેહદ ખુબસુરતી ધરાવનાર એક બીજી ઓરત "લેડી વારગ્રેવ! લેડી વારગ્રેવ!" પોકારતી તે ઓરડામાં દાખલ થઇ. તેઓ બનેએ કાંઇ વાતચિત કીધી જે પાસકારા પોતાનાં ઉસકેરાયલાં મગજને લીધે સાંભળી શકયો નહિ. તેનું આખુ શરીર તાપથી ઢગઢગી આવ્યું હતું, જેમાં મગજની ઉસકેરણીથી આગમાં તેલ હોમાયું હતું. તેણે ફાટેલા ડોળાએ તે બને બાનુને તે ઓરડામાંથો નિકળી જતાં જોઇ ત્યારે તે હાથ પગ અફાળવા મંડી ગયો. પણ બીજીજ પળે તે શાંત થઇ પાછલે રસ્તેથી તે મકાન બોલ બોલતાંમાં છોડી ગયો.

થોડાંક કદમ ચાલવા પછી તે ઉભો રહયો. અને પોતાના હાથની મુઠી વાળી તથા કીનાથી પોતાના હોઠો પીસી સીદનીનાં મકાન તરફ એકી તગરે તે જોઇ બોહલ્યો.–

"લેડી વારગ્રેવ! ઓ બેવફા ઓરત! તું સર સીદની વારગ્રેવને તારી ખુબસુરતીની જાળમાં ફસાવી શકીછ, તું તેની પરણેતર બની પોતાને હસાવી શકીછ, પણ યાદ રાખજે કે તને ખરાં રૂપ–રંગમાં ઓળખનાર હું મુવો પડયો નથી, પણ હઇયાત છુ. જેટલો મારા દિલમાં તારે માટે ચાહત હતો તેટલો તારે માટે આજે ધિકકાર છે. તુ મારા ઢગઢગતા કીનાને પુરેપુરી સજાવાર છે. તેં મારી કબર ઉપર સુખમાં આરામ લેવાનો મેહલ બાંધ્યોછ, પણ હું તને દેખાડી આપીશ કે તારો એ મેહલ પાણુંનો કીહલો છે, માત્ર ફીણુનો પરપોટો છે. હા! લેડી વારગ્રેવ તરીકેનાં સુખનાં સેજ ઉપરથી તને ગબડાવી જમીનદોસ્ત કરવાના ધાતકીમાં ધાતકી કોનાની મેં સ્વનેબી ઉમેદ રાખી હતી નહિ. બસ કીનો! કીનો!!"

તે વધુ બોલી શકયો નહિ. તે આપણી નજર આગળથી ગુમ થઇ ગયો.

# પ્રકરણ ૨૪ મું.

સર ફીલીપ મોર્ટલેકની મેરબાનીથી સર સીદની વારએવનાં ખાનગી કામ માટે આવવામાં પાસકારાને અનેક મોટા લાભો થવા પામ્યા હતા, જેમાં સર્વથી મોટો લાભ તેની પરણેતર શોધી કાહડવાના બાબમાં થયો હતો. તે લગભગ આખી દુનિયા તેણીની શોધમાં ફરી વળ્યો હતો પણ જયારે તેણીનો પતો નહિજ લાગ્યો ત્યારે તે લંડનમાં આવ્યો અને ભુખે મરવા જેવી હાલત થવાથી તે સર ફીલીપ મોર્ટલેકની નોકરીમાં ઠર પડયો.સર ફીલીપને પોતાની બદમાશીથી પાસકારાને પોતાના એક બાહોશ મદદગાર તરીકે જાણી લેતાં સહેજબી વિલંબ લાગ્યો નહિ. સર સીદનીએ પોતાને પણ એવા એક શખ્સની મદદની જરૂર હોવાથી એવો એક શખ્સ પોતાને મેળવી આપવાને સર ફીલીપને જણાવ્યુ હતું, જેના જવાબમાં તેણે પાસકારાને ઘણી ઉંચી સરટીફીકેટો સાથે સર સીદની પાસે મોકલી આપ્યો હતો. સર સીદનીએ એકજ તડાકે જોઇલીધું કે જેવા શખ્સની તેને જરૂર હતી તેવોજ આબાદ તે ઇટાલીયન હતો. અને તેણેઆ શખ્સને વકીલ સ્નાર્ક પાસેથી પોતાના બાપનું વીલ ચોરાવી લાવવા માટે ઉંચે ઇચ લાયક જોઇ લીધો. તેણે આ કામ મોટી ઉમેદ સહિત સોંપ્યું હતું.

પણ પછીથી બનેલા બનાવોએ સઘળું પાસું ફેરવી નાખ્યુ હતું. પાસકારાની નજર લેડી વારએવ ઉપર પડી હતી અને તેણીને જોતાં તેનો કીનો બેવડાં જોશ સહિત ઉભાઇ નિકળ્યો હતો.

તે ઇટલીયન હવે જુદાજ ખ્યાલમાં રમવા લાગ્યો. તે હવે બેવફા લેડી વારએવ ઉપર બેવડાં જોશ સહિત કીનો લેવા માંગતો હતો. સર સીદની વારએવ સાથની ઓળખથી તેને ઘણું જાણવાનું મળ્યુ હતું. એક તો સીદની વારએવ વકીલ સ્નાર્કના કાબુમાં હતો અને બીજુ તો લેડી વારએવ જેણીની બેવફાઇથી તે સુળીએ ચઢવાની અણી ઉપર આવ્યો હતો તે સર સીદની વારએવની પરણેતર બની હતી. અગરજો વકીલ સ્નાર્ક પાસેનું વીલ તેના હાથમાં આવે તો લેડી વારએવને પોતાના પગ આગળ સર ઝુકતી બનાવે એમ હતું. અને આવી રીતે તે બંને ધણી ધણીયાની–સર અને લેડી વારએવ–ને પોતાના કાબુમાં લઇ શકે.

તેની પેહલી નેમ સ્નાર્ક વકીલના હાથમાંથી આઇઝેક વારએવનું વીલ પોતાને કબ્જે કરવાની હતી અને આ નેમ પાર પાડવા તેણે પેહલો કમર કસી. આ વેળાએ તેને એક બાતમી મળવા પામી હતી, જે સીદની વારએવની

બેટી વેરીના વારએવ ઉપર સ્નાર્ક વકીલના બેટા બેનજામીનના આશક થવાની બિના હતી વળી તે જાણી શકયો હતો કે સર સીદનીની બેટી તેને સહેજ પણ મચક આપતી હતી નહિ પણ વકીલ સ્નાર્ક પોતાના બેટાને ખાત્રી આપતો હતો કે જરૂર સીદનીને પોતાની બેટી સાથે તેના લગન કરી આપવાની ફરજ પડવા વિના રહેશે નહિ. પણ બેનજામીનને એ માટે જેવો જોઈએ તેવો ભરોસો હતો નહિ

પાસકારાને આ સઘળી બાતમી મેળવતાં એક પણ દિવસ પુરો પાધરો લાગ્યો નહિ. જેથી તેજ દિવસની રાતે તેણે સ્નાર્કના મકાનમાં દાખલ થવાનો ઠરાવ કીધો. અને તેણે એક વખત ઠરાવ કીધો તો તે કદી પણ ફેરવે નહિ એવો તે મજબુત મનનો હતો.

સ્નાર્ક વકીલનાં મકાનમાં દાખલ થવા માટે તેણે રાત્રીના બાર વાગાનો વખત પસંદ કીધો. તે ગમે તેવા કોહલામાં દાખલ થવાને અચકાતો કે ડરતો હતો નહિ. તેને સ્નાર્ક વકીલનાં મકાનમા દાખલ થતાં ધારવા જેટલી પણ મુશકેલી નડી નહિ તે કાંઇ પણ આગલો પાછલો ખ્યાલ કરવા વગર દાખલ થયો. પણ તેની મુશકેની સ્નાર્ક વકીલ મકાનના કયા ભાગમાં રહેતો હતો તે જાણવાની હતી. તે આખુ મકાન ફરી વળ્યો, પણ સ્નાર્ક વકીલ યા તેનો ઓરડો તે શોધી કાહડી શકયો નહિ.

આખરે તે પોતાની જીંદગીમાં પેહલીજ વાર નિસાસ થઇ ગયો. અને હવે શુ કરવુ તેની વમાસન કરતો તે ઉભોજ રહયો. એટલામાં એક નાના ઓરડામાથી કોઇના બડબડવાનો અવાજ તેના કાનને અથડયો. દરવાજો બંધ હતો, તોપણ અવાજ પરગરો સંભળાતો હતો, જોકે તેની મતલબ તે સમજી શકયો હતો નહિ.

એ ઓરડામાં પાસકારા દાખલ થવાની લાલચ થોભાવી શકયો નહિ. તેણે ખાત્રીથી માન્યુ કે બડબડાટ કરનાર કોઇ બુઢોજ હતો અને તે સ્નાર્ક વકીલજ હતો. તે ઓરડાની આસપાસ તેણે નજર કીધો તો પાછલા ભાગ ઉપર એક નાની અગાસી જેવુ તેને દેખાયુ. તે તરફ એક નાની બારી હતી જે જોકે સાધારણ બારી કરતાં કાંઇક નાની હતી પણ તેને ખાત્રી હતી કે તેમાં તે દાખલ થઇ શકે એટલી તે પુરતી હતી. તેણે તે બારી સુધી ચહડી તેમાં નજર કીધા તો તેણે એક બુઢાને પોતાની તરફ પીઠ કરી ઉભેલો જોયો. તેણે હાથમાં એક લાંબુ ઓચરિયું પકડેલુ હવુ, જે અગરજો સર સીદનીને જોઇતું આઇઝેક વારએવનુ વીલજ હોય તો તેણે પોતાનું ધાર્યું કામ પાર પડેલુ માની લીધુ.

હવે વખત ખોહવાની જરૂર હતી નહિ. તે બારીમાં દાખલ થયો અને

એવી તો કુનેહ અને સિફતથી તે ઓરડામાં પ્રવેશ કરી શકયો કે વકીલ સ્નાર્ક જે પીઠ કરી ઉભો હતો તેને સ્વપનેબી ખ્યાલ આવી શકયો નહિ કે તેની પ્યારામાં પ્યારી ચીજ –વીલ–નો લુટારો તેના એકાંત ઓરડામાં દાખલ થવા પામ્યો હતો.

તે પેલાં લાંબાં ઓચરિયાં તરફ ટીકી ટીકી જોઇ બોલ્યો, "હવે મારે બિછાને જવા આગમચ આઇઝેક વારગ્રેવનાં વીલ તરફ છેલ્લી નજર કરવી જોઇએ."

આટલું બોલી તે તેણે પોતાની આંખોમાં દાબ્યું અને તે લોખંડની એક ભારે તીજોરીમા મુકવા જતો હતો તેજ પળે પાસકારા તેની તરફ ધસી ગયો અને બુઢા સ્નાર્કને બોચીમાંથી પકડી પેલું વીલ તેની પાસેથી ઝુટવી લીધું અને પોતાનાં ખીસાંમાં તે સેરવી દીધુ. બુઢા સ્નાર્કે તેની મતલબ પામી જઇ એક ચીસ પાડી અને જેવો તે બીજી ચીસ પાડવાની તઇયારીમાં હતો એટલામાં પાસકારાએ પોતાની જેબમાંથી ખંજર કાહડી તેનાં કલેજામાં ભોકી દીધું, અને તેનુ પરિણામ જાણુવા થોબવા વગરજ તે તે જગો વિજળીક ઝડપે છોડી ગયો.

સ્નાર્ક વકીલ પરોઢીયાંમાં ઉઠનારો હતો. આઠ વાગાનો અમલ થવા છતાં જયારે તે લાયબ્રેરીવાલા ઓરડામાં નહિ જણાયો ત્યારે તેનો બેટો બેનજામીન પોતાના પીદરના ઓરડામાં ધસ્યો ગયો. બારણુ અળગુંજ હતું. તેણે ઓરડામાં નજર કીધી તો તેનો પીદર ઉંધે મસ્તક પડેલો તેણે જોયો. તેની આગળ લોહીનુ મસ મોટું ખબોચીયું વળેલું હતુ. પોતાના પીદરનુ આ પ્રમાણે ખુન થયલું જોતાંજ તેણે એક ચિચ્યારી પાડી અને પોતાના પીદર આગળ રડતો ધુટણીએ પડયો.

---

## પ્રકરણ ૨૫ મું.

સ્નાર્ક વકીલનું ખુન થવાની ખબર સર સીદની વારગ્રેવનાં મકાનમાં આવી પુગે તે આગમચ લેડી વારગ્રેવ પોતાના ભપકાદાર ખાનગી ઓરડામાં.એક કોચ ઉપર અલેટાઇ પડેલી હતી. તેણુએ પોતાની છાતી ઉપર રેશમનો નાજુક તકિયો મુકેલો હતો તેણુનાં માથાના બાલો આમ તેમ વિખેરાઇ પડી કોચ ઉપરથી નીચે લટકતા હતા સર સીદની વારગ્રેવ હમણાંજ તેણીને છોડી ગયો હતો તેઓ બને પોતાની ઉપર આવી પડનારી આફત વિષે ગુફતેગુ કરી હમણાંજ એક બીજાથી છુટાં પડયાં હતાં સર સીદનીએ એવોજ ઠરાવ કીધો હતો,કે તેણે પોતાનો એકબી ભેદ તેની પોતાની પરણેતરથી છુપાવવો નહિ. શા

માટે તેણે પોતાનો ભેદ તે બાનુથી છુપાવવો જોઇએ ? કેમકે તેઓ બંને તોફાની દરિયામાં એકજ કિસ્તીમાં એક બીજાની જોડે જોડ પોતાની બાકીની જીંદગીની મુસાફરી પુરી કરનાર હતાં. તેણે લેડી વારગ્રેવને પોતાના સઘળા ભેદથી વાકેફ કીધી હતી પણ એકજ ભેદ તેણે તે બાનુથી છુપાવ્યો હતો જે તેનાં પાપોના પ્રકરણમાં સર્વથી સિહા હતો. અને તે લોર્ડ ગ્લેનદેલના ભલા વકીલનું ખુન હતુ. આ ભેદ જોકે તેનું જીગર કોતરી ખાતું હતું તોપણ તેણે આ ભેદ પોતાનાં મોતનાં બિછાને પણ નહિ ખોળવાનો કસદ કરી રાખ્યો હતો.

તેઓ બને ધણી ધણીયાણી વચ્ચે જે છુપી મસલહત હમણાંજ પુરી થઇ હતી, તે પાસકારાના સંબધમાં હતો. તેઓ બનેનો મોટો બળાપો એજ હતો કે અગરજો પાસકારા આઇઝેક વારગ્રેવનું વીલ ચોરી લાવવામાં નિષ્ફળ નિવડે તો તેઓએ આગળ શું કરવુ. સર સીદનીના કહેવા મુજબ તેઓ પાસે બેજ રસ્તા હતા. પેહલો રસ્તો વેરીનાને એક વાર ફરીથી સ્નાર્ક વકીલના બેટાની પરણેતર બનાવવાને સમજાવવાનો હતો અને બીજો રસ્તો હીલદાનું કોઇ પણ રીતે મોત આણુવાનો હતો. આ બેમાંથો કોઇ પણ રસ્તો અખત્યાર કરવામા આવે તોજ તેઓ બંનેનો નાશ થતો અટકે. પણ વેરીનાની હમણાં સુધીની વળણુથી લેડી વારગ્રેવે પોતાના ખાવિન્દને ખુલ્લી રીતે જણાવ્યું હતું કે પહેલો ઇલાજ ફ્નેહમંદ બનવો બહુજ મુશકેલ હતો. વેરીના મરતાં પણ બેનજામીન સ્નાર્કની પરણેતર બને નહિ. હવે ત્યારે તેમની નામોશીને અટકાવા માટે એકજ રસ્તો બાકી રહયો હતો, જે હીલદાનું મોહત હતું. પણ આ રસ્તો કેવી રીતે અને કોણુની મદદ વડે ખુલ્લો કરવો એ એક સવાલ હતો. પણ આ સવાલનો જવાબ લેડી વારગ્રેવે સુઝાડયો. તેણીએ હીલદાનો રસ્તો કરવાનું કામ પાસકારાનેજ સોંપવાની સુચના કીધી, જે તેણીના ખાવિદ સર સીદનીને કાંઇક પસંદ પડવાથી તે કાંઇક ઉમેદ ભર પોતાની પરણેતરને છોડી ગયો, કેમકે તે માનતો હતો કે પાસકારા જરૂર તેને હમણાં મળવા આવવો જોઇએ.

સર સીદનીથી છુટી પડવા પછી લેડી વારગ્રેવ જે પોતાના ઓરડામાં કોચ ઉપર એવાજ ખ્યાલમાં મસ્ત બની પડેલી હતી તે એકાએક ચોંકી ઊઠી. તેણીને લાગ્યું કે તેણીના ખાનગી ઓરડાના પાછલા ભાગમાં કોઇ ચાલતું હતું. તેણીનો કોઇ નોકર આવી હિમ્મત કદી પણ કરે નહિ. વળી વેરીના એટલી જલદી પોતાના બિછાનેથી ઉઠે એવો સહેજબાં સભવ હતો નહિ, ત્યારે તેણીના ઓરડામાં કોણુ ચાલતું હતુ ? વળી બામદાદ પડી ચુકી હતી અને સહવારનું ઝઝકલું તેણીના ઓરડામાં દાખલ પણ થઇ ચુકયું હતું. આવા વખતે કોઇ બદમાસ તેણીના ઓરડામાં દાખલ થવાની હિમ્મત કરે એ બનવા જોગ હતું નહિ. આથી તે બાનુ હિમ્મત કરી ઉઠી અને જયાંથી કોઇનાં પગલાંનો અવાજ

આવતો હતો ત્યાં તે બાનુ ધીમાં પણ મજબુત કદમે ગઇ. તે હિમ્મતથી ગઇ તો ખરી પણ મરદના એક આકારને જોતાંજ તે ધભરાતની મારી ફિકકી ફચ પડી ગઇ. તે આખાં બદને પાણી પાણી થઇ ગઇ. તે મર્દે પોતાનો ચેહરો એક કાળા બુરખાથી ઢાંકેલો હતો.

પેલા આકારે લેડી વારગ્રેવને જોતાંજ પોતાના નાક ઉપર આંગળી મુકી. લેડી વારગ્રેવ સમજી કે તે શખ્સ તેણીને ગુપચુપ ઉભી રહેવાને કહેતો હતો. આથી તેણીએ પોતાનાં ગળાં સુધી આવી રહેલી ચિચ્યારીને અટકાવી અને તે ધ્રુજતી પણ હિમ્મતથી ઉભી

પેલા આકારે તેણીને પાછળ પાછળ આવવા ઇશારત કીધી લેડી વારગ્રેવ ચાવી આપેલાં પુતલાંની માફક તેની પછળ ગઇ તે આકાર મકાનના પાછલા ભાગ ઉપર આવેલા બાગની એક ઝડી આગળ જઇ ઉભો લેડી વારગ્રેવ પણ મીણના પુતળાની માફક પેલા આકારને એકી તગરે જોતી ડાચુ વકાસી ઉભીજ રહી પેલો આકાર તેણીને માથાથી પગ સુધી ટીકી ટીકી જોતો ઉભો રહયો. અંતે થાકીને લેડી વારગ્રેવ બોલી, 'ઓ શખ્સ, તુ કોણ છે? તુ મને શા માટે અહિ લાવ્યો?"

પેલો શખ્સ લેડી વારગ્રેવને પાધરો જવાબ આપવાને બદલે પોતાનાં મન સાથે પણ બાનુ સાભળે તેમ બોલ્યો, "હા, એ તેજ ઓરત છે. કુદરતની કેવી મેહરબાની છે કે તેણીનાં માથાના વાળમા એક પણ રૂપેરી વાળ જણાતો નથી. કપાળ કે ચેહરા ઉપર એક પણ કરચલીએ વર કાધુ નથી લેડી વારગ્રેવ, તારી ઉપરની આટલી બધી આફત છતાં તુ તારો ચેહરો જેવો અને તેવો ખેચાણકારક રાખી શકીછ એ એક અજાયબી છે."

લેડી વારગ્રેવે ગુસ્સાથી ભવાં ચહડાવ્યાં અને તે તે આકારને વધુ બારીકીથી ટીકી બોલી, "અય શખ્સ, તું એમ બોલવાની હિમ્મત કરી શકેછ? મને જવાબ દે, તુ કોણ છે? અને મને અહિ લાવવાનો શો સબબ? શું તુ મને અહિં લુટવા લઇ આવ્યોછ."

પેલો આકાર હસી પડી બોલ્યો, "તારી અટકલ ખોટી છે તારી અકલ ટુકી છે લુટવાનો અર્થ વગર હકનુ કબજે કરવાનો થાયછ, પણ હુ તો મારા હકનુ તારી પાસે લેવા આવ્યોછ"

આટલુ બોલી તેણે પોતાનો હાથ લેડી વારગ્રેવને પકડવા લબાવ્યો પણ લેડી વારગ્રેવ કમકમીને બે ચાર કદમ પાછળ હડી જઇ બોલી.—

"બદમાશ કગાળ, બીજી વાર એવી હિલચાલ કર ને પછી જો કે મારી હુમથી હુ કેવા તારા બુરા હાલ કરૂછ"

"અને તે માટે હું જોખમદાર છું બાનુ," પેલા આકારે સેહજબી ડરવા વગર જવાબ દીધો.

લેડી વારએવ સમજી શકી નહિ કે તેની સામે આટલી બધી હિમ્મતથી સવાલ જવાબ કરનાર કોણ હતો.

"હું સમજી શકતી નથી કે તુ કોણ છે ?" તે ગુસ્સાથી બોલી.

"પણ હુ તને તારાં ખરાં રૂપ રગમાં ઓળખી ચુકોછ રોઝાતી કુટુબ સદા હિમતવાન છે, એ બિનાથી હુ અજાણુ નથી, બાનુ, હુ કાઇ નાદાન નથી કે બેધ્યાન નથી બાનુ તું મારી નિગાહમા છે. તુ મારી નજરમા છે."

"પણ તું કોણ છે બેઅદબ ?"

"હુ એક ઇટલીયન છું."

"ઇટાલીયન! નામ ?

"પાસકારા!"

પાસકારાનું નામ અને તેનું કામ લેડી વારએવે પોતાના ખાવિદ સર સીદનીનાં મોહડે સાંભળેલુ હોવાથી તેણીનો ગયલો જીવ પાછો આવ્યો. તેણીના ચેહરાને આ પળે પાસકારાએ એટલી બધી હદે ખીલેલો જોયો કે તે અજબ થવા વિના રહ્યો નહિ.

લેડી વારએવ પેલા ઇટલીયન આગળ બે ચાર કદમ આગળ વધી બોલી, "પાસકારા, હળવે. બાગમા કોઇ હશે તે સાભળશે. સર સીદનીએ તને સોંપેલાં કામથી હું અજાણુ નથી. પણ કહે કે તારાં કામનો અંજામ શું આવ્યો ? ફતેહ કે હાર ? નાસિપાસો કે બેડો પાર ? બોલ, તે જાણવાને હું બેહદ ઇંતેજાર છું. સબર, તુ અહિજ રહેજે, હુ સર સીદનીને અહિજ બોલાવી લાઉછ," આટલુ બોલી લેડી વારએવ જે પોતાના ખાવિદને બોલાવવા જતી હતી, તેણીનો હાથ પેલા મરદે એવાં તો જોશ સહિત પકડયો કે લેડી વારએવ તો તેની આટલી બધી હદ સુધીની હિમ્મત જોઇ ધભરાઇ ગઇ, ફ્ગલાઇ ગઇ.

"સબર" પાસકારા લેડી વારએવનો હાથ મજબુત પકડી હોઠ પીસી બોલ્યો, "ઓ બેખબર ઓરત, સબર કર. સર સીદનીએ સોંપેલાં કામનાં અંજામથી મારે તને પહેલે જાણીતી કરવી જોઇએ"

"મને ? સબબ!" પોતાનો હાથ પાસકારાના હાથમાંથી છોડવવાની કોશેશ કરતી લેડી વારએવે સવાલ કીધો.

"કેમકે મારાં કામનાં અંજામ સાથે સર સીદની કરતાં તને વધુ લાગેછ વળગેછ. હવે તું જે સવાલ મને પુછવા માંગતી હોય તે બેલાશક પુછ."

"કોઇ અજબ કીસમનો શખ્સ છે, પણ ખેર, તારી મરજી રાખવા હું તને સવાલ કરૂંછ કે તું હમણાં સ્નાર્ક વકીલનાં મકાનમાંથી આવ્યોછ, ને હુ ધારૂંછ કે તું સારી ખબર લાવ્યોછ?"

"હા, સર સીદની માટે સારી ખબર છે," પાસકારાએ ભેદ ભરમમાં જવાબ દીધો.

"ત્યારે પેલું વીલ ?" લેડી વારગ્રેવનો અવાજ ગમે તેટલી હિમ્મત રાખવા છતાં ધ્રુજતો હતો.

"વીલ ! ઓરત, તે મારી પાસે મોજુદ છે, આ રહયુ તે," આટલું બોલી પાસકારાએ આઇઝેક વારગ્રેવનું વીલ પોતાના કોટનાં ખીસામાંથી બાહેર કાહડી લેડી વારગ્રેવને દેખાડયું. લેડી વારગ્રેવને તે પિછાની લેતાં વિલબ લાગ્યો નહિ તે અજબ જેવી ખુશાલીથી પેલું વીલ પોતાના કબજામાં લેવા પાસકારા આગળ ધસી ગઇ. પણ તે કાંઇ ફાવ્યો હતો નહિ. તેણે લેડી વારગ્રેવ તરફના આવા હુમલાની વકીજ રાખી હતી

"પણ સ્નાર્ક વકીલનું કેમ? આ વીલથી છુટું પડતાં તેને ઘણું લાગ્યું હશે ?"

આ સવાલના જવાબમાં પાસકારાએ પોતાની જેબમાંથી લોહીથી તડબોર થયલું એક ખંજર ખેંચી કાહડી તે લેડી વારગ્રેવને દેખાડી કહયુ "લેડી વારગ્રેવ, સ્નાર્કને વીલથી છુટું પડતાં કેટલું લાગ્યું હશે તેનો આ ઉપરથી ખ્યાલ કર"

"ઓ ખુદા!" લેડી વારગ્રેવ પોતાની આંખો બંને હાથોથી ઢાંકી દઇ બોલી, "કમબખ્ત શખ્સ, બોલ, તેં શુ સ્નાર્કનું ખુન કીધુ ? ઓ ખુની શખ્સ, અફસોસ કે તે કારે જણુન કીધું."

આ પળે પાસકારા એક હાથમાં ખંજર અને બીજા હાથમાં પેલું વીલ પકડી લેડી વારગ્રેવના ચેહરાને ટીકતો ઉભો હતો.

તુરતજ લેડી વારગ્રેવે જખમી થયલી વાઘનની માફક છલાંગ મારી અને પાસકારાના હાથમાંનું ખંજર ખુચવી લીધું અને બીજા હાથે પેલું વીલ પોતાને કબજે કીધું. આ બનાવ એટલો તો જલદી બની ગયો કે પાસકારા પોતાની ગમે તેટલી હિમ્મત અને બદમાશી છતાં ધભરાઇ ગયો. તે પેલાં વીલને,

કબજો લેવાને લેડી વારગ્રેવ તરફ ધસી ગયો પણ લેડી વારગ્રેવે તેને ખંજરની અણીથો દુર કીધો.

"હિચકારા ખુની! ખંજર યા વીલ કબજે કરવાની સહેજબી કોશેશ કરશે તો જેમ તારાં ખંજરે તારા હાથે સ્નાર્ક વકીલનો ભોગ લીધોછ તેમ તે મારા હાથે તારો ભોગ લેશે. જા, તું ફાંસીને માચડે લટકવા નહિ માંગતો હોય તો અહિંથી ગુપચુપ ચાલ્યો જા. હું તારી ઉપર એટલી દયા કરૂંછ." લેડી વારગ્રેવને પોતાની ઉપર ધિક્કારની નજર ફેંકી તે જગો છોડી જવાની હિલચાલ કરતી જોઈ પાસકારા ગુસ્સાથી પોકારી ઉઠયો.—

"લેડી વારગ્રેવ મારી અરજ છે કે ખુદા ખાતર આ જગો છોડી ના જા."

પણ લેડી વારગ્રેવે તો તેની અરજની દરકાર કરવા વગર ચાલવા માંડયું. આથી પાસકારા વધુ ઉસકેરાઇ બોલ્યો:—

' વેરીના કોરદીયાની, હું તને હુકમ કરૂછ કે એક કદમ પણ અહિંથી આગળ ના ભર."

આ ધમકીએ લેડી વારગ્રેવ ઉપર કાંઇ ભેદી અસર કીધી. તે એ વાકયના જાદુઇ બંધમાં ગિરફતાર થઈ ગઇ હોય તેમ અટકી ઉભી. તેણીનો ચેહરો અજબ જેવી રીતે ફિક્કો મારી ગયો હતો, પણ તે હિમ્મત રાખી બોલી:--

"ખુની ચંડાળ, તું મને કોણ હુકમ કરનાર બદમાશ!"

"જો, ધુજ અને તપાસ કે હું કોણ બદમાશ છું? હું ખુની ચંડાળ છું કે તારા જીવનો કાળ છું?"

આટલું બોલી પાસકારાએ પોતાના ચેહરા ઉપરનો બુરકો કાહડી નાખ્યો અને બીજીજ પળે લેડી વારગ્રેવ પોકારી ઉઠી —

"કોણ, મેરીયો કોરદીયાની?" આટલું બોલી પાસકારા જે કોઇજ નહિ પણ તેણીનો આગલો ખાવિંદ મેરીયો હતો તેની આગળ તે મગરૂર ઓરત ધુટણીએ પડી કાલાવાલા કરતી બોલી:—

"કોરદીયાની, મને માફ કર! મને બચાવ! મને ખુદા ખાતર વધુ ના સતાવ! હું તારી દયાની સજાવાર નથી, પણ તારી દયાની આર્ઝુમંદ છું."

# પ્રકરણ ૨૬ મું.

“મેફીયો, દયા! દયાની હું ઉમેદવાર છું. મને બસ તારી દયાની જરૂર છે,” લેડી વારએવે ધુંટણીયે પડેલીજ રહી વધુ કાલાવાલા કીધા.

“દયા! આ બરહેમ દદા! તને દયાનો એક કતરોબી સજાવાર નથી, તારા જેવી કોઇ બદકેરદાર નથી. બદમાશ! તેં મારે માટે પોહલી ચોલી ધોર ખોડી, મારી દેખતી આંખો તે નાકદર બની કેમ ફોડી, તેનુ તને કાંઇબી ભાન છે? ઓરત, તું જપર હજાર વાર લયનત છે!”

“આ ખુદા! મેફીયો! બોલ! તુંજ મેફીયો છે કે તેનો ભુત!” લેડી વારએવ માથાંથી પગ સુધી થરથર ધ્રુજી બોલી.

“હુંજ તારો ખાવિદ મેફીયો છું, જે મુવો નથી પણ જીવતો છુ. બંદીખાનામાંથી નાહસવા પછી મને મુવેલો માનવામાં આવ્યો હતો પણ તું જોયછ કે તે હું હતો નહિ. મને ખડકો વચેથી એક લાસ હાથ લાગવાથી તેના કપડાં મે પેહડયાં અને બદીખાનાનાં મારાં કપડાં મે તે લાશને પેહડાવ્યાં. અને આવી રીતે હું પોલીસ અને બંદીખાનાના સતાવાલાઓને સજડ થાપ આપી શકયો. હુ ભટકયો, મારી ઉપર ભુખમરો પડયો, પણ તારી ઉપરનું વેર હું એક પળ પણ નહિ ભુલ્યો.”

“આ ખુદા! મેફીયો, મને અમાન બખ્શ, મને મારો જાન બખ્શ! મારી રોશવાઇ ના કર! મારી લજ્જા તારે હાથ છે. હુ તારી મ ફીની ઉમેદવાર છું. તારા કીનાની સજાવાર છુ, પણ હું શુ કરૂં, લાચાર છુ.”

“ઉઠ, કમબખ્ત ઓરત ઉઠ!” મેફીયો તેણીનો હાથ પકડી ઉઠાડતાં બોલ્યો, “ઉઠ, આ ઓરત કમબખ્ત ઉઠ! જેમ એક વાર મારૂ મોત તને પસંદ હતુ, તેમ આજે તારી જીદગી મને પસદ છે.”

લેડી વારએવ ઉઠી, અને રડમસ ચહેરે પોતાના એક વારના ખાવિદને પુછયું.—

“બોલ. તું હવે શુ કરવા માંગેછ? તારો શુ ઇરાદો છે? તું મને અતે રોશવાજ કરશે? મને તબાહજ કરશે?”

“તે હું હમણાં કહી શકતો નથી. મારૂં પહેલું કામ આઇઝેક વારએવની મિલકતના હકદાર દાવાદારને શોધી કાહડવાનુ છે. તે દાવાદાર એક ઓરત છે, જેના વિષે વીલમાં ઇસારો છે, તેને શોધી કાહડવાનો મારો ઇરાદો છે.”

લેડી વારગ્રેવના ચહેરામાં આ સાંભળતાંજ અજબ જેવો ફેરફાર થઇ ગયો, જે જોકે મેફીયો ફોરદીયાનીએ ચતુરે ચશમોએ તુરત જોઇ લીધો પણ તે તેણે જોયોજ નહિ હોય તેવા દેખાવથી પુછયું, "તું આઇઝેક વારગ્રેવના હકદાર વારેસને ઓળખેછ? ઇનકાર નારવા છે. તું તે ઓરતને સારી પેઠે પિછાનેછ?"

લેડી વારગ્રેવે ડોકું ધુણાવી તે જાણવાની સાફ ના પાડી.

"કમબખ્ત ઓરત!" ફોરદીયાનીએ લેડી વારગ્રેવના હાથનું કાંડું પોતાના મજબુત હાથમાં પકડી કહયું, "બોલ, એ ઓરત કયાં છે? તે કોણ છે? બોલ, તે ઓરતનું નામ શું?"

લેડી વારગ્રેવે ધભરાઇને પોતાના ખાવિંદના ચેહરા તરફ નજર કીધી તો તેણીએ જોયું કે તેનો ચેહરો ગુસ્સાથી લાલ ચોલ થઇ આવ્યો હતો, અને તેના ડોળા ખુની કસાઇથીબી બદતર બુરા બન્યા હતા.

"હા, હું કાંઇક સેહજ જાણુછ," લેડી વારગ્રેવ કાંઇક નરમ પડી બોલી.

"ત્યારે તે ઓરત કયાં છે? તેણીનું નામ શું?"

"હું તારા એ સવાલનો જવાબ આપવાની ના પાડું તો?" લેડી વારગ્રેવે હિમ્મતથી કહયું.

મેફીયોનો ચેહરો આથી વધુ લાલ ચોળ બન્યો અને તેની આંખો વધુ ખુની બની.

આથી લેડી વારગ્રેવ વધુ ધભરાઇ બોલી, "શું તું મારો જાન લેવા માંગેછ?"

"નહિ," આટલું બોલી તેણે તેણીના હાથનો કબજો છોડી દીધો, "મને તારો જાન જોઇતો નથી. મને તારી જીંદગીની વધુ જરૂર છે. મેં તને પુછેલા સવાલનો જવાબ બીજી તરફથી મેલવીશ, અને મારી ઓરત તરીકેનો તારો ઉપરનો દાવો હું સાબેત કરીશ."

"કેવી રીતે?"

"કાયદાથી. આપણે ઇટલીમાં નથી. ઈંગલંડમાં ગરીબમાં ગરીબને પણ હક ઇનસાફ મળવા પામેછ."

લેડી વારગ્રેવ બાહેરથી હસીને પણ અંદરખાનેથી દાંત્યા પીસી બોલી, "પણ મેફીયો, તું સ્નાર્ક વકીલને આ પળે ભુલી ગયલો લાગેછ. તું સ્નાર્કનો ખુની છે, તો ખુન જેવા અપરાધ સાથે મારી ઉપરનો દાવો ઇનસાફની કોર્ટમાં કેવી રીતે સાબેત કરી શકશે?"

મેરીયો વિચારમાં પડેલો જણાયો, તે દેખીતી રીતે ઉંડા ખ્યાલમાં લીન બની ગયલો લાગતો હતો. લેડી વારગ્રેવ તેને એકીજ તગરે જોતી ઉભી હતી. આ વેળાએ તેણીનો ચેહરો ખુશાલીનો માર્યો ખીલી નિકળ્યો હતો.

"બેવફા ઔરત! તારી સલામતી મારી સલામતી સાથે જોડાયલી છે તે તું ભુલી જાયછે. સાંભળ, મારો ઠરાવ તને દુનિયામાં ઉંઘાડી પાડવાનો નથી, પણ સર સીદની ગ્લેનદેલ કેસલનો માલેક રહે અને તું લેડી વારગ્રેવ તરીકેજ તારી બાકીની જીંદગી ગુજારી શકે, એવી મારી નેમ છે"

"હું તે સમજી," લેડી વારગ્રેવે થંડે પેટે જણાવ્યું, "પણ મારી તરફની તારી આટલી બધી દિલસોજીની કીંમત કેટલી?"

"હુ જે દોલત તને આપું તેમાંનો અરધો ભાગ," મેરીયોએ વધુ થડો પડી જવાબ દીધો, "એક પરણેતર ઔરત સુખ અને દોલતની સેજ ઉપર આરામથી પોઢે, અને તેણીનો ખાવિન્દ ભૂખે મરે એ તે કેવો ઇનસાફ! માટે લેડી વારગ્રેવ, હું તારા હાથમાં વીલ એકજ શરતે મુકુછ કે તેમાંથી દોલતનો અરધો ભાગ મને મળે."

લેડી વારગ્રેવ કમકમી, વધુ ફિકકી પડી બોલી, "મેરીયો, તારૂ શું મારા ઉપર જોર છે? નહિ, નહિ, તું બદમાશ મારાં કીસમતનો ચોર છે"

"તું ગમે તે બોલ પણ તું મારી જીંદગીનો ચોર બની હતી અને હું તારી કીસમતનો, તારી દોલતનો ચોર બન્યોછ. તારી સહેજબી આનાકાની તારી આબરૂનો ચોર બનશે. તને લેડી વારગ્રેવના તખ્ત ઉપરથી ગબડાવી મારા પગની ખાક ચાટતી બનાવનાર આઇઝેક વારગ્રેવનું વીલ મારી પાસે મોજુદ છે, તેનુ કાંઇ તને ભાન છે?"

"ઓ તુ બદમાશ, કોઈ ઇનશાન નથી, પણ હેવાન છે. હેવાનથીબી બદતર શેતાન છે, જેની બદમાશીથી મારો સુળી ઉપર જાન છે"

"જો સાંભળ! જયારે તુ અરધી દોલતથી છુટી પડવા માંગતી નથી તો મને એટલુંજ કહે કે આઇઝેક વારગ્રેવની વારેસ ઔરતનુ નામ શું?"

આ સવાલ મેરીયોએ ડોળાના એવા તો મજબુત ડાબથી પુછયો કે લેડી વારગ્રેવ ઉપર તેની અસર એજમતી થઇ. તે કાંઇબી આનાકાની વગર બોલી ઉઠી—

"હીલદા."

"તેનું મકાન?"

"રોક કલીફનું ગામડું તેનુ મકાનછે."

"રોક ફલીપ ! અને તારા દુશમનને તું તારી આટલી બધી નજદીક હજી સુધી જીવતી રહેવા દીધીછ એ એક અજાયબીછે."

"ઓ મેરીયો—" લેડી વારગ્રેવ આગળ બોલતાં અચકી ઉભી. અને પછી એકદમ ઉસકેરાઇ બોલી ઉઠી, "મેરીયો, ખુદા ખાતર તું આ જગો એકદમ છોડી જા. કોઇ અહિ આવતું લાગેછ. તુ બાગમાં જઇ બેસ, હું એક કલાકમા આવી."

મેરીયોએ પણ કાન ઉચા કરી સાંભળ્યુ તો તેને પણ તે તરફ કોઇના આવવાનાં પગલાં સાભળ્યાં. તે કોણ હતું તેના ખ્યાલમાં તે હતો એટલામાં લેડી વારગ્રેવે પોતાના મજબુત હાથે મેરીયોને એક આંચકો મારી બાહેર કાહડયો. મેરીયો પોતાની એક વારની પરણેતરને શરણ થયો અને પાછલ ભાગની અગાસી ઉપર જઇ ઉભો. તે ત્યાં છુપાઇને ઉભોજ રહયો. તેને લાગ્યુ કે લેડી વારગ્રેવ પોતાની તરફ આવતાં પગલા કોણના છે તે તુરત પામી ગયલી હોવી જોઇએ. તે સમજી શકયો નહિ કે એવું તે કોણ હતું કે જેનાં પગલા સાભળતાંજ તે હિમ્મતવાન બાનુ એટલી બધી બીહી ધ્રુજી ગઇ હતી. તે એટલ્ તો સમજી ચુકયો હતો કે તે પગલાં કોઈ મર્દના નહિ પણ કોઇ નાજુક ઓરતના હતા.

આ વેળાએ તેના કાન ઉપર એક શુરીલો અવાજ આવી અથડયો. તે અવાજ કોઇ નાજુક ઓરતનો હતો.

"લેડી વારગ્રેવ, તમો કયાં છો ? હું ત્યારની તમોને શોધી વળીની ?"

મેરીયો આ અવાજ સાભળી પોતાના મન સાથે બડબડયો .—

"આ અવાજ તો સર સીદનીની બેટીનો છે."

"નહિ, ઓ ગાફેલ મર્દ, એ સીદનીની બેટી નથી." આ અવાજ તેની પીઠ પાછળથી આવ્યો. મેરીયો ચોંકયો. તેણે પાછળ ફરી જોયું તો તે લેડી વારગ્રેવ હતી. તે એકાએક ત્યાં કેમ ફુટી નિકળી તેનુ તેને સ્વપનેબી ભાન થયું નહિ.

'ઓ બેભાન મર્દ," લેડી વારગ્રેવ ગુસ્સાથી ડોળા કકડાવી નાટકકાર ઓરતની અદાથી બોલી, "જે ઓરત મારા ઓરડામાંથી બાગમાં ગઇછ તે સર સીદનીની બેટી નથી પણ એ મેરીયો કોરદીયાનીની બેટી છે."

"શુ ?" મેરીયો સર્પે ડખ માર્યો હોય તેમ ચોંકીને બોલ્યો, "ઓ કમબખ્ત ઓરત, તું શું બોલેછ ? શું એ મારી બેટી છે ?"

"હા, હા, હા! હૃદયાં અને આંખનાં ફુટેલા ખુની એ તારીજ બેટી છે, જેને લોકો સર સીદનીની બેટી તરીકે માનેછ"

"ઓ ખુદા! ખુદા!"

મેરીગ્રો એટલુંજ બોલી શકયો. તે ગમે તેટલો બદમાશ છતાં આગળ બોલવાની તેની હિમ્મત ચાલી નહિ. પોતાના બને ધ્રુજતા હાથોએ પોતાની બને આંખો આજેઝ બની તેણે ઢાંકી દીધી, અને એક પણ બોલ બોલવા વિના તે બાગમાં ઉતરી પડયો.

---

## પ્રકરણ ૨૭ મું.

---

સર સીદની અને બેટી વેરીના બંને પોત પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ ગ્લેનદેલના ખેતરો કુદાવતાં હતાં ત્યારે સુર્ય અસ્ત પામી ચુકયો હતો. વેરીનાના ગાલો ખુલ્લી અને ખુશનુમા હવાથી ગોલાબી બની રહયા હતા ત્યારે સર સીદનીનો ચેહરો ભયકર હદ સુધી ફિક્કો ફ્ચ મારી ગયો હતો. જાણે તેના ચેહરા ઉપર લોહીનું એક ટીપુ પણ હતુ નહિ. વેરીના જયારે પોતાના ખ્યાલમાં પોતાની માનીતી ઘોડી ઉપર રસ્તો કાપતી હતી, ત્યારે સર સીદની પોતાના આગલા પાછલા ખ્યાલોમાં મસ્ત બની ગયો હતો. આ વેળાએ ગ્લેનદેલનુ જંગલ પસાર કરતા તેના બદનમાંથી ધાસ્તીનું એક થડુ લખલખુ પસાર થઇ ગયું.

તે કાંઇ એવાજ ખ્યાલમાં હતો કે અગરજો વેરીના વકીલ સ્નાર્કના બેટા બેનજામીનને પોતાના ખાવિદ તરીકે હજીબી કબુલ કરવાની જીદ કરશે તો તેણે પોતાની પડુપડુ થઇ રહેલી હાલત તેણીની આગળ એકદમ ખુલ્લી કરી નાખવી. તેને લાગ્યું કે એમ કરવા વિના તેની નામોશી દુનિયાથી છુપી રહા શકવાની નથી. સર સીદનીને પેટે ફરજદની વૃધ્ધિ થયલી નહિ હોવાથી તે વેરીનાને પોતાનાં પેટની બેટી તરીકેજ ચાહતો હતો, અને તે તેણીની દરેક મરજી પુરી પાડતો હતો. તે બીજાઓ તરફ જેટલો કરડો હતો તેટલો તે તેણીની તરફ અજબ જેટલી હદ સુધી માયાળુ હતો. તેની હાલત જોકે નાદાર કરતાં સહેજ પણ ચહડતી હતી નહિ તોપણ પોતાની આવી હાલતે પણ તે તેણીની દરેક મોજશોકની સહેજબી આડે આવતો હતો નહિ.

તેની અને લેડી વારએવ વચ્ચે એવો મજબુત ઠરાવ થઇ ચુકયો હતો કે કદી પણ તેઓએ વેરીનાને તેણીના ખરા પેદરથી જાણીતી કરવી નહિ. પણ

હવે મામલો એવી ટાંચ ઉપર આવ્યો હતો કે તે ઠરાવ ઉપર પાણી ફેરવ્યા વિના બીજો છુટક હતો નહિ. વેરીનાથી વર્ષોથી છુપાવી રાખેલો આ ભેદ, તેને લાગ્યું કે ખુલ્લો કરવાનો વખત હાલનોજ હતો

તેણે પોતાની ખરી હાલતનું ચિત્ર વેરીના આગળ રજુ કીધું ત્યારે તે મગરૂર ઓરત એક પણ બોલ બોલી શકી નહિ. તેણીએ ચુપકીદીજ પકડી રાખી હતી. મેરીગોએ વકીલ સ્નાર્કનુ ખુન કરવા પછી સર સીદનીની મોલાકાત લીધલી નહિ હોવાથી તેમજ આ ખુનની બિના હજી બાહેર આવેલી નહિ હોવા-થી સીદનીને તો હજી વકીલ સ્નાર્કની મીટી ધારતી હતી.

સર સીદનીએ એવી તો લાચારી બતાવી પોતાની હાલતનુ વર્ણન વેરીનાને કહી સંભળાવ્યુ કે તેણીને પોતાના પાલનહાર માટે લાગ્યુ તો ઘણું પણ તે એક પણ હર્ફ ઉચારી શકી નહિ યા હાય યા અફસોસનો એક ધુવો વટાક તેણીએ બાહેર કાહડયો નહિ.

પણ સીદનીએ જોયું કે વેરીના તેની વાત સાંભળતાં એકદમ ચોંકી. તેણે તેણીના ચોંકવાનો સબબ જાણવા આસપાસ નજર કીધી તો તે પણ ચોંકયો.

બને સીરીલ અને હીલદાને એક ઝાડના છાયડામાં ઉભેલાં જોઇ ચોંકયાં હતાં. બનેના ચોંકવાનો સબબ એક બીજાથી તદન જુદો હતો. તેઓ બનેએ સીરીલ અને હીલદાને એક બીજાની મહોબતમા એટલાં તો ચકચુર બની ગયલા જોયા કે તેઓની તરફ સર સીદની અને વેરીનાની હસદખોરી નજર ચોંટી બેસે એ સ્વભાવિક હતુ.

તે બંનેએ ફાટફાટ થતી છાતીએ જોયું કે હીલદા પોતાના આશક સીરીલ ઉપર હદથી જયાદા ધરૂપરૂ હતી. હીલદા ગોયા ફુલની નાજુક કળી હતી, જયારે સીરીલે બુલબુલની જગો રાખી હતી. તેઓ જાણે બને એક બીજા માટેજ આ જહાનમાં પેદા પડયાં હતાં તેઓ જેમ જેમ હસ્તાં અને એક બીજાની મોહબતમાં રમતાં હતા તેમ તેમ વેરીનાનું જીગર આતશ ઉપરના કવાબની માફક જળતુ હતુ. તે કમકમાટની લાગણીથી ડોળા ફાડી ફાડીને પોતાના દુશમનોનો પ્યાર જોતી હતી. તેણીની આંખોનાં ભવાં ગુસ્સાથી ઉચે ચહડી ગયા હતા આખોના ડોળા તેઓ તરફ ચોંટી ગયા હતા. તેણીએ હોઠ ઉપર હોઠ અને દાત ઉપર દાંત ચહડાવી દીધા હતા. કપાળ ઉપર કરચલીઓ ઉપર કરચલીઓ વળી ગઇ હતી. તેણીનો આવો દેખાવ જોઇ સર સીદનીને લાગ્યું કે તેની અને લેડી વારશ્રેવની સમજાવટથી વેરીના ઉપર સાહેજબી અસર થવા પામી હતી નહિ, ત્યારે તેણીનાં મગજ ઉપર સીરીલ અને હીલદાની ભેગી સંગતે આબાદ અસર કીધી હતી.

"સર સીદની," હીલ્દાને સીરીલની બગલમાં હાથ આપી ત્યાંથી ગુમ થતા જોઈ, વેરીના ધ્રુજતા સાદે બોલી, "સર સીદની, હુ સ્નાર્ક વકીલના બેટા બેનજામીનની પરણેતર બનવા તઇયાર છું."

"હુ એ સાંભળીને બેહદ ખુશી છુ," સર સીદની છુટકારાનો દમ ખેંચી મુછમાં હસી બોલ્યો.

"પણ તે એકજ શર્તે."

"બોલ, તે શર્તનું નામ શુ ?"

"સર સીદની, કસમ ખાઓ કે સીરીલ અને હીલદાનું જોડુ સંધાય નહિ, એવો પ્રપચ રચવામા તમો મને મદદ કરશો. અને અગરજો એ જોડુ સધાયું તો તેનુ સત્યાનાશ વાળવાને, બને ધણી ધણીઆણીને એક બીજાથી વિખુટા પાડવાને તમો મારી બાજુમાં રહેશો. બોલો, કબુલ છે?"

"અને હું એમ કસમ ઉપર હમણાં કબુલ કરૂ તો ?"

'તો આવતી કાલે બેનજામીનની પરણેતર થવા એકરારનામા ઉપર હુ મારી સહી આપવાને કબુલ છુ."

"ત્યારે હુ મારી શર્ત કબુલ કરવાના કસમ ખાઉછ."

"બસ, સર સીદની તમારા કસમ પુરતા છે. ત્યારે હવે સ્નાર્કના બેટા ઉપર સદેસો મોકલો કે તેઓ મારાં લગનનુ કરારનામું તઇયાર કરે."

સર સીદનીએ જોયું કે એટલું બોલતાં તેણીની આંખોમાંથી બે ચાર આસુ ગબડી પડયાં હતા.

સીદની તેણીને કાંઇ કહે તે આગમચ વેરોનાએ પોતાની ઘોડીને ચાબકો લગાવી કાહડયો. ઘોડી પોતાના ખુબસુરત સવારને પોતાની પીઠ ઉપર લઇ ચારે પગે દોડી. તેણીએ સીરીલ હરબર્ટ અને હીલદા જે તરફ વળ્યાં હતાં. તેજ તરફનો રસ્તો લીધો હતો.

સર સીદની તો અવાચક જેવો બની ઉભોજ રહયો. તેણે ખાત્રીથી માન્યું કે વેરીનાના તન બદનમાં મેરીયો કોરદીયાનીનું હિમ્મતી અને ઝનુની લોહી દોડતુ હતુ.

---

# પ્રકરણ ૨૮ મું.

---

સર સીદનીની નજરથી વેરીના ગુમ થવા પછી તે વિચારમાં પડયો. આ વેળાએ તેનો ચેહરો ખુશાલીનો માર્યો ખીલી નિકળ્યો હતો. વેરીનાએ વકીલ સ્નાર્કના બેટાની પરણેતર થવાની કબુલાત આપવા પછી તેણે છુટકારાનો દમ ખેચ્યો. આજનો દિવસ તેની જીંદગીમાં સર્વથી વધુ ખુશાલી ભર્યો હતો.

ઘોડો ધીમાં કદમે રસ્તો કાપતો હતો અને સીદની વિચારના વમળમાં પોતે કઇ તરફ જતો હતો તેનુ તેને સહેજબી ભાન હતું નહિ

તે પોતાનાં મન સાથે બડબડયો, "વેરીના જયારે બેનજામીનની ઓરત થવા કબુલ થઇછ તો હવે મારે શા માટે બીહવું જોઇએ ? હવે શા માટે બળાપા જલાપાથી મારે મારી જીંદગી ટુકી કરવી જોઇએ ? પણ વળી એક નવી અફવાએ મને દીવાનો કરી મેલ્યોછ. એવુ કહેવાયછ કે હીલદા સાથે દરિયામાંથી મળી આવેલી તેણીની દાસી જે હજી પોતાનું ભેજુ ખોહી બેઠીછ તેણીને કોઇ સાજી કરવા માગેછ. તે દાસી સાજી થઇ તો મારૂં આવી બન્યુ હીલદા કોણ હુવેલી છે તે તે ચંડાળ જરૂર ભાગરો વાટી દેશે. એ દદા ભેજા. વગરનીજ રહે તેમાં મને પોતાને લાભ છે. પણ ઓ ખુદા, મારા હાથમાં વીલ આવ્યું તો તે દાસી ભલે પોતાની સુધ્ધી પાછી મેળવે. મને તેની સહેજબી પરવા નથી."

આટલું બોલી તે મોટેથી હસી પડયો. પણ બીજીજ પળે તે ગભીર થઇ બોલ્યો.–

"વેરીનાએ પોતાને મદદ કરવા માટે મારી પાસેથી કસમ લીધાછ, અને તે મને જરૂર કસમ પાળવાની ફરજ પાડવા વિના રહેશે નહિ."

હવે તેણે ઘોડાને વધુ ડપટાવ્યો અને તે ગ્લેનડેલના ઘીચ જંગલ આગળ આવી લાગ્યો. એ જંગલમાંનાં એક ગંજાવર દરખ્ત તરફ નજર પડતાં તે ચોંકયો. એ ઝાડ વીસ વર્ષ આગમચનાં તેનાં પાપની સાહદત રજુ કરતુ પોતાની જગોએ જેવુ અને તેવુ ઉભુ હતું. એજ ગંજાવર ઝાડનાં પોકળ થડમા મરનાર લોર્ડ ગ્લેનડેલના વકીલ રોબર્ટની લાસ ઉતારવાની તેને યાદ થતાંજ તેની આગલી કરણી તેનાં મગજમાં ધાઇ આવી. આ ખ્યાલ તેણે પોતાના મનમાંથી ખંખેરી કાહડયો અને આગળ ચાલુ મુકયું તેણે પોણું જંગળ પસાર કરી ઘોડાની ચાલ ધીમી કીધી. પણ એટલામાં પાસેની ઝાડીમા કાંઇક ખડખડાટ થયો. અને બીજીજ પળે તેના ઘોડાના આગલા બે પગ દોરડાના ફાંસા

માં સપડાઇ ગયા. ઘોડો ઠોકર ખાઇ પડયો અને તેની સાથે સીદની પણ જમીનદોસ્ત થયો પણ બીજીજ પળે કાંઇબી ઇજા વગર તે હિમ્મતથી ઉઠી ઉભો. આ વેળાએ તેની પાછળ એક શખ્સ આવીને ઉભો હતો તેનું તેને ભાન હતું નહિ.

"કોણ સર સીદની!" પેલો શખ્સ સીદનીને જોતાંજ અજબ થઇ પોકારી ઉઠયો.

"હા, હું સર સીદની છું, પણ તું કોણ લુટારો છે, જેણે મને ઓળખવા છતાં મારા ઘોડાના પગમાં ફાંસો નાખવાની હિમ્મત કીધીછ?"

જોકે સીદનીએ આ સવાલ દેખઇતી હિમ્મતથી કીધો હતો પણ તેને લુટારા સાથે કામ લેવાનુ હોવાથી અંદર ખાનેથી તેનાં પોત્યાં લેવાઇ ચુકયાં હતાં.

"સર સીદની," પેલો કોઇ શખ્સ મોટેથી હસી પડી બોલ્યો, "મેં તો એક જાનવરને પગમાં ફાંસો નાખ્યોછ, પણ તે કેટલા બધા ઇનસાનોનાં ગળાંમા ફાંસો નાખ્યોછ તે યાદ કર. સર સીદની, નિર્દોષોનાં ગળાં ઉપર તેં એવી તો જાલેમ છુરી ફેરવીછ, તે એવી તો બેરહેમ રીતે તેઓ ઉપર ગોળી છોડાછ કે તેઓ આહ અને નિસાસનો ધુવો આ જગળના દરખ્તમાથી પણ બાહેર કાહડેછ."

આટલું બોલી તેણે તે જંગળમાં પોતાની મજબુત જડ ફેલાવી ઉભેલાં એક ગજાવર દરખ્ત તરફ આંગળી બતાવી આગળ ચલાવ્યુ, "સર સીદની, આસમાન સાથે પોતાનું સર લગાડી ઉભેલાં પેલાં દરખ્ત તરફ નિગાહ પુગાડ."

સર સીદનીએ તે ઝાડ તરપ નજર કીધી અને તે એક ધીમી ચિચ્યારી સાથે માથાંથી પગ સુધી કમકમ્યો. તે જોકે ધાસ્તીથી ફિકકો ફચ મારી ગયો હતો, તોપણ તે કાંઇક હિમ્મત રાખી બોલ્યો, "અય દીવાના શખ્સ, મને એ ઝાડ દેખડાવી તુ શુ કહેવા માંગેછ?"

"એ ઝાડમાથી દર રાતે આહો જારીનો એક અવાજ નિકળેછ."

"વારૂં, તારી એ દીવાની બકવા ઘડીભર માન્યબી કરૂં તો તેમાં મને શું?" સીદનીએ બાહેરથી હિમ્મત રાખીને પણ અદરથી ધભરાઇને પોકાર કીધો.

"સર સીદની હળવે. દીવાની બકવા હું કરતો નથી, પણ તે ઝાડને જઇ પુછ કે દીવાનો ખુની કોણ છે? વળી તે ઝાડને જઇને પુછ કે તેના પેટમાં કોણની લાશ છે"?

સર સીદની કાળજાંમાં તીર લાગ્યો હોય તેમ ચોંકયો. તે મોત જેવો

હિંકો પડી બોલ્યો, "લાશ! ઝાડમાં લાશ! આ શખ્સ તારૂં સત્યાનાશ વળજો! બોલ, કે તું કોણ છે? તું કોઇ ઇનસાન છે કે ઇનસાનના રૂપમાં કોઇ ભુત છે?"

પેલો શખ્સ વળી ખડખડ હસી પડી બોલ્યો, "સાહેબ, આ ઘડીભર બનવા જોગ છે કે સર સીદની પોતાનાં પાપી સુખમાં એટલો બધો ફુલી જાય કે પોતાના આગલા એક મદદગારને પણ ભુલી જાય!"

આ સાંભળતાંજ સીદનીએ પેલા શખ્સ તરફ ડોળા ફાડી જોયું અને તેને ગલચીમાંથી પકડી ખુબ હિલવીને ગુસ્સાથી કહયું, "ચુપ, જેમ મકાનોની દિવાલોને કાન હોયછે તેમ જંગલમાં ઝાડોને પણ કાન હોયછે. તું ચંડાળ મારો મદદગાર! ચુપ! તુંજપર ખોદાની માર! દીવાના કોઇ અહિં સાંભળશે."

"સાહેબ," પેલો શખ્સ એક ઝટકા સમેત સીદનીના પંજામાંથી છુટો થઇ બોલ્યો, "આ જંગલમાં કોઇ સાંભળી શકે એમ નથી. માત્ર અહિં એકજ જણ છે, જેની સાંભળવાની શકિત ગુમ થઇ ગઇછે."

"તે કયાં છે? શું તે તારાં જીગરમાં છે?"

"નહિ દીવાના, તે પેલાં ઝાડના પોકલ ઠરમાં છે."

"નામ?

"રોબર્ટ."

આ સાંભળતાંજ સર સીદની પેલા શખ્સ આગળ ગયો અને તેનો હાથ પોતાના હાથમાં લઇ કાંઇક હસીને બોલ્યો, "ત્યારે તો તું મારો મદદગાર હોવોજ જોઇએ. પણ ખુદાને હાજર નાજર જાણી કહુંછ કે હું હજી તને પિછાની શકતો નથી. હવે કહે મને કે તારૂં નામ શું? તું એટલો બધો બદલાઇ ગયલો લાગેછ કે—"

"સાહેબ, મારૂં નામ જૅક છે."

"જૅક! મારો મદદગાર જૅક તો માત્ર એક હતો, જેને ગ્લેનદેલ કેસલમાં લોર્ડ ગ્લેનદેલના કુતરાએ અધમુઆ કરી નાખેલો મેં મારી નજરોનજર જોયો હતો."

"અને મને અધમુવો થયલો જોઇ તમારા રસ્તા ઉપરથી મને સદાનો દુર કરવા માટે તમો નામદારે મારૂં ગળું દાબી મારો જાન લેવાની ધારણા રાખી હતી, એમજ કેની?" પેલા જૅકે હસીને જણાવ્યું.

"અને તે છતાં તને જીવતો જોઇ હું ખચિત—"

"દલગીર છો એમજ કેની?" જૅકે વધુ હસીને સીદનીનો વાક્ય પુરો કીધો.

"પણ જૅક, હવે મને તું કહે કે તું જીવતો કેમ રહેવા પામ્યો?"

જૅકે પોતાનો જે હેવાલ સર સીદનીને કહી સંભળાવ્યો હતો તે એવી મતલબનો હતો કે જયારે તેણે પોતાની નજર ખોળી ત્યારે તેણે પોતાને એક બિછાના ઉપર પડેલો જોયો અને પોતાનાં માથાં આગળ એક ઓરતને ઉભેલી જોઇ. એ ઓરત તે લેડી ગ્લેનદેલની દાસી હતી અને તે દાસી જૅકની પરણેતર હતી. બંને ધણી ધણીયાણી પોતા વચેનાં મતફેરથી જુદાં પડવા પછી તેઓનો એકાએક અજબ સંજોગ વચે ભેટો થઇ ગયો હતો, જેનું ભાન જૅકને પાછળથી થયુ હતુ. જૅક શુધ્ધીમાં આવતાં તેની પરણેતરે પેહલો સવાલ લૉર્ડ ગ્લેનદેલના વારેસ બેટા માટે પુછયો હતો અને તે આ મઅસુમ બચ્ચાનો પત્તો મેળવી આપે તો તેને પોતાના શેઠ પાસે ઇનામ અપાવવાની તેણીએ મોટી લાલચ આપી હતી પણ જૅક એકનો બે થયો નહિ. તેની પરણેતરે તેને ઘણીઓ નસિહત કહી સંભળાવી પણ તેનાં ભેજાં ઉપર સહેજ પણ અસર થવા પામી નહિ, એટલુંજ નહિ પણ તે પોતાની ફરેસ્તા ખસલત પરણેતરને લુટી, તેણીને માર મારી ગ્લેનદેલ કેસલ છોડી ગયો તેનો સ્વપનેબી ખ્યાલ કોઇને થયો નહિ. તે એકદમ સ્ટીમર ઉપર એક નોકર તરીકે ચહડી બેઠો અને લગભગ વીસ વર્ષે તેને લંડન અને સીદની યાદ આવ્યાં. કમનસીબે સીદની સાથે તેનો ભેટો રસ્તામાંજ થઇ ગયો જે પછી શું બન્યુ છે તે આપણે આ પ્રકરણમાં જોઇ આવ્યા છિએ.

"હવે બોલ, લંડન આવવાની તારી મતલબ શી?" જૅકે પોતાની લંબાણ કાહણી પુરી કીધા પછી સીદનીએ સવાલ કીધો.

"મને સર સીદની, તારી તરફથી નાણાંની મદદની મોટી જરૂર છે. મને એક સારી જેવી રકમ ફકત એકજ વાર આપ. પછી હું તારે રસ્તે આવશ નહિ."

"તારી એ અર્જ મારે કબુલ છે. જા, હું તને આવતી કાલે પાંચસો પાઉંડ આપશ. કેમ રાજી થયો?"

પાંચસો પાંઉડનો આંકડો કાને પડતાંજ જૅક એવો ખુશીમાં આવી ગયો કે તે સર સીદની અને પોતાની વચેનો તફાવતનો સેહજબી ખ્યાલ કરવા વગર તેને વળગી પડયો.

---

# પ્રકરણ ૨૯ મું.

સ્નાર્ક વકીલનાં ખુનની ખબરના સબંધમાં આખા લંડન શહેરમાં જોશભેર ચર્ચા ચાલી રહી હતી. દરેક ઘરેઘર એજ વાત ચાલી રહી હતી. અને એ ખુન માટે કહેરે મોહડાં શું ભાવે છે તેવા ટીકકાના બાણો છુટી રહયા હતા પોલીસે કીધેલી તપાસ ઉપરથી એટલુ તો સાબેત થવા પામ્યું હતુ કે ખુનીની ખુન કરવાની મતલબ કાંઇ ચોરી કરવાની હતી નહિ, કેમકે ખુનીએ મરનારની એક પણ ચીજને હાથ લગાડવાની જરૂર જોઇ હતી. નહિ મરનારની દરેક કીમતી ચીજ અનામત અને જયાં અને ત્યાં જેમની તેમ પડેલી હતી. ટેબલ ઉપર સોનાનુ ઘડીવાળ તેના હીરા જડીત છેડા સાથે પડયુજ રહયુ હતુ. ખુનીએ તે પણ ઉપાડી પોતાનાં ખીસામાં મુકવાની જરૂર જોઈ હતી નહિ.

પોલીસની ગમે તેટલી ચાંપતી શોધ છતાં ખુનીનો કશો પતો મળી શકયો નહિ વર્તમાન પત્રોએ અનેક અટકલો કીધી હતી. આવી રીતે દિવસો પસાર થતા ચાલ્યા. વકીલ સ્નાર્કનાં મરણથી તેનો બેટો જોકે મોટી દોલતનો માલેક થયો હતો, તોપણ તેને પોતાના પીદરના ખુન માટે હદથી જયાદા લાગતું હતું. તેને જયારે યાદ આવતું કે તેનો પીદર તેને દરેક રીતે સુખી કરવાને સદા એક પગે હતો ત્યારે તેનું હઇયું ભરાઇ આવવાથી ડુસકે ડુસકે રડી પડતો હતો. તેના પીદરનાં થયલાં ખુનથી આગલી પાછલી યાદ તેનાં મગજમાં ધાઇ આવી. તે એટલું તો જાણતો હતો કે તેના પીદર પાસે એક એવું આર્ચારિયું હતુ જેથી તેના મરનાર પીદરનો કાબુ સર સીદની ઉપર હદથી જયાદા હતો. વળી તે એટલુંમા જાણતો હતો કે તેના પીદરના હાથમાં એવી એક અદભુત શકતિ હતી જેની મદદથી તે એક ખુબસુરત ઓરતને મોટી દોલતની માલેક બનાવી શકે એમ હતુ આ બાબતને લગતો કાંઇક ઇસારો વકીલ સ્નાર્ક પોતાના બેટાને જોકે તક મલવે કરવાને ચુકયો હતો નહિ, પણ તે તેની યાદમાંથી હાલમાં ખસી ગયો હતો પણ બેનજામીનને હાલમાં એટલું તો યાદ હતું કે તેના મરનાર બાપે તેને છેલ્લે ઘલ્લે એવુ જણાવ્યું હતુ કે "બેટા, સાત દિવસમાં સીદની તારી સાથે પોતાની બેટીનાં લગન નહિ કરી આપશે તો મારી પાસે એક એવો અદભુત કાબુ છે કે હું તેને નામોશીની ધુલમાં રગડશ અને તેને ગ્લેનદેલ કેસલમાંથી બાહેર કાહડી તેની જગોએ એક ખુબસુરત ઓરતને ગ્લેનદેલ કેસલઉપર એક રાજ કરતી રાણી બનાવી શકીશ."

બેનજામીને ઘણુંબી ચાહયુ કે તેનો બાપ કઇ ખુબસુરત ઓરતને ગ્લેનદેલ કેસલની રાણી બનાવવા માગતો હતો તે તે શોધી કાહડે પણ તે તેમાં નિષ્ફળ

નિવડયો. તેના બાપે પોતાના મરણની બે ચાર દિવસ આગમચ વાત ઉપરથી વાત નિકળતાં તેની આગળ એવો ખુલાસો કીધો હતો કે તેણે પેલી ઓરત માટે બેતેવીયા ખાતેથી જે ચોકકસ ખબર મેળવી હતી તે તેણે કીધેલી અટકલને ટેકો આપનારીજ હતી. મરનાર અનેક વાર તેની આગળ બોલી ચુકયો હતો કે આખરે તેનીજ ફતેહ થનાર હતી. પણ તેની ફતેહ થવા પામે તે આગમચ તો તેનું ખુન થવા પામ્યું હતું. પોતાના બાપ માટેનો આ સઘળો ખ્યાલ કરતાં બેટાનું જીગર ચિરાઇ ફસાઇ જતું હતું.

આ સઘળી વીગત ઉપરથી બેનજામીનને જબરો શક પેદા થયો હતો કે આ ખુન સીદનીએ કીધું નહિ હોય તો તેણે એ માટે જરૂર ઉસકેરણી કીધેલી હોવી જોઇએ. એટલા માટે તે પોતાના મરનાર પીદરના તમામ એ-ચરિયાંઓ એવી મતલબથી શોધી વળ્યો કે તેમાંથી કાંઇક નવું અજવાળું બાહેર આવે તો તેના બાપના ખરા ખુનીનો પત્તો મલી શકે. પણ સર સીદની ઉપર તેના બાપનો કાણુ જે ઓચરિયાંથી હતો એમ મરનાર કહેતો હતો તે ઓચરિયું તેને હાથ નહિ લાગવાથી તે બહુજ દલગીર થયો. પણ તે દલગીરી થોડાજ વખતની હતી, કેમકે ચાંપતી તપાસ પછી કેટલાંક કાગળ્યાંઓ તેને મલી-આવ્યાં હતાં, જેમાં તેના બાપે બેતેવીયા ખાતેના તેના એજંટ સાથે ચલાવેલો પત્ર વહેવાર પણ સમાઇ ગયો હતો. આ કાગળો તેણે ધીરજથી વાંચ્યાં અને તે ઉપરથી તેને ઘણોજ ખુલાસો હાથ લાગ્યો, જે તેના માંગવા કરતાં પણ વધુ હતો.

વકીલ સ્નાર્કનો બેટાએ સર સીદની માટે કીધેલી શોધ પછી તે બીજે દિવસે સર સીદનીને મળવા જવા બાહેર પડયો. અને જયારે તે ગ્લેનદેલ કેસલમાં આવી પુગયો ત્યારે લેડી વારએવ પોતાના ખાવિંદના ખાનગી ઓરડામાં વાતમાં રોકાયલી હતી. નોકરે આવી સ્નાર્ક વકીલના બેટા બેનજામીનના આવ્યાની ખબર કીધી ત્યારે લેડી વેરીનાએ જોયું કે તેણીનો ખાવિંદ મોત જેવો ફિકો પડી ગયો હતો.

"એ બદમાશ એના બાપ કરતાં પણ વધુ બદજાત છે. લેડી વારએવ તુંજ એને સમજાવી અહિંથી બહાર કાહડ."

"પણ હવે આપણે શા માટે ફીકર રાખવી જોઇએ! વકીલ સ્નાર્ક તો આ જેહાનથી વાસો ઉઠાવી ગયોછ," લેડી વારએવે નાકનું ટીચકું ચહડાવી કહયું.

"પણ પેલું વીલ? સર સીદનીએ વીલની યાદ આપી.

વીલનું નામ સાંભળતાંજ લેડી વારએવ મોટેથી હસી પડી બોલી, "તમો

શું એમ ધારોછ કે જે ધણીએ વકીલ સ્નાર્કનું ખુન કીધુ તે ધણી શું તે વીલ વગરજ તેનાં મકાનમાંથી બાહેર નિકળ્યો હશે ?"

"પણ તે ધણી પાસકારા પાછો મારી આગળ પ્રટકયોજ નથી, જે ઉપરથી હું કહી શકુંછ કે તે વીલ મેલવી શકવા જેટલો ફતેહમંદ નિવડયોજ નથી."

"હું તે માનતી નથી. જયારે તેણે ખુન કરવા જેટલી હિમ્મત બતાવીછ તો તે વીલ નહિ મેળવવા જેટલું હિચકારાપણું બતાવે એમ હું માનતી નથી."

"પણ તે મુવોછ કયાં ?" લેડી વારગ્રેવની જીદથી સીદની કંટાળી કાંઇક ગુસ્સાથી પોકારી ઉઠયો.

"સર સીદની, એટલું તો જરૂર યાદ રાખજે કે પાસકારા તમારી આગળ આવ્યા વિના રહશેજ નહિ."

પોતાની પરણેતરને પાસકારા માટે આટલી બધી ખાતરી સાથે બોલતાં સાંભળી સીદની અજબ થવા વિના રહયો નહિ.

"સર સીદની, વકીલ સ્નાર્કનો બેટો દરોઇંગ રૂમમાં બોઠી થતો હશે, માટે જા, જઇને તેને મળ અને તે શું કહેછ તે સાભળ."

સર સીદની ધણીજ આનાકાની સાથે ગયો. તે નહિ જાણે તેમ લેડી વારગ્રેવ તેની પાછળ ગઇ. અને તેણીના ખાવિંદ તેમજ બેનજામીનની વાત તેઓ નહિ જાણે તેમ તે ભરાઇને સાંભળતી ઉભી.

---

## પ્રકરણ ૩૦ મું.

---

જયારે સર સીદની સ્નાર્ક વકીલના બેટાને મલવા ડ્રોઇંગ રૂમમાં દાખલ થયો ત્યારે બેનજામીન પોતાનાં માથાંને હાથનો ટેકા આપી વિચારમાં મસ્ત બની કાંઇ પણ હિલચાલ વગર બેસી રહયો હતો. જયારે બંનેની નજર એક થઇ ગઇ ત્યારે સીદની બેનજામીનનો ચહેરો જોઇ ચોકવા વિના રહયો નહિ. કેમકે તે હદથી જયાદા ઉતરી ગયો હતો. સીદનીએ પોતાને થયલી ઢીલ માટે તેની પાસે માફ માંગી અને તેણે સ્નાર્ક વકીલના અકાળ મરણ માટે બેહદ દલગીરી બતાવી. પણ તેની દલગીરીથી બેનજામીન તો હતો તે કરતાં વધુ છેડાઇ પડી

બોલ્યો. "સર સીદની, તમો મારા પીદરના મોત માટે જેટલું બોલો તેટલું થોડું છે કેમકે તેનાં મરણથી મારા ધાર્યા મેલે તમોને તો મોટો લાભ થવા પામ્યોછ. હુ તમારી દયા અને દિલસોજી મેળવવાને આજે અહિં આવ્યોજ નથી. હુ તો તમારા બાબમાં જે કામ મારા પીદર અધુરૂ મુકી મરણ પામ્યાછ તે સમુળગુ પુરૂ કરવા આવ્યોછ."

"વારૂં પછી?"

"મારા પીદર તમારી મોલાકાતે વારવાર શા માટે આવતા હતા અને તમારી સાથની છેલ્લી મોલાકાત વેળાએ તમો બને વચે શી શરત થઇ હતી, તેથી હુ પુરેપુરો જાણીતો થયોછ. મારા મરનાર પીદરે તમોને સાત દિવસની મહેતલ આપી હતી તે શુ ખરૂ નથી?"

"અમો વચેની તે છેલ્લી મુલાકાત વેળાએ શી શરત થઇ હતી તેની મને યાદ નથી. કેમકે તમારા પીદરની બકવા કરવાની રીતીથી હુ પુરેપુરો વાકેફગાર હતો."

"મારા પીદરે તમોને છેવટનો વિચાર કરવા માટે સાત દિવસની મેહતલ આપી હતી તે બિના પણ હું ધારૂછ કે તમો ભુલી ગયા નહિ હશો."

"પણ તેની એવી બકવાની મને સેહજબી દરકાર હતી નહિ. મરનારની એકજ એ ખામી હતી," સીદનીએ કચવાટથી જવાબ દીધો.

"પણ મારા પીદરના કબજામાં એવાં કાંઇક ઓચરિયાંઓ હતાં જેની રૂએ તમારી ઉપર મારા પીદરનો મજબુત કાબુ હતો."

"એમ તે કહેતો હતો પણ હુ તે માનતો હતો નહિ. તેને એવી ખોટી બકવા કરવાનું દિવાનપણુ લાગ્યુ હતુ તે હુ સારી પેઠે સમજતો હોવાથી તેની મને સેહજબી પરવા હતી નહિ"

"ત્યારે તમો એમ કહેવા માગોછ કે તમારી આબરૂ, ઇજત અને દોલતનો નાશકરી શકે એવું ઓચરિયુ મારા પીદરના કબજામા હતુજ નહિ?"

"નહિ, બિલકુલ નહિ," સર સીદની સતો થઇ બોલ્યો

"ત્યારે તમોને તમારી ખરા સ્થીતીનુ બિલકુલ ભાન નથી. તે ઓચરિયું મારા પીદર પાસે મોજુદ હતુ અને તે હાલમાં મારી પાસે મોજુદ છે." બેનજામીન એવા તો જુસ્સાથી અને લાગણીથી બોલ્યો કે સીદનીએ નકી માન્યુ કે તેના પીદર આઇઝેક વારએવનુ વીલ જેમ લેડી વારએવ ધારે છે તેમ પાસકારા બુઢા આઇઝેક પાસેથી લુટી લઇ જવા સામર્થવાન થયો હતો નહિ, પણ તે સ્નાર્ક વકીલનાં મરણથી તેના બેટાના હાથમાં આવવા પામ્યુ હતુ અને

તે તેની પાસે મોજુદ હતું. આથી તે ધભરાઇ ગયો, ફ્ગલાઇ ગયો. તેણે કાંઇક બોલવાની કોશેશ કીધી, "શુ અ–અ–આઇઝેક વ–વારગ્રેવનું વીલ ત–ત–તારી પાસે છે?"

"હા, છે. તું તે જોવા માંગતો હોય તો મારી—"

"આ બેનજામીન હુ—"

સીદની પોતાનો વાકય પુરો કરી શકયો નહિ. તેને કાંઇક કાચું કાપતાં સાંભળી તેઓ બનેની વાતચિત સાંભળતી છુપાયલી લેડી વારગ્રેવ તે ઓ બનેની અજાયબી વચ્ચે બાહેર ધસી આવી અને નાક ઉપર આંગળી મુકી અણુહદ ગુસ્સાથી બોલી, "ચુપ! સર સીદની! બેનજામીન બિલકુલ ખોટો છે. સર સીદની વારગ્રેવને નુકસાન પુગાડી શકે યા તેના આબરૂ ઇજતને ધોકકો પુગાડી શકે એવું એક પણ સાધન બેનજામીન તો શું પણ દુનિયાભરનો કોઇબી માણસ ધરાવી શકતો નથી."

લેડી વારગ્રેવનો દેખાવ આ વેળાએ કોઇને પણ ધભરાટમાં નાખે એવો હતો, એટલે પછી બેનજામીનના અકરાટ ધભરાટના પારનું પુછવુજ શુ? તે સર સીદનીને પોતાની પાસે વીલ મોજુદ છે, તેવુ જણાવી ધભરાવા જતા લેડી વારગ્રેવના એકાએક ફુટી નિકળવાથી તે પોતે ધભરાઇ ગયો અને તેણીના ચહેરા-ના દાબથી ગોયા દબાઇ ગયો.

લેડી વારગ્રેવ બેનજામીન તરફ ધિકકારની નજર ફેંકી પોતાના ખાવિંદ તરપ ફરી ગુસ્સાથી બોલી, "સર સીદની, હુ અજબ છુ કે તુ મુર્ખ શખ્સોના બેઅકકલી પટપટારાને નાહક ઉતેજન આપેછ તું સારી પેઠે સમજેછ કે જેમ એના બાપે તને ખોટી ધમકીથી ડરાવી પોતાના બેટા મટે વેરીનાનો હાથ માંગવાની શેખી કીધી હતી તેમ તેનો બેટો તે પરીસુન્ત બાનુનો હાથ મેળવવા તારી મુર્ખાઇનો લાભ મેળવી તારાં નબળાં મનમાં બિલકુલ વાહિયાત ખ્યાલ ઉભો કરવા અહિ ચાલી ચલાવી આવ્યોછ"

"બિલકુલ ખોટી વાત!" બેનજામીન લેડી વારગ્રેવની કાતર સમાન જબાનથી અજબ થઇ લગાર હિમ્મતથી બોલ્યો, "મને મીસ વેરીનાનો હાથ તેણીની દુનિયા ભરની દોલત છતા જોઇતો નથી આ દુનિયામાં મારે એકજ કામ કરવાનું છે, જે મારા પીદરના ખુનીને શોધી કાહડવાનુ છે જયાં સુધી હું એ કામ ખતમ કરશ નહિ ત્યાં સુધી હું જંપીને દમ લેવશ નહિ."

આ વેળાએ સર સીદની પોતાની પરણેતર લેડી વારગ્રેવની ગમે તેટલી હિમ્મત છતાં પાણી પાણી થઇ ગયો હતો. તેનો ચેહરો મોત જેવો ફિકકો થઇ

ગયો હતો લેડી વેરીનાએ આ સઘળું જોયું. તેણીએ ગુસ્સાથી પોતાના ખાવિંદ તરફ ડોળા કકડાવ્યા, હાથ અને પગ અફાળવા લાગી અને પોતાના ખાવિંદની મુર્ખાઇથી કાલને દુકાળ આજે પડવાની ધાસ્તીથી ઉશ્કેરાઇલી જેવી ડ્રોઇંગ રૂમમાં આમતેમ ફેરા ફરવા લાગી પણ સીદનીની આખ ઉઘડી નહિ. જોકે તેણીએ તેને ખાત્રી આપી હતી કે બુઢા સ્નાર્ક સોડેથી પાસકારા આઇઝેક વારએવનુ વીલ તેનું ખુન કીધા પછી મેળવી શકયો હતો, તોપણુ સીદનીની એ માટે હજી પુરેપુરી ખાત્રી થઇ હતી નહિ.

"ત્યારે તમો તમારા પીદરના ખુની તરીકે કોણુ ઉપર શક લઇ જાઓ-છે ?" સીદનીએ ધભરાટમાં ભલતોજ સવાલ કીધો.

"હુ કોઇને પણ બદનામ કરવા માંગતો નથી. પણુ સર સીદની, એટલું તો યાદ રાખજે કે જયાં સુધી મારી પાસે છેલ્લામાં છેલ્લી એક પાઇ રહેશે ત્યાં સુધી હુ મારી દોલત મારા પ્યારા પીદરના ખુનીનો પત્તો મેળવવામાં બરબાદ કરીશ પણુ જપીને બેસશ નહિ. જયારે મારા પીદરના ખુનીને ફાસીને માચડે લટકેલો જેવશ ત્યાં સુધી મારી દોલતની પાઇએ પાઇ ખોહવશ, ભટકશ, અને મારી જીદગી માટે એક રજભાર પણુ દરકાર નહિ કરશ."

આટલું બોલી તે એક છેડાયલા વાઘની માફક તે જગો છોડી ગયો.

બને ધણી ધણીયાણી તેના જવા પછી એક બીજાનું મોહડું ટીકવા મડી ગયા. લેડી વેરીનાને બેનજામીનની ધમકીની સોહજબી પરવા હતી નહિ, કેમકે તેણીએ પોતાની નજરો નજર પાસકારાના કબજામાં વીલ જેયુ હતું. પણુ સર સીદનીનો ગમ પાર વિનાનો હતો. બેનજામીને જાહેર કરેલા પોતાના ઠરાવથી તના જવા પછી તે ધુજવા મંડી ગયો હતો. તેનાં આવાં હિચકારાપણાંથી લેડી વારએવને ચીડ તો ઘણીંબી ચહડી, પણુ તે લાચાર હતી કેમકે તેઓ બંને એકજ કિસ્તીમાં સવાર બની પાહડ પેઠે ઉછલતા તોફાની મોજાઓના દયા ઉપર આમથી તેમ અફડાટ તફડાટમા પોતાના બાકીના દિવસો પસાર કરતાં હતાં.

"નહિ, નહિ !" બેનજામીનનાં જવા પછી સીદની પોતાની પરણેતરની હાજરી ભુલી જઇ પોતાનાં મન સાથે મોટેથી પોકારી ઉઠયો, "કદી નહિ, હું ફાંસીને માચડે જવા આગમચ હુ મારૂં પોતાનુંજ ખુન કરશ, હું મારૂં પોતાનુંજ લોહી પીવશ પણુ ફાસીને માચડે જવા એક પળવાર પણુ જીવશ નહિ."

લેડી વારએવ કાંઇક શાન્ત બની પોતાના ખાવિંદ પાસે ગઇ અને તેનાં ખભાં ઉપર પોતાનો નાજુક હાથ મેળી સમજાવટથી બોલી, "મારા પ્યારા

ખાવિંદ, તારા આવા દિવાના ખ્યાલોથી તું પોતે આ જહાનથી પાર થશે ને સાથે મને પણ ખોહાર કરશે. જો સાભળ, સ્નાર્ક વકીલનુ ખુન થયુછ ને તે ખુન કરનાર તુ જાણેછ તેમ પાસકારા છે. પોલીસની ગમે તેટલી ચાંપતી તપાસ છતા પાસકારા તેને હાથ લાગી શકયો નથી પાસકારા—'

"પણ પેલુ કમબખ્ત વીલ!" સીદનીએ પોતાની પરણેતરને આગળ બોલતી અટકાવી અજબ જીજ્ઞાસાથી પુછ્યુ.

"તે વીલ મેં તને આગળ જણાવ્યુ તેમ બેનજામીન પાસે નથી, પણ પાસકારા સોડે છે. અને તે એક ઇતાલીયન છે જે તમો અગ્રેજો જેવા હિચકારા હોતા નથી. પણ તેઓ જે કામ પોતાને માથે ઉઠાવેછ તે કામનો બદલો કેટલો મોઘો મલશે તેનો તેઓ પહેલા ખ્યાલ ધરાવેછ તેણે બુઢા સ્નાર્કના પેટમાં પોતાનુ ઝહરી ખજર ચલાવી દીધુ તે આગમચ તેણે વીલ પોતાને કબ્જે મેલવવાની પકી ખાત્રી રાખેલી હોવી જોઇએ. અને તે મુજબ તેણે મેળવ્યુછ"

"ત્યારે તો વીલ મને સપુરદ કરી પોતાનુ ઇનામ લઇ લેવા તે કાં આવી મરતો નથી?" સીદનીએ જબરા ફફડાટ વચ્ચે સવાલ કીધો

"મારા પ્યારા સીદની, તમારો ગમ બેજા છે. તે જરૂર આવવાનો. જે વખત જાયછ તેમાં તે આવવા વિના રહેવાનો નથી."

"પણ તારે એમ સમજવાનો સબબ?" સીદનીએ પોતાની પરણેતર તરફ ગુસ્સાની નજર ફેરવી સવાલ કીધો

"અને એ સબબમાંજ મારો ભેદ સમાયલો છે, જે હુ હમણાં બોલવા માંગતી નથી. સીદની, મારી ઉપર ભરોસો રાખ. આપણે બનેએ એકજ કિશતીમાં ભર દરિયે તોફાન વચે ઝોકાવ્યુજ. હુજ પાસકારાને પુગી વળી શકીશ. અને એક વખત એવો આવશે કે જે વીલની રૂએ આપણે ભીખારી થવાની ધાસ્તીમાં છિએ, તેજ વીલ તું તારાજ હાથે ધગધગતા અગારને સપુરદ કરવા શકિતવાન થશે."

સીદની પોતાના પરણેતરની હિમ્મતથી એટલો બધો તો ખુશીમાં આવી ગયો કે તેણે તેણીના બને હાથો પોતાના હાથોમાં પકડી તે પોતાની બને આંખોમા દાબ્યા અને તે ઉપર પ્યારથી એક ચુબન લીધું.

આ વેળાએ લેડી વારગ્રેવ વિશ્વાસુ દાસીએ દાખલ થઇ જણાવ્યું કે લેડી વોલતર તેણીને મળવા આવી હતી. તરતજ લેડી વારગ્રેવ પોતાની પ્યારી સહીને મળવા પોતાના ખાવિંદને છોડી ગઇ અને આવી રીતે સીદની એકલો,

પડયો. તે ઝાઝો વાર એખલો રહયો નહિ. તેની પરણેતરની ગમે તેટલી હિમ્મત છતા તેનાં મગજને શાંતિ હતી નહિ. તેણે પોતાના મકાનના પાછલા ભાગના બાગ તરફ ચાલુ મુકયુ.

---

## પ્રકરણ ૩૧ મું.

---

ખુશનુમા બાગની થડી લેહકીથી સર સીદની વારગ્રેવના જળતાં જીગરને સેહજબી રાહત મલી શકી નહિ. ફુલોના પમરાટે તેના મગજને સેહજબી શાંત કીધુ નહિ. તેની પરણેતરે જોકે તેને બની શકતો સધિયારો આપ્યો હતો, તોપણ તેને સેહજબી ચેન કે આરામ હતો નહિ આઇઝેક વારગ્રેવનુ વીલ અને રોબર્ટનુ ખુન દર પળે તેની નજર આગળ આવતા હતા વળી તેમા સ્નાર્ક વકીલના ખુનથી તેના દરેગાજના ધસક ધ્રુજારામા મોટો વધારો થયો હતો તેણે જોકે પાસકારાને સ્નાર્ક વકીલનુ ખુન કરવા સિધી રીત ઉસકેયો હતો નહિ, તોપણ તે જાણતો હતો કે તેની ઉસકેરણીથીજ અને તેણે આપવા કહેલી મોટી લાલચથીજ પાસકારા સ્નાર્ક વકીલનો ખુની બન્યો હતો, જે માટે તે પોતે જોખમદાર ઠરતો હતો અને જેમ રોબર્ટ વકીલના લોહીથી તેના હાથ ખરડાયલા હતા તેમ સ્નાર્ક વકીલના લોહીમા તેના હાથ આડકતગ બોળાયલા હતા.

આ ખ્યાલ થતાજ સર સીદની માથાથી તે પગ સુધી કમકમ્યો. પણ બીજીજ પળે તે હિમ્મત રાખી બોલ્યો —

"અગરજો મારા પીદરનુ વીલ મારા હાથમા આવવા પામે, અગરજો તેનો નાશ મારા પોતાને હાથે થવા પામે તો પછી પેલા ઇતાલીયન પાસકારાનુ હંમેશ સુધીનું ગળુ દાબી દેતા મને વાર કેટલો? હા! મારા હાથમાં પાસકારા વીલ મુકે તો તેને બાળીને રાખ નહિ બનાઉં ત્યા સુધી ત્યાથી એક કદમ પણ આગળ પાછળ ભરૂ નહિ"

તે આવી રીતે બડબડતો બાગમાં આમથી તેમ લટાર મારતો હતો. તે આ વેળાએ બાગના કયા ભાગ તરફ આવી લાગ્યો હતો તેનો તેને મુદલ ખ્યાલ હતો નહિ તેના કદમ તેને જયાં લઇ જાય ત્યા તે ચાવી આપેલાં પુતળાંની માફક ધસ્યો જતો હતો.

તેણે પાછો બડબડાટ શરૂ કીધો —

"મને મોટો શક છે કે મારી પરણેતર લેડી વારગ્રેવ, જયાં છે ત્યાં

પેલા ઇતલીયનને મળેલી હોવી જોઇએ. એ બંનેની મોલાકાત કોણ જાણે કયાં થઇ હશે! રખેને તેમની મોલાકાતમાં કાંઇ ભેદ સમાયલો હોય!"

તે થોડીક પળ વિચારમા પડયો અને પછી તે વધુ મોટેથી પોતાના મન સાથે બડબડયો —

"મારે શા માટે મારી પરણેતર ઉપર શક લઇ જવો જોઇએ? તેણીનો અને મારો લાભ સહેજબી જુદો પડતો નથી. કદાચ અમો બને જુદો જુદો રસ્તો લેતા હોઇશુ પણ આખરે તો અમો એકજ રસ્તે આવી અટકીશુ મારી પરણેતરે લેવા ધારેલો રસ્તો આફતમાથી બાહેર નિકળવાનો છે.'

વળી તે વિચારમા પડયો તે ધીમા પણ મજબુત કદમે બાગના છેક દુરનાં એકાત ખુણાંમા જઇ લાગ્યો હતો એ ઠેકાણે ઝાડીઓની મસ મોટી ઘટા આવી રહી હતી. અને ત્યાનો દેખાવ બાગના બીજા ભાગ કરતાં ઘણો એકાત લાગતો હતો. તે વળી પોતાના મન સાથે બડબડયો —

"મારે મારી પરણેતરને મારા વિશ્વાસમા લેવીજ જોઇએ. મારી પાપી જીદગીમા મારે તેણીને શરીક કરવાજ જોઇએ. હવે મારા પાપી જીદગી સામે એકલે હાથે બાથ ભીડવાની મારામા તાકાત નથી મારે મારી સિહા જીદગી સલામતી સાથે ગુજર કરવા માટે મને મારી પરણેતરની મોટી જરૂર છે. અગરજો—"

પણ તે વધુ બોલી શકયો નહિ કેમકે પાસેની ઝાડીમાંથી વાત કરવાનો કોઇનો ધીમો પણ પરગરો અવાજ તેના કાનને આવી અથડયો.

તેના બાગના આવા સર્વથી એકાત ભાગમાં કોણ વાતમાં રોકાયલુ હતુ, તે તે સમજી શકયો નહિ. જોકે વાત કરવાનો સાદ તેને કોઇક દિવસ સાભળેલો હોય એવો લાગ્યો તોપણ તે યાદ કરી શકયો નહિ કે તે અવાજ કોણ ઓળખીતાનો હતો.

અંતે તે ચોંકી બોલી ઉઠયો, "ઓ ખુદા! એ તો પેલા ઇટલીયન પાસકારાનો અવાજ છે."

સર સીદનીની અટકલ ખરી હતી. ઝાડીમાં છુપાઇ વાત કરનાર પાસકારાજ હતો, જે નીચે મુજબ ઉસકેરાઇને બોલતો હતો —

"તું મારી પ્યારી બેટી છે. હું તારો બાપ છું, પણ તારા માટે બુરામાં બુરો શ્રાપ છુ. ખુદાએ તને જીદગી, જવાની, જોશ, જોમ જર અને ખુબસુરતીથી આબાદ બનાવીછ, અફસોસ! મે મારી જીદગી પાપોથી બરબાદ બનાવીછ. મારી પાપી જીદગીના માત્ર એકજ ઉમેદ છે, જે તુ મારી બેટી નેક છે, લાખોમા એક છે. તારા મિઠી તસ્વીર મારી પાપી જીંદગીની તાવીઝ છે.'

આ વેળાએ પાસકારાનો અવાજ સર સીદનીના કાને અથડતો બંધ થઇ ગયો થોડીક પળ ચુપકીદી ફેલાઇ, જે પછી પાસકારાનો અવાજ ફરીથી પેલી ઝાડીમાંથી નિકળી તેના કાનને આવી અથડયો

"હું તને મારાં ધુંટણીએ પડી જણાઉછ કે મારેથી તું કમકમીને પાછી ના હઠ હું જોકે આખી દુન્યા માટે બુરામાં બુરો આઝાબ છુ, પણ આખર તો હુ તારો બાપ છુ. ઘડી ભર હું સારી જેહાનનો ખુની બનશ, પણ તારો એક બાળ વટીક મારેથી વાંકો થવાની ધાસ્તી ના રાખ. ઓ ! હુ કેવું ઇચ્છુછ કે તુ તારી મિઠી જબાનથી તારા બાપ તરીકે મને બોલાવે હું તારા પગ હેઠલની ખાક ચુમવાને તઇયાર છું. તારો ગોલામ, તારો કુતરો બનવાને ઇતેજાર છુ. જેટલા પ્યારથી તું તારા કુતરાને ચાહેછ, તેના અરધાજ પ્યારથી મને ચાહવાને તારો હું બાપ તને આઝીજી કરૂછ. મારી પ્યારી બેટી, મે જોકે તારી તરફ એક બાપની ફરજ પાળી નથી, તોપણ મારૂ જીગર ચિડીને જો કે તે તારી મોહબત વિના ખાલી નથી મારી જીંદગી ખુન, કાવત્રા અને કારેસ્તાનીથી ભરી છે, પણ જો કે મારી રગેરગમાં તારે માટેની મોહબત ભરી છે."

"ઓ ખુદા !" એક નાજુક અવાજ સર સીદનીને કાને અથડયો, "શુ મારી જીંદગીનુ બારકસ દુખોના દરિયામા સદા ડુબેલુજ રહેશે ? અફસોસ કે મોત સિવાય મારો કોઇ હબીબ નથી, તુ સિવાય મારાં દુખનો કોઇ તબીબ નથી."

સર્પે ડખ માર્યો હોય તેમ સર સીદની ચોંકયો. કેમકે તે નાજુક અવાજ વેરોના વારગ્રેવનો હતો.

"ઓ ખુદા! શુ વેરીના પાસકારાની દુખ્તર! અને લેડી વારગ્રેવ પાસકારાની પરણેતર!" સઘળો ભેદ ખુલ્લો થઇ જવાથી સર સીદની કપાળ કુટી પોતાના મન સાથે બોલ્યો, "ત્યારે ઓ ખુદા! મેરીગો કોરદીયાની અને પાસકારા બને એકજ કે ?"

આટલુ બોલી તેણે ઝાડીમા પોતાનું ડોકુ ઘણીજ સંભાળથી ખોસ્યું અને નજર કીધી તો તેણે પાસકારાને વેરીના આગળ ધુટણીયે પડેલો જોયો, જયારે વેરીના એક ઝાડ ઉપર પોતાની ડોકી નાખી દઇ ડચકા ખાતી હતી. તેણીનો જમનો હાથ મેરીગો ઉર્ફે પાસકારાના હાથમા પકડેલો હતો જે તેણે પોતાની આંખોમાં ડાબી રાખ્યો હતો.

---

# પ્રકરણ ૩૨ મું.

સર સીદનીએ એક પળમાં જોઇ લીધું કે પાપી મેરીયો કોરદીયાની પોતાની ઝેહરી જબાનથી વેરીનાની એક બેટી તરીકેની મોહબત જીતી જવા સામર્થવાન થયો હતો. મગરૂર વેરીના પોતાના પીદર તરફના પ્યારથી આજેઝ બની ગઇ હતી. તે પોતાના બદમાશ બાપની ચાપલુસી આગળ માહત બની ચુકી હતી.

તેણીએ પોતાના પીદર તરફ જોયુ, તે વખતે તેણીની બને આંખોમા એક જાતની રોશની બળતી તેણીના બદમાશ પીદરે જોઇ તે રોશની એકાએક કેમ જન્મ પામી હતી તે તે સમજી શકયો નહિ, તોપણ તેણે એટલું તો જોઇ લીધું કે તેની બેટીની મગરૂરી ઉપર પડેલી સજજડ ફટકાની અસર રફતે રફતે દુર થતી હતી.

"વેરીના, મને ખરૂ કહે કે જે શખ્સને તું તારો બાપ સમજેછ અને જેણે તારી માદરને મારા પાસામાંથી સદાની છિણવી લઇ મને બદ ચલણુ બનાવ્યોછ તેને તુ એક બેટીના પ્યારથી ચાહી શકશે?"

આ સવાલનો જવાબ વેરીનાને મોહડેથી શું નિકળે છે તે સાંભળવાને જેટલો મેરીયો કોરદીયાની ઉર્ફે પાસકારા ઈંતેજાર હતો તે કરતા સર સીદની ઓછો ઈંતેજાર હતો નહિ.

સર સીદનીએ વેરીનાને સુખી રાખવાને સેંકડોની રકમની પરવા કીધી હતી નહિ. વેરીના જોકે તેની પોતાની બેટી નહિ હતી તોપણ તેણે તેણીની ઉપર પોતાનો તન, મન, ધન, વગર અંકુશે અરપણુ કરી દીધુ હતુ. આથી કોઇનેબી સ્વપને પણુ ખ્યાલ ગયો હતો નહિ કે વેરીના સર સીદનીની બેટી હતી નહિ.

'વેરીના," વેરીનાને ચુપચુપ ઉભેલી જોઇ મેરીયોએ પાછો સવાલ કીધો, "વેરીના, જે બદમાશે તારા ખરા પીદરની મોહબતથી તારી માદરને વિખુટી પાડી તે બદમાશને તેના ખેતાબ અને દોલત છતાં તુ ચાહી શકશે?"

વેરીના આ સવાલનો જવાબ આપતાં પેહલાં તો અટકી, પણુ બે પળ પછી તે હિમ્મતથી બોલી—

"કદી નહિ, તેની કાહરૂનની દોલત ખાતર પણુ નહિ."

પેલા ઇટલીયનનો ચેહરો ફુલની માફક ખીલી નિકળ્યો, જયારે સીદનીનો ચેહરો મોત જેવો ફીકકો બની ગયો.

"પણુ એનો સબબ, મારી પ્યારી બેટી?" મેરીયોએ પોતાની બેટીને બીજો સવાલ કીધો.

"કુદરત! તેની અને મારી રગમાં દોડતું લોહી જુદું હોવાથી હું તેને ચાહી શકી નહિ, તો મારી માદરને મારા પીદરથી જુદા પાડવા પછી હુ તેને કેમ ચાહી શકું? મારૂં લોહી જોશદાર છે, ઝનુની છે, જ્યારે તેનુ લોહી થડું છે, માંદુ છે. તે મારો બાપ નથી, વાલી છે, મારૂં જીગર તેની તરફની મોહબ્બત વિનાનું બિલકુલ ખાલી છે. તે ગમે તેટલો અમૃત છે પણ મારી નજરમાં તે ઝહરની પ્યાલી છે."

"અને વેરીના, મને જવાબ દે કે તારી માદર તરફનો તારો પ્યાર કેવો છે?"

"તે એક મિઠો મેવો છે. જોકે પાપી તેણીનું જીગર છે, તે ગુનેહગાર સરબસર છે પણ આખરેસબી મારી માદર છે"

"ત્યારે કહે મને કે તારી રગમાં મોહબત કોણ તરફ ઉછળેછ? બોલ, આ જેહાનમાં તું કોણને ચાહેછ? તું જવાન છે, ખુબસુરત છે. તારી રગમાં ઇટલીયન લોહી દોડેછ. ઇટલીયન ઓરતો મોહબતમાં ગરમ રહેછ. બોલ, તારો પરસ્તાર કોણ છે?"

આ સવાલથી વેરીનાની આંખોમાંથી એક આંસુ ખરી પડયું.

"હા!" મેપીઓ કોરદીયાની ગુસ્સાથી પગ અફાળી બોલ્યો, "મારી પ્યારી બેટી, તારા જખમ ઉપર નિમક છાટવા માટે મને માફ કર. તે શખ્સ દીવાનો હોવો જોઇએ કે તારા જેવી એકને ચાહવાથી તે મરદુદ એટલો બધો દુર છે! પણ તેને કયાં ખબર છે કે મારા કીનાનો ઢગઢગતો અગાન તેને માથાંથી પગ સુધી બાળી નાખશે! વારૂં, તારા પ્યારાને તારા પાસાંમાંથી છિનવી લેનાર દદા કોણ છે? તેણીનું નામ શુ?"

"તે પુછવાનો સબબ?" વેરીનાએ પોતાના પીદરના દીવાના જેવા ચેનચાલાથી બીહી ધ્રુજીને પુછયું.

"તારૂં દુઃખ તે મારૂ દુખ છે. તને દુ.ખ દેનાર મારો દુશમને જાન છે, તે ગમે તેવો ફરેસ્તો હોય પણ મારી નજરમાં તો તે શૈતાન છે. બોલ, તે ઓરતનું નામ શુ?"

"હીલદા."

"અને તેનો આશક?"

"સીરીલ હરબર્ટ."

"એ ખુદા! આફત!"

"બોલ, પીદર, તું એ બને ઉપર મારો કીનો લેશે ? તેઓ બંને ઉપર કીનાનો કેહર વરસાવી મારાં જળતાં જીગરને તું શાંત કરશે ?"

સીદનીએ જોયું કે આ સવાલ મગરૂર વેરીનાએ બદમાશ મેરીયોનાં ગળાંમાં પોતાના બને નાજુક હાથો નાખી ઘણાજ કાલાવાલાની અદાથી કીધો હતો.

"કીનો !" મેરીયો દાંત પીસી બોલ્યો "કીનો પુછેછ, વેરીના ! હું મારા કીનાનો કેહર તેઓ ઉપર એવો તો વરસાઉં કે તેમનાં હાડેહાડ ધુજાઉં અને રગેરગ જળાવું."

"શાબાશ ! શાબાશ !! ખરા બાપની મોહબત તે એ. કયાં મારા ખોટા બાપનો મારૂં જીગર જખમી કરી નાખનારો થડો જવાબ ! ને કયાં મારા ખરા પીદરનો મારા દુશમનોનું જીગર ચિડી નાખનારો ગરમાગરમ જવાબ. પીદર, તમો મારા પીદર ગુનાહગાર છતાં બેટી તરફની મોહબતમાં બેસ્તવાર છો. તમો મારા પીદર થવાને ઇંચેઇંચ સજાવાર છો. વર્ષો સુધી સર સીદનીએ મારા પાલનહાર તરીકે મારી ઉપર કીધેલા હજારો હજાર ઉપકારો આજના તમારા એકજ ઉપકાર આગલ પાણી ભરેછ."

મેરીયો કારદીયાની જોશમાં આવી પોકારી બોલ્યો, "શાબાશ ! આફ્રીન ! હા ! આજે તારા જેવી સમજુ, શ્યાની અને બાહદુર બેટીના બાપ તરીકે હું મારા કપડાંમાંબી સમાતો નથા. અને મારી તરફની તારો જોશદાર મોહબતના એક અદના બદલા તરીકે તારા હાથમાં હુ એક આચરિયું મુકવા માંગુછ, જે તને ગ્લેનદેલ કેસલની રાજ કરતી રાણી સહાની બનાવશે. આ કીમતી આચરિયુ તે છે જે વડે તારા પ્યારમા જબરી હરોફ થઇ પડેલી હીલદા તને ગ્લેનદેલ કેસલના બાદશાહી મકાનમાંથી ઠોકરે મારનાર હતી, અને ભીખારો કરતા તારી બદતર બુરી હાલત બનાવનાર હતી."

આ વેળાએ સર સીદનીનો દમ ધમણુની માફક ફુંકતો હતો. તેનો ચહેરો મોત કરતાં પણુ વધુ ફિકકો પડી ગયો હતો.

"પીદર, તું કયાં આચરિયાં માટે બોલેછ ?" વેરીનાએ બેહદ ઈંતેજારી વચ્ચે સવાલ કીધો.

"તે આચરિયું આઇઝેક વારગ્રેવનું વીલ છે." આ પછી તેણે વીલને લગતી તમામ કેફિયત જેથી તે જાણુતો થયો હતો તે તેણે પોતાની બેટીને કહી સંભળાવી.

"નહિ, નહિ, કદી નહિ. તે મારાં પાસાંમાંથી સીરીલ હરબર્ટને લુટી ગઇછ, પણુ પીદર, તારી મદદ વડે હું તે ખુબસુરત દદાને આઇઝેક વારગ્રેવનાં વીલમાં-

ની દોલત લુટવા દેવશ નહિ. એ દદા અને તેણીના ખાવિંદ ઉપર મારા વેરનો ઢગઢગતો અંગાર વરસાવાને મને દોલતની મોટી જરૂર છે. પણ મારા વાહલા પીદર, મને કહે કે એ વીલ તારા હાથમા કેમ આવ્યુ? મે એ વીલ માટે સાંભળ્યુંછ ખરૂ, પણ તે તો સ્નાર્ક વકીલના કબજામા હતું. અને તે તો મરી ગયોછ."

"મરી ગયોછ!" મેરીયો કોરદીયાની પોકારી ઉઠયો, "અરે કહે કે તેનું ખુન થયુછ."

"ખુન!" વેરીના કમકમીને બોલી, "પણ કહે કે તે બુઢાનો ખુની કોણ?"

"તારા પીદરના હાથોએ તે ચડાળનુ લોહી રેડયુંછ," મેરીયોએ ખુની જેવા ડોળા કાહડી સાચો એકરાર કીધો.

વેરીના પોતાના પીદરથી કમકમી પાછળ હટી ગઇ. પણ બીજીજ પળે તે પોતાના પીદરનો ચેહરો મગરૂરીથી ટીકવા લાગી. પીદરે બેટીનો હાથ વ્હાલથી પોતાના હાથમાં લીધા અને વધુ જુસ્સાથી તે બોલી ઉઠયો —

"પ્યારી બેટી, જેને તુ ખુન કહેછ તેને હુ ઇનસાફ કહુછ. બુઢા કંગાળ સ્નાર્કના હાથમા થોડાક કલાક વધુ વીલ રહેવા પામ્યુ હોત તો તેણે તને ભીખારી હાલતે ગ્લેનદેલ કેસલમાંથી બાહેર કહાડી હોત અને તારી જગો ઉપર તારી હરીફ હીલદાને આ મેહલમા રાજ કરતી રાણી બનાવી હોત. તે બુઢો, સર સીદની વારગ્રેવ ઉપર વેર લેવાને બુરૂં પગલુ ભરવાની અણી ઉપર હતો તેજ પળે મોતે તેનુ ગળુ દાબી દીધુ અને તેની ઉમેદ ધુલમા મલી."

વેરીનઃ ફાટેલા ડોળાએ જોતી પોતાના પીદરની વાત સાંભળતી ઉભીજ રહી. તે સગેમરમરના કોરી કાહડેલાં પુટલાંને વધુ મળતી આવતી હતી. તેણીની રગેરગમાં કીનાનુ લોહી જોશબધ દોડતું હતુ. તેણીના બંને નાજુક સુફેદ સુવાલા હાથો તેણીની ધમણુ મિસાલ ધડકતી છાતી ઉપર પડેલા હતા તેણીના માથાંના વાળો આમ તેમ વિખરાઇ છાતી ઉપર પવનની થડી લેહકીથી હિચકા ખાતા હતા. તેણીની લોહીની તરસ જેવી આંખો એક ચિને પોતાના પીદરના સોહામણા ચહેરા ઉપર ચોંટી બેઠી હતી.

---

# પ્રકરણ ૩૩ મું.

---

આ એક જોવા જોગ ચિત્ર હતું.

મેરીયો કોરદીયાની જેનું જીગર પથર જેવું સખ્ત હતું તે પોતાની જનેતી બેટી આગળ મોમ મિસાલ નરમ બની ગયો હતો. તેણે જોયું કે બુઢા સ્નાર્કનું ખુન કરવાનો એકરાર સાંભળી વેરીના કમકમાટથી ધ્રુજી હતી. તાહડનું એક સખ્ત લખલખું તેણીનાં બદનમાથી પસાર થઇ ગયું હતું. વળી તેણીનો ચહેરો મોત જેવો ફિક્કો પડી ગયો હતો.

"બેટી," મેરીયો કોરદીયાનીએ ધાડા અવાજે આગળ ચલાવ્યું, "બુઢા સ્નાર્કને મોતની નિંદમાં સુવાડનાર હું હતો. તેની જીંદગીનો ચેરાગ બુજાવનાર હું હતો. પણ એમ કરવાને ઉસકેરનાર બીજોજ ધણી હતો, જે તારો ખોટો બાપ સર સીદની હતો."

આ સખુનો મેરીયોનાં મોહડાંમાંથી નિકળતાંજ એક ધીમી ચિચ્યારી પાડી તે બોલી, "કોણ, સર સીદનીની ઉસકેરણીનો બુઢો સ્નાર્ક ભોગ થયો? અને એ સંજોગનો સબબ?"

"સબબ! ગજબ! પેલું વીલ! આઇઝેક વારગ્રેવનું વીલ, જે વીલની રૂએ સર સીદની એક ફુટી બદામ વિનાનો થવાની અણી ઉપર છે. એ વીલ લુટી તારો ડોળઘાલુ ખોટો બાપ હકદારનો હક લુટવા માંગતો હતો. એ વીલ લુટવાને બદલે બુઢા સ્નાર્કનુ લોહી રેડવાને અણે મને ઉસકેર્યો. મે તે હાથ કીધું પણ તે કોઇને માટે નહિ, પણ મારાં લોહી, તે તારા માટે છે. ગ્લેનદેલ કેસલની રાજકરતી રાણી તુંજ લાયક છે, તારી હરીફ હીલદા ઉપર હજાર વાર લઆનત છે! હએફ છે!"

પણ મેરીયો કોરદીયાનીએ જોયું કે તેની પ્યારી બેટીનો ચેહરો તેના એવા બોલવાથી સેહજબી હસ્તો યા મલકાતો જણાયો હતો નહિ. ગ્લેનદેલ કેસલની ખરી હકદાર હીલદાને રખડતી કરી તે બાદશાહી મેહલની રાણી તે પોતે બનનાર હતી તે માટે તેણીની છાતી સેહજબી ખીલી નિકલી નહિ. સામી તેણીની જોબનવંતી છાતી બેહદ ઉસકેરનીની મારી ધમનની માફક ફુંકતી રહી હતી.

"ગ્લેનદેલ કેસલની હું રાણી! પીદર, એ શું મારાં સુખની નિશાની! હરગીજ નહિ. જેને મેં ચાહયો, તેને મેં ખોહયો. બોલ, પીદર, ત્યારે મારાં સુખનો સેતારો કયાં રહયો? તે ગયો, સદાનો ગયો! અગરચે ગ્લેનદેલ કેસલની

રાણીને બદલે, હું સારી જેહાનની માહરાણી બનું અને હીલદા નીચમાં નીચ અને કગાળમાં કંગાળ ભીખારી બને, તોબી સીરીલ હરબર્ટ હીલદાને ધિક્કારી મને ચાહવાનો નથી. મને મેળવવા તે દદાને ખોહવાનો નથી. હીલદાના હાથમાંથી ગ્લેનદેલ કેસલ જતો રહેલો જોઇ તે રોવાનો નથી ?"

પોતાની બેટીની આટલી હદ સુધીની નાસીપાસી જોઈ મેશ્રીયો કોરદીયાની પણ નાઉમેદ બની ગયો. તેની આ નાઉમેદી વેરીનાએ તેની આંખોમાંથી આબાદ જોઇ લીધી. તે વધુ જુસ્સાથી બોલી, " પીદર, અગરજો તું મને સુખીજ કરવા માંગતો હોય, મને હસ્તી રમતી જોવા માંગતો હોય તો મને ગ્લેનદેલ કેસલની રાણી બનાવવા કરતાં હીલદા અને સીરીલ હરબર્ટનાં નિકાહ થવામાં ભંગાણ પડતું જોતી બનાવ હું પોતાને ગ્લેનદેલ કેસલની રાણી બનેલી જોવા કરતાં હું તેઓ વચેની જુદાઇ, તેમનો જુદાપો જોવા માંગુછ. ઓ! તેમના નીકાહ મારી જીંદગીને ચાકચાક કરશે, મારી મગરૂરીને ખાક કરશે. તેમની યા તારી જીદગીના ભોગે હીલદાને સીરીલ હરબર્ટથી દુર કર. શીશાને તેમાંના લાલમલાલ શરાબથી ચુર કર. સાંભળ પીદર, કે મારું એકલું સર્વોતમ સુખ એ બનેની જુદાઇ છે, મારી આંખોની થડક બંનેની જુદાઇ છે. બોલ, પીદર, કે તારાં જીગરમાં એક પીદર તરીકેની વફાઇ છે ?"

" છે, બલ્કે સવાઇ છે," મેશ્રીયો કોરદીયાની પોતાની જગોએથી ઉછળી બોલ્યો.

પણ આ વેળાએ લેડી વારશ્રેવનો સાદ તેઓ બંનેના કાને પડયો. તે માતા પોતાની પ્યારી બેટીને શોધતી ત્યાં આવતી હતી. પોતાની પરણેતરના અવાજથી છુપાયલો સર સીદની પણ ચોંકયો તેણે જોઇ લીધું કે વેરીના પોતાના હકદાર પીદરથી છુટી પડવાની તઇયારીમા હતી, એટલે તે જગોએથી સટકી જવામાં તેની સલામત સમાયલી હતી. તે બોલ બોલતાંમાં ત્યાંથી નિકળી ગયો અને પોતાના ખાનગી ઓરડામા પોતાની માનીતી આરામ ખુરશી ઉપર નિસોસ થઇ પડયો. પણ ત્યાં તેને માટે વધુ જાલેમ નાસીપાસી મોજુદ હતી, મગજની શાંતિ હજી તેનેથી સો કોસ દુર હતી. ખુરશીની પાસે એક ટીપઇ ઉપર એક રૂકો પડેલો હતો, જેનાં પરબીડાં ઉપર 'ઘણુ તાકીદનુ' એવા હર્ફો લાલ સાહીથી લખેલા હતા, અને તે કાગલ દેખઇતું સરકારી હતું.

ધુજતા હાથો અને ઠરઠરતાં જીગરે સર સીદનીએ તે કાગલ ઉખેડયું તે નીચે મુજબ હતું —

"પ્યારા સર સીદની— ગ્લેનદેલ ડીસ્ત્રીકટના એક માજીસ્ત્રેટ તરીકે હું

તમુને લખી જણાઉં છું કે એ વિભાગમાં તમારી માલેકીનું લાકડાંનું જે વન આવ્યું છે તે જંગલમાં એક બહુજ શાક્ષી દરખ્ત આવેલું છે. એ દરખ્ત ઉપર ગઇ કાલે વિજળી પડવાથી તે તેનાં થડમાંથી તેમજ વચલા ભાગમાંથી કપાઇ ગયું છે. પણ મોટી અજાયબીથી તો એ છે કે તેમાંથી એક માણસનું હાડ-પિંજર મલી આવ્યુ છ."

તે તે કમબખ્ત રૂકો આગળ વાંચી શકયો નહિ. તે એક ભયંકર ચિચ્યારી પાડી હેબતથી બેસુધ્ધ થઇ જમીન ઉપર ઉંધે મસ્તક પડયો.

## પ્રકરણ ૩૪ મું.

રોક કલીફનાં ગામડાંમાં લેડી ગ્લેનદેલના મકાનમાં આજે અસાધારણ ગડબડ ચાલી રહી હતી. કેમકે એક શખ્સને રસ્તામાંથી લોહીલુવાન અને બેસુધ્ધ હાલતમાં તે મકાનમાં રાહદારીઓ ઉચકી લાવ્યા હતા. અને તે તરફ આ બનાવે એટલી બધી તો ઉસકેરની ફેલાવી દીધી હતી કે સીરીલ હરબર્ટ એક તબીબને લઇ લેડી ગ્લેનદેલનાં મકાનમાં પુગી ચુકયો હતો. તબીબે તે કોઇ નહિ જણાયલા શખ્સને સુધ્ધીમાં લાવવાને ઘણીબી કોશેશ કીધી પણ ફોકટ. આ અંજાણો શખ્સ રસ્તામાં બેશુધ્ધ હાલતમાં લોહી લુવાન પડેલો મળી આવ્યો હતો. પણ તે ત્યાં કેમ આવ્યો અને તે કોણ હતો તે કોઇ કહી શકતું હતુ નહિ. પણ એવી અટકળ કરવામાં આવી હતી કે તે ઉંચાઇએથી પડી જવાથી તેનું માથું પથર સાથે અથડવાથી તેની આવી હાલત બની હતો તબીબે એવી આશા આપી હતી કે તે શખ્સને દવા કરતાં વખતજ સુધ્ધીમાં લાવશે.

આખાં રોક કલીફ ગામના રહેવાસીઓ લેડી ગ્લેનદેલનાં મકાનમાં બેસુધ્ધ પડેલા શખ્સને જોઇ ગયાં હતાં પણ કોઇ બી તેને ઓલખા કાહડવા સામર્થવાન થયું હતુ નહિ.

અંતે લેડી ગ્લેનદેલની વિસવાસુ અને જુની દાસી મીસીસ બીવર બીમારના ઓરડામાં દાખલ થઇ. અને બીમારને ઓળખવા બિછાના તરફ ધસી ગઇ. બધાની અજાયબી વચ્ચે તે પેલા બીમારને એવા તો ફાટેલા ડોળાએ ટીકવા મંડી ગઈ કે લેડી ગ્લેનદેલ, સીરીલ હરબર્ટ અને ત્યાં જમા થયલાં બીજાઓને હસ્વું આવ્યા વગર રહ્યુ નહિ. પણ થોડી પળમાં તેઓ સઘળાઓએ પોતાની અજાયબી વચે જોયું કે મીસીસ બીવર એક ચીચ્યારી સમેત બીમા-

રનાં બિછાના આગલ ફસડાઇ પડી.

"બોલ, મીસીસ બીવર એ કોણ છે?" સીરીલ હરબર્ટે સવાલ કીધો.

"ઓ સાહેબ, એ તો મારો બદમાશ ખાવિંદ છે જે અહિ પાછો ફુટી નિકળ્યોછ. ઓ ખુદા! ખુદા! એ શું મારી નજર આગલ વર્ષોની જાલમ જુદાઇ પછી મરવાજ આવ્યો?"

આ વેળાએ સઘળાઓએ જોયું કે પેલો શખ્સ જેને મીસીસ બીવર પોતાનો ખાવિંદ જાહેર કરતી હતી તેણે સુધ્ધીમાં આવી પોતાના ડોળા ઉઘાડયા અને તે ઘણાજ ધીમા સાદે બોલ્યો.—

"અરે હુ કયાં છું?"

"તુ લેડી ગ્લેનદેલના મકાનમાં સલામત છે," મીસીસ બીવરે પોતાની જગોએથી ઉઠી બિછાના ઉપર બીમારની સોડે બેસી ખુલાસો કીધો, "જેક, જેક, તું બિલકુલ સલામત છે."

જેકનું નામ સાંભળતાંજ પેલા બીમાર શખ્સે પોતાની ડોક ઉંચકી અને તગર તગર પોતાની સોડે બેહેલી મીસીસ બીવરના ચહેરાને દીવાનાની પેઠે ટીકવા લાગ્યો અને પછી એકદમ બોલી ઉઠયો—

"તું કોણ, ઓરત, તું કોણ છે? એમ દીવાનીની તરેહ મારો ચહેરો શાનો જોયછ? શું હુ કોઇ ચોર છુ?"

"જેક, તું કોઇ ચોર નથી, પણ તું મારો શોહર છે. જેક, મને પીછાન કે હુંકોણ છુ?"

"તું કોણ છે! તું કોઇ બેઅદબ ઓરત છે, જેની ઉપર હજાર વાર લ્યાનત છે. હું જેક નથી. હું તો કોઇ બીજોજ છું. હું તારો શોહર નથી, હું કોઈ ચોર નથી."

મીસીસ બીવર ત્યાં હાજર રહેલાંઓની હાજરી વટીક ભુલી જઇ પોતાના ખાવિંદના ચહેરા ઉપર મોહબતથી પડી. પણ બીજીજ પળે તેણીને કાંઇ યાદ આવી જવાથી તે કમકમાટથી બોલી, "જેક, મરતી વખતે તો ખુદાનો ડર કર! તું શું જેક નથી? હું તારી ઓરત વફાદાર ને નેક નથી?"

"નહિ, તું જુઠી છે. મારી કોઇ ઓરત છેજ નહિ. હું તારા બોટા એકરારથી હયરત છું. દુર થા, મુજી, દુર થા."

આ વેળાએ પેલો બીમાર શખ્સ એટલો બધો તો ઉસકેરાઇ ગયો હતો કે સીરીલ હરબર્ટને લાગ્યું કે કાલનો દુકાળ આજે પડે એવો માંમલો

થઇ પડયો હતો. આથી તે બીમાર આગળ ગયો અને તેનું માથું પસવારી તેને નહિ ઊસકેરાવાને સમજાવ્યું. પણ આથી તો તે બીમાર વધુ ઉસકેરાઇ ગયો અને સીરીલનો હાથ પોતાના ગરમ આતશ જેવા હાથમાં મજબુત પકડી તે બિછાના ઉપર ઉઠી બેઠો, અને સીરીલને એવી તો ઢબે ટીકવા લાગ્યો કે બધાઓએ એમજ માન્યું કે તેને દીવાનપનની અસર શરૂ થઇ ચુકી હતી સીરીલે તે દીવાના જેવા શખ્સના હાથમાંથી પોતાને છુટો કરવાને ઘણીબો કોશેશ કીધી પણ વ્યર્થ. પેલો બીમાર જેને આપણે જેકનાં નામથી ઓળખીશું તે અંતે પોકારી ઉઠયોઃ—

"ઓ ખુદા! તું તેજ છે! આબાદ તું તેજ છે! શું આ રસ્તાબેજ છે?"

"અરે જેક, જેક, તું શું બકેછ, તેનું તને કાંઇ ભાન છે?" મીસીસ બીવરે પોકાર કીધો.

"ભાન!" જેક ફાટેલા ડોળાએ વધુ ઉકેરાઇ બોલ્યો, "હા, હવે મને ભાન આવેછ! જો! જો! મરહુમ લોર્ડ ગ્લેનદેલનું રૂહ મારી તરફ કેવું દાંત કચકચાવેછ! હું પાપી, તેના બેટાને તેનાં પાસાંમાંથી લુટી જવાને શરીક થયો!" આટલું બોલી તેણે સીરીલનો હાથ છોડી દીધો અને તે પોતાના હાથ ઉપર હાથ અફાળવા મડી ગયો.

"ઓ ખુદા! પોતાના મરનાર ખાવિંદ અને વર્ષોથી ગુમ થયલા પોતાના પ્યારા બેટાનું નામ પેલા બીમારને મોહડેથી સાંભળી કમનસીબ લેડી ગ્લેનદેલ પોકારી ઉઠી, "ઓ! આ હું શું સાંભળુછ! હું ઉંઘાઉંછ કે જાગુછ!"

"જેક, જેક," મીસીસ બીવર બીછાના આગલ ધુંટણીએ પડી બોલી, "જેક, અગરજો તને દોજખનો ડર હોય અને બેહસ્તની આસ હોય તો સાચો એકરાર કર કે લોર્ડ ગ્લેનદેલનો એકપુરો વારેસ બેટો હમણા કયાં છે?"

જેક વીચારમાં પડેલો જણાયો.

"ઓ શખ્સ," લેડી ગ્લેનદેલે બીછાના આગલ આવી જેકનો હાથ પોતાના ધુજતા હાથમાં લઇ કહયું "ઓ ભલા શખ્સ, હું તે ગુમ થયલા બાલકની કમબખ્ત માદર છું. મારી ઉપર મરતી ખત રહેમ કર ને મને કહે કે મારો દુર થયલો બેટો હાલમાં કયાં છે?"

"ઓ ખુદા, હું કેમ બોલું? મારી પાપી જબાન કેમ ખોલું? તે બેટો ખુશનસીબ છે, પણ અફસોસ કે મારૂં મોત કરીબ છે. ઓ! હું મરૂછ!"

આટલું બોલી તે થાક અને કમતાકતીથી બિછાના ઉપર બેશુધ્ધ થઇ

તુટી પડયો. તબીબને તરત બોલાવવામાં આવ્યો. તેણે પેલા દર્દીને સુધીમાં લાવવાની બેવડી કોશેશ કીધી, કેમકે લેડી ગ્લેનદેલના ગુમ થયલા લાડકવાયા બેટાનો પતો તે મરતા શખ્સથી શોધી કાહડવાની દરેકને મોટી ઇંતેજારી હતી.

લેડી ગ્લેનદેલ, સીરીલ હરબર્ટ, મીસીસ બીવર, તબીબ વિગેરે જેકના ચહેરા તરફ એકી તગરે ટીકી ટીકી જોતાં ઉભાં હતાં. તેઓ એટલું તો સમજી શકયાં હતાં કે મરતો જેક લેડી ગ્લેનદેલના વારસ બેટાના સબંધમાં કાંઇક અગત્યનું જાણતો હતો ખરો.

તબીબનું કહેવું અંતે ખરૂં પડયું. જેક પાછો સુધ્ધીમાં આવ્યો પણ તે કોઇ તરફ નહિ પણ સીરીલ હરબર્ટ તરફ ટીકી ટીકીને જોતો રહયો. બીમારની એ જાતની ચાલથી સીરીલ પણ અજબ થવા વગર રહયો નહિ.

તેને સુધીમાં આવેલો જોઇ મીસીસ બીવર પોતાના ખાવિંદને ખભાંમાંથી હિલવી બોલી, "બોલ, જેક બીવર, બોલ, તે પ્યારૂ ફરજંદ કયાં છે? તે વાહલુ બાળક કયાં છે? બોલ, ખુદા ખાતર બોલ."

"સબર, ઓરત, સબર!" જેક પોતાની આંખો ઉપર પોતાના બંને હાથો ઢાંકી પોકારી ઉઠયો, "પેલો જવાન, મને લાગેછ કે તેજ લોર્ડ ગ્લેનદેલનો વારેસ છે."

"કોણ સીરીલ હરબર્ટ!" બે ત્રણ જણાઓ સામટા સાદે બોલી ઉઠયા.

"હા, તેજ! તેજ! અરે! કોઇ એના જમણા હાથ ઉપર ખભાં આગલથી જુવો કે ત્યાં બે કાળાં લાછનો પાસે પાસે છે કે નહિ?"

"હા, મારા ગુમ થયલા બેટાના હાથ ઉપર એવી એક નિશાન હતી ખરી," લેડી ગ્લેનદેલ એટલું બોલી સીરીલ તરફ ધસી ગઇ. સીરીલે અકરાયલો ઘભરાયલો જેવો પોતાનો કોટ કાઢી નાખ્યો, અને બધાઓએ બેહદ અજાયબી વચ્ચે જોયુ કે મરતા જેકના જણાવ્યા મુજબની નિશાની સીરીલ હરબર્ટના હાથો ઉપર હતી.

એ નિશાન જોતાજ લેડી ગ્લેનદેલ સીરીલ હરબર્ટને વળગી પડી બોલી ઉઠી, "ઓ ખુદા! ખુદા! ખરેજ, તું મારો ગુમ થયલો બેટો છે. જે વખતે મેં તને પહેલો જોયો અને જોયો અને બસ તારી તરફ એક માતા તરીકેનો મારો પ્યાર દોડયો."

આટલું બોલતાં તેણીની આંખોમાં આંસુઓ ધાઇ આવ્યાં. તેણીનો પ્યારો ખાવિંદ હઇદે ચહડી આવ્યો. આજે તે ઉમરાવ હઇયાત હોત તો પોતાના ગુમ થયલા બેટાને વર્ષોની જાલેમ જુદાઇ પછી પાછો ભેટતાં તે કેટલો

બધો હર્ષ ઘેલો થાત, તેનો ખ્યાલ કરતાં તે વફાદાર બાનુને બહુજ લાગી આવ્યું.

સીરીલ હરબર્ટ પોતાને લોર્ડ ગ્લેનદેલના હકદાર વારેસ તરીકે સાબેત થયલો જાણી ખુદાના શુક્રાના કીધા હીલદાની માફક દરિયામાં ધસધસડાતો તે એક ખેડુતને હાથ લાગ્યો હતો, જેથી તે પોતે કોણનું ફરજંદ હતું અને તેનાં માબાપો કોણ હતા, તે તે જાણી શકયો હતો નહિ. તેણે પોતાનાં માબાપોની ઓળખ શોધી કાહડવાને ઘણાબી ફાંફાં માર્યાં હતાં પણ તે સઘળાં વ્યર્થ ગયાં હતાં. પણ આજે ન ધારેલો સંજોગ બનવા પામ્યો હતો. તે પોતાના હકદાર માબાપોનું નામ નિશાન જાણી શકયો હતો, એટલુજ નહિ પણ તે પોતાને જન્મ આપનાર માતાને જીવતી અને જાગતી નજરો નજર જોવા પામ્યો હતો, જોકે તે અત્યાર આગમચ કુદરતના ખરા ભેદથી અંજાણ રહી એક માતા તરીકે તેણીને ચાહતા શિખ્યો હતો.

લેડી ગ્લેનદેલનું મકાન જેકની ભય ભરેલી બીમારી છતાં આજે ગાજી વાજી નિકળયું હતુ.

જયારે સર સીદની વારગ્રેવ પોતાની બેસુધ્ધીમાંથી ફારેગ થયો ત્યારે તેણે પોતાને પોતાનાં બિછાના ઉપર પડેલો જોયો તેનું માથું એટલું બધું તો દુખતું હતુ કે જાણે તે કડકા બુકલા થઇ જતુ હતું. તેની નજર તેના પગ આગળ બેઠેલી પોતાની પરણેતર લેડી વારગ્રેવ ઉપર પડી ત્યારે તેનો ચહેરો વધુ ફિકકો મારી ગયો. તેણીનુ નુર હવામાં અલોપ થઇ ગયુ હતું. તેણીનો ચહેરો હદથી જયાદા ઉતરી ગયો હતો.

લેડી વારગ્રેવ પોતાના ખાવિંદને બેસુધ્ધીમાંથી ફારેગ થયલો જોઇ તેની આગલ આવી અને પોતાના ખાવિંદને તગર તગર જોતી ઉભી.

"ઓ! હું કયાં છું?" સર સીદની આટલું બોલી તગર તગર પોતાની ઓરતને જોવા લાગ્યો.

"તમો તમારાં પોતાના બિછાના ઉપર છો," લેડી વારગ્રેવે પોતાના ખાવિંદને સમજાવ્યું.

"ત્યારે શું હું બિમાર હતો? મને મારી બીમારીનું સહેજબી ભાન નથી. ઓ ખુદા! મને આજે સહેજબી આરામ નથી." આટલું બોલી તે બિછાના ઉપર ઉઠી બેઠો. અને આમ તેમ તે ઓરડામાં દીવાનાની તરેહ જોવા મંડી ગયો.

"હા, તમે કેટલાક કલાક થયા ઘણા બીમાર હતા. હમણાં સાંજ પડીછ.

તમો સવારે બેસુધ્ધ હાલતમાં પડેલા માલમ પડી આવ્યા હતા."

"હા!" કાંઇક ધ્યાનમાં આવ્યું હોય તેમ તેની પોતાની બેસુધ્ધીના સબબની તેને યાદ થઇ અને તેણે એક ઉંડો નિસાસો નાખ્યો. તેનો ચેહરો વધુ ફિકકો મારા ગયો.

"શું હું બેસુધ્ધ હાલતમાં પડેલો માલમ પડી આવ્યો! મને એવી હાલતમાં પેહલ્લાં કોણે જોયો?"

"સારાં નસીબે તમો ઉપર પેહલાં મારીજ નજર પડી!" લેડી વારગ્રેવે ખુલાસો કીધો.

સર સીદનીએ છુટકારાનો એક દમ ખેંચ્યો, પણ એમ કરતાં પોતાની પરણેતર તરફ ધારી ધારો જોઇ ઘણાજ ધીસા સાદે તે બોલ્યો —

"હા, હવે મને યાદ આવેછ કે જયારે હું બેસુધ્ધ થયો ત્યારે ગરમી હદથી જયાદા હતી. હું ધારૂંછ કે મને ગરમીની લુ લાગેલી હોવી જોઇએ."

લેડી વારગ્રેવ ચુપકીદી પકડી બેસીજ રહી. તે એક પણ હર્ફ બોલી શકી નહિ. આથી સીદનીએ આગળ ચલાવ્યુ —

"એ વગર, મારી બેસુધ્ધીનો બીજો સબબ શું હોઇ શકે?"

"હું તે માનતી નથી," લેડી વારગ્રેવે થોબડો ચહડાવી જવાબ દીધો, "તમારી બેસુધ્ધી કાંઇ ધભરાટ, કાંઇ ધસક ધ્રુજારાની હતી. બેસુધ્ધીમાં તમારો દેખાવ કબરમાં સુતેલા એકાદ તમારી ઓલખના આકારને જોતાં બીહી જવા જેવો હતો, યા એકાએક તમારા પાપનો ઘડો ફુટી જવા જેવો હતો. વળી તમારી બેસુધ્ધી વેળાએ તમારા હાથોએ આ ભેદ ભરેલો રૂકો મજબુત પકડી રાખેલો હતો."

આટલુ બોલી તેણીએ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટનું પેલું કાગળ, જેમાં તેની જાગીરવાલી જગાનાં એક દરખ્તમાંથી માણસનુ એક હાડપિંજર મળી આવવાની બિના સમાવવામા આવી હતી. તેણીએ તે તેના હાથમાં મુકયું. તે કાગળ તરતજ સીદનીએ એક પલકારામાં ઓળખી કાહડયું. અને બીજીજ પળે તે બિછાના ઉપર "ખોદા, ખોદા," કરતો પડયો.

પણ તેની આવી દયાજનક હાલતની સહેજબી પરવા કરવા વિના લેડી વારગ્રેવે લગાર ગુસ્સા અને લગાર ચિરડાટમાં વધુ ખુલાસો કીધો, "એ કાગળ ઉપરથી માલમ પડેછ કે તમારી જીંદગી કાંઇ અજબ ભેદનો સફો ધરાવેછ, જે જે પળ જાયછ તેમાં ખુલ્લો થવાનો. તમારી બેસુધ્ધી વેળાએ પોલીસના

વડા તરફથી તમોને બે વાર તેડું આવ્યું હતું. કોરોનરની જુરી વેળા તમારી હાજરીની મોટી જરૂર છે."

"હું કદી પોલીસના હુકમને તાબે થનાર નથી," આટલું બોલી તે ફરીથી બિછાના ઉપર ઉઠી બેઠો અને વધુ ઉસકેરાઇ બોલ્યો, "જુરીની તપાસમાં હાજર રહેવા કરતાં મોતને હું વધુ પસદ કરશ. મારી જાગીરના એક ઝાડમાંથી બે ચાર હાડકાં મલી આવવાથી મારી ઉપર ખુનનો આરોપ કદી પણ સાબેત થઇ શકનાર નથી, તોપણ જુરીમાં હાજર થવાની મારામાં તાકાત નથી."

"પણ તમોને હાજર કરવાની એકમાં તો તાકાત છે."

"અને તે કોણ ?"

"સરકારનો કાયદો."

સીદની ધ્રુજ્યો. તેને લાગ્યું કે લેડી વારગ્રેવના બોલવામાં વજુદ હતુ. કાયદા આગલ તેનું શાનપણ ચાલી શકનાર હતુ નહિ. તે વીચારમાં પડયો. ભલા વકીલ રોબર્ટનું ખુન, તેના મરતી વેળાનાં તરફડિયાં, તેની મરતો વેળાની કાન ફાડી નાખનારી તથા રૂવેરૂવાં ઉભાં કરનારી ચિચ્યારી, એ સઘળો દેખાવ. તેની બને નજર આગળ ધાઇ આવ્યો, ત્યારે તે માથાંથી તે પગ સુધી કમકમ્યો, ધ્રુજયો.

"સીદની, ડાહયો થા. સમજદાર બન. કાલનો દુકાળ આજે ના પાડ. મારી ઉપર વિશ્વાસ રાખ. તારો દેખાવજ કહી આપેછે કે તારા હાથે કાંઇ ખોટું થયુછ અને તેથીજ તું જુરીની તપાસમાં હાજર થતાં બીહેછે. હું ફરીથી તને સલાહ આપુંછ કે મારી ઉપર વિશ્વાસ રાખ અને તારી ખરી હાલતથી મને જાણીતી કર. શું તું મારો ખાવિંદ અને હું તારી પરણેતર નથી?"

"નહી, કદી નહિ, તું મારી પરણેતર છેજ નહિ. હું તારો હકદાર ખાવિંદ કહેવાઉં નહિ," સર સીદનીએ ખુની જેવા ડોળા કાહડી પોતાની પરણેતરને જણાવ્યું.

"સીદની, તું દીવાનો બન્યોછ. શું હું તારી ઓરત નથી?"

"નહિ, તું તો પેલા બદમાશ ઇતાલીયન મેફીયો કોરદીયાનીની પરણેતર છે.'

લેડી વારગ્રેવ પોતાની ઉપરના આવા ખુલ્લા આરોપથી ગુસ્સામાં બિછાના ઉપરથી છલાંગ મારી ઉતરી પડી અને એક નાટકકાર બાનુની અદાથી ગુસ્સાની દેવીની તરેહ બોલી, "નાકદર ખાવિંદ, ગલત, સદતર ગલત! સાંભળ, કે જયારે મેફીયો કોરદીયાની જીવતો હતો—"

"ચુપ," સર સીદનીએ તેની પરણેતરને આગળ બોલતાં અટકાવી કહ્યું, "ઓરત, બસ કર! તે ચંડાળ આગાઉબી જીવતો હતો અને આજેબી જીવેછ. અને તે લંડનમાંજ તારી તગરમાં જીવેછ."

"સીદની, તે તેં કેમ જાણ્યુ?"

"મારી નજર અને કાનોથી. સાંભળ કે, તારા તે બદમાશ ખાવિંદ અને તારી બેટી વેરોના વચેની ગુફતેગુ મેં કાનોકાન સાંભળીછ. તે બંને બાપ બેટીને એક બીજાં ઉપર ધરં પર થતાં મેં મારી નજરો નજર જોયાંછ. બોલ, ઓરત, કોણ ગલત, હું કે તુ?"

લેડી વારએવ ઉપર સર સીદનીનો આ પુટકો સાબુત હતો. તે ઓરતે જોયું કે હવે નામુકર જવું નકામુ હતું. તે સમી ગઇ, તે નમી ગઇ. તે દયામણો ચહેરો કરી બોલી, "સીદની, હુ જોઉંછ કે નામુકર જવું એ નારવા છે, પણ એમ ના સમજતો કે તારો પરણેતર બેવફા છે. જાણુ કે તે બાવફા છે, પણ કુદરતના ખેલ આગલ તે નાચાર છે. સાંભળ કે હુબી તેને મુવેલોજ માનતી હતી, હુંબી તેને કબ્રમાં દફન થયલોજ જાણુતી હતી, પણ એ ચંડાળ, મારાં સુખનો કાળો કાળ કોણ જાણે કયાંથી ફુટી નિકળ્યો!"

"ખરેજ, તે આપણાં સુખનો કાળો કાગ છે, આપણાં સુખની કીસ્તીનો બદ અંજામ છે, ઓ! તેનાજ હાથમાં આપણી જીંદગી યા મોતની લગામ છે."

"કદી નહિ," લેડી વારએવ કીનાની દેવીની તરેહ કપાલ ઉપર કરચલી ચહડાવી બોલી, "પેલું વીલ તેના હાથમાં છે, તે હુ તેની પાસથી લેવા ફતેહમંદ નીવડું તો, બસ જાણ કે આ જેહાનની રંગભુમી ઉપરનો તેનો ભાગ ભજવવાનો પુરો થયો."

"યાને?"

"યાને તે પોતે પુરો થયો. જાણુ કે જેમ તે એકાએક કબ્રમાંથી ફુટી નિકળ્યોછ તેમ તેને એકાએક કબ્રમાં જવુ પડશે. તેને વાવેલું બી ચાખવું પડશે. સીદની તું પોતાને મર્દ કહેવડાવેછ, પણ તું ખરા મર્દ બચ્ચાંને તારાં હિચકારાપણાંથી શરમાવેછ. હું ઓરત છું, પણ હિમ્મતે મર્દ છુ, કામ આવે તો ફરેસ્તાથોબી આલા બનું, કામ આવે તો શેતાનની ખાલા બનુ. મારી ઉપર વિશ્વાસ રાખ, તારી ફીકર કમ કર, માગે ઉપરજ તારી જીંદગીનો દમ ભર. સુખને જોઇ ફુલી જવું અને દુખને જોઇ ગળી મરવું એ મર્દનુ કામ નથી. મેરીયો કોરદીયાનીને એક વખ્ત હું ચાહતી હતી, તેનીજ તગરમાં મારો દમ ભરતી હતી, પણ, જે દિવસથી તે મુવોછ તે દિવસથા મારાં જીગરમાં પણ તે સદાનો

મરણ પામ્યોછ, તે જોકે હમણાં જીવતો છે પણ જાણ કે તે મારા હાથે મરવાજ સુતો છે”

સર સીદનીએ જોઇ લીધું કે તેની સામે તેની પરણેતર નહિ હતી, પણ આ જેહાનની રંગભુમી ઉપરની એક નાટકકાર સ્ત્રી હતી, જે તેણીને જોનારાઓને પોતાની મોહ જાળમાં ફસાવતી હતી.

લેડી વારએવે આગળ ચલાવ્યું, “મારા પ્યારા ખાવિંદ, બીહ ના, ધ્રુજ ના અને તારો મુકદમો મારા હાથમાં મુક. હું જાણુછ કે તારી ઉપરની આફત લોખંડની દીવાલ છે પણ આપણી ફરજ તે દીવાલ સાથે તકકર જીલવાની ઢાલ છે. આપણે બંને ભર દરિયે તોફાની મોજા ઉપર પહાડ પેઠે ઉછળતી તુટતી જતી કિસ્તીમાં સવાર થયલાં છિએ, તોપણ તું હિમ્મત રાખશે તો તું મારી’ મદદથી તારી મુશકેલી અને આફતનો દરિયો સલામતી સાથે પાર કરી જશે.’

“પણ તે કેમ? કેવી રીતે?” સર સીદની ગંભીર, ધાડા અવાજે બોલ્યો, “આપણે હાલમાજ ખાનાખરાબી, નામોશી અને બેઇજતીની જીવ સટોસટ પળના ઉભર ઉપર ઉભેલાં છિએ. તુ મને અને તને પોતાને એ આફતમાંથી, બોલ, કેમ છોડવશે? મેરીયો કોરદીયાની સિંહના જેવો બાહદુર અને સર્પના જેવો ઝેહરી છે, એટલે તેને મહાત કરવો એ આસાન નથી. બોલ, તું કંઇ જાતની જાળ તેને માટે પાંથરશે?”

“હજી તે માટે હું કાંઇ ચોકકસ ઠરાવ ઉપર આવી નથી. મારે આસપાસના સંજોગો તપાસવા જોઇએ અને તે માટે મને વખતની જરૂર છે.”

“વખત!” સર સીદની બેહદ ચિરડાટ સાથે બોલ્યો, વખ્ત! કમબખ્ત ઓરત! તું શું ખ્યાલમાં છે? તુ જોતી નથી કે હું કેવા બુરા હાલમાં છું. અરે, મારા માથાં ઉપર નામોશી અને સુળીની નાગી તલવાર લટકી રહીછ અને તું વખત માંગેછ? એ ચ ડાલનો એકજ હર્ફ મારો જાન લેશે.”

પોતાના ખાવિંદના આટલી બધી હદ સુધીના હિચકારાપણાંથી લેડી વારએવે તેના તરફ ધિકકારથી નજર ફેકી કહયુ, “તું કહેછ, કે મેરીયો સિંહ જેવો છે પણ સિંહના હાથ પગ જકડવાની હું એવી જાળ છું, કે તેની જીંદગીનો કાળો કેહેર છું, કાળ છું. તુ કહેછ કે તે સર્પ છે, પણ તું જાણતો નથી કે ગમે તેવો ઝેહરી સર્પ પણ ઇનસાનના જાદુઇ બંધમાં ગિરફતાર બની પોતાની ભરાવાની જગા છોડી નાચતો કુદતો બાહેર આવેછ. સર સીદની, આજથી મેરીયો કોરદીયાની અને મારી વચ્ચે મોત જીવતની લડાઇ શરૂ થનાર છે, અને તેમાં તેની માહત અને મારી ફતેહ થનાર છે.”

આ વેળાએ તેણીનો દમ ધમણની માફક ફુંકતો હતો, અને તે વીજળીની માફક દોડતો હતો.

---

## પ્રકરણ ૩૫ મું

---

સર સીદનીએ પોતાની પરણેતરે દીધેલા દિલાસાથી છુટકારાનો કાંઇક દમ ખેંચ્યો ખરો પણ બનાવો એવા તો જીવ સટોસટના બન્યા હતા કે તેણે પોતાની પરણેતરના ગમે તેટલા સખ્યારાથી જેવો જોઇએ તેવો દિલાસો માની લીધો નહિ.

તેણે પોતાના કિસમત અને વખત ઉપર આધાર રાખ્યો હતો, તોપણ તેને એટલી તો હિમ્મત હતી કે તેની પડખે તેની બાહદુર ઓરત હતી.

સર સીદનીને તેની મોહરદારે પોતાના આગલા ખાવિંદની મોલાકાતને લગતી સઘળી કેફિયત અવલથી તે આખર સુધી કહી સંભળાવી અને તેઓ વચ્ચે તેમની લાંબી જુદાઇ પછી કેમ જાણ પિછાન થવા પામી હતી તે સઘળાંથી તેણીએ એવી તો છતા અને રસકસથી પોતાના ખાવિંદને જાણીતો કીધો કે સર સીદની ગમે તેવો બદમાશ છતાં તેણીની બદમાશીને તે હમણા સુધી પામી શકયો નહિ તે માટે તે બહુજ હેરત રહેવા સાથે બેહદ દુ:ખી થયો તેણે જોયું કે તેની આસપાસ જાળ વણાઇ ચુકી હતી, અને તેથી તે બેહદ ધભરાઇ ગયો હતો. પણ તેની પરણેતરની હાલત તેનેથી બિલકુલ જુદી હતી. તે તો પોતા ઉપરની વધતી જતી આફત સામે ટકકર જીલવાને વધુ હિમ્મતવાન બની હતી. તેણીએ કેમ કામ લેવું તેનો પોતાના મન સાથે મજબુત ઠરાવ કરી રાખ્યો હતો, પણ તે શો હતો તે બિનાથી તેણીએ પોતાના ખાવિંદને બિલકુલ બેખબર રાખ્યો હતો. કેમકે તેણીએ પોતાની ચંચળ આંખોએ જોઈ લીધું હતું કે સર સીદની પોતાના માથાં ઉપર આફતના ઘેરાયલાં વાદળથી બીહી ધ્રુજી રહયો હતો.

"કદી નહી," લેડી વારશ્રેવ પોતાના મન સાથે બબડી, "મેરીયોનો જે ધાત મેં મારાં મન સાથે ધડી રાખ્યોછ તે કામ મારે એકલીએજ બજાવવું જોઇએ. મારે કોઇની બી મદદ લેવી નહિ જોઇએ. હુ મારા પોતાના હાથે જે કામ જેટલી ફતેહમદી સાથે બજાઉં તેટલી ફતેહમદી સાથે પારકો તે કરી શકનાર નથી."

આવોજ ખ્યાલ સર સીદની, રોબર્ટ વકીલના મલી આવેલાં હાડપિંજર-ના સંબધમાં કરતો હતો. તે એમજ સમજતો હતો કે તેની ઉપર કોઇપણ ધાતકીમાં ધાતકી જજ રોબર્ટના ખુનનો શક લાવી શકનાર હતો નહિ, કેમકે તેની ઉપર વાંક પુરવાર થાય એવી એક પણ જબાની તેની સામે પડી શકે એમ હતું નહિ. પેલો રીવર જોકે આ દુન્યામા એકલોજ એક હૈયાત સાક્ષી હતો કે જે રોબર્ટના ખુન અને તેના ખુનીથી જાણીતો હતો પણ તે તો તેની નજર આગળથી ગુમ થઇ ગયો હતો, એટલે તેને માટે સહેજબી ધાસ્તી જેવું રહયું હતુ નહિ. એટલે તેણે પોતે કીધેલાં ખુન માટે પોતાની પરણેતરને પણ અધર ઉડાવી દીધી. તેણે રોબર્ટ વકીલના હાડપિંજર બાબે 'સસેકા તીન પાઉ' કીધા અને તેણે પોતાની પરણેતરને સમજાવ્યુ કે એ અકસમાત માટે તેને સ્વપનેબી કશો ખ્યાલ નથી.

લેડી વારગ્રેવે પોતાના ખાવિંદનુ બોલવું સાચ્યુ માની લીધુ. તે એમજ સમજી કે તેણીનો ખાવિદ સર સીદની ગમે તેવો બદમાશ હતો પણ ઝાડનાં પોકળ થડમાથી હાડપિજર નિકળવાની બાબદમા તે બિલકુલ નિર્દોષ હતો.

આવી રીતે લેડી વારગ્રેવ પોતાના ખાવિદથી પહેલીજ વાર ઠગાઇ હતી, પણ સર સીદની પોતાની પરણેતરના સબધમા ઠગાવા પામ્યો નહિ. તેણે પુર ભરોસા સાથે માની લીધુ કે તેણીએ જેટલું મેરીયો કોરદીયાની માટે તેને ખુલ્લુ કરી જણાવ્યુ હતુ તે કરતા તે વધુ જાણતી હતી. મેરીયો કોરદીયાનીના સંબધમાં જોકે તેણીએ પોતાનો તમામ ભેદ ખુલ્લો કીધો હતો નહિ તોપણ તે તેણીની નેમ કેટલેક દરજજે પામી જવાની મગરૂરી પોતાનાં મન સાથે લેતો હતો.

મેરીયો સાથે લેડી વારગ્રેવ કોઇ પણ સબબે સંબધમાં આવે એ તેને ગમતું હતુ નહિ પણ તેણે જાણ્યુ કે બુઢા આઇઝેક વારગ્રેવનુ વીલ તેજ ચડા-ળ મેરીયોના હાથમા હતુ ત્યારે પોતાની પરણેતરને મેરીયો પાસે મોકલી તે વીલ તેના હાથમાથી પડાવી લેવા સિવાય તેની પાસે બીજો કશો ઇલાજ હતો નહિ.

આ સઘળા ખ્યાલમાં તે ગર્ક બની ગયો હતો ત્યારે લેડી વારગ્રેવ પોતા-ના ખ્યાલોમાં મસ્ત બની ગઇ હતી. સર સીદનીના ચહેરા ઉપર ગમગીનીનો છાપ પડેલો જણાયો હતો ત્યારે લેડી વારગ્રેવના ચહેરા ઉપર ખુશાલી આ-બાદ પ્રગટી નિકળેલી જણાતી હતી.

મધ્ય રાતનો વખત હતો અને સર સીદનીનું મકાન બિલકુલ શાંત હતું. આખું મકાન જયારે નિંદ્રાવશ થઇ ગયુ હતુ ત્યારે લેડી વારગ્રેવ ઉચા દમે દાદ-

રની પગથીઓ ઉતરતી હતી. તે આસપાસ નજર કરતી હતી, જે ઉપરથી માલમ પડતું હતુ કે તે બાનુ ચોરી છુપાઇથી પોતાના ખાવિંદનું મકાન છોડી જવા માંગતી હતી આવી રીતે તેણીએ પોતાનાં મકાનના બાગ તરફનો રસ્તો લીધો અને ત્યાં જઇ તેણીએ પોતાની આસપાસ નજર કીધી. તેણીની દરેક હિલચાલ ઉપરથી માલમ પડતુ હતું કે એકાદ ચોકસ શખ્સને એ જગોએ મલવાના ઠરાવથી તે ત્યા આવી ચહડી હતી.

બાગનો દેખાવ ઘણોજ શાંત અને શોકાતુર લાગતો હતો. વાદળ સિહા બની રહયુ હતું અને વાદળ ઉપર તારાઓનુ નામ નિશાન જણાતું હતુ નહિ પવનના સુસવાટાઓ કાનના બેહર ફાડી નાખે એવા મજબુત હતા. સઘળો દેખાવ કુદરતના આવતા તોફાનની નિશાનીને મલતો આવતો હતો.

દશ બાર મિનિટના અરસામા તો વરસાદ પણ ઝરમર ઝરમર પડવા લાગ્યો, પણ લેડી વારએવને વરસાદ કે તોફાનની સેહજબી દરકાર હતી નહી. તે એકી તગરે બાગની ઉતર દિશા તરફ, જયા રસ્તા ઉપર નિકળવાનો દરવાજો આવેલો હતો તે તરફ, જોતી રહી હતી.

બે ચાર મિનિટ વધુ પસાર થઇ અને તેણીએ પોતાના પગની એડી ઉપર ઉભી તે તરફ નજર કીધી. એક બતી તેણીની તરફ ધીમા વેગે ઘસડાઇ આવતી હતી. એટલે તે તરત પામી ગઇ કે જે શખ્સને મલવાને વરસાદ અન તોફાનની દરકાર કરવા વગર આવી બિહામની કાળી રાતે તે આવી હતી તે શખ્સ તેણીની મોલાકાતે ધીમા પણ મજબુત કદમે ધસ્યો આવતો હતો.

"કોણ મેફીયો!" પેલા શખ્સને છેક નજદીક આવી પુગેલો જોઇ લેડી વારએવે સવાલ કીધો.

"હા, હું મેફીયો તારો તાબેદાર છું," પેલો શખ્સ જે બીજો કોઇજ નહિ પણ લેડી વારએવનો આગલો ખાવિદ મેફીયો કોરદીયાની હતો તેણે જવાબ દીધો.

"હળવે!" લેડી વારએવ પોતાના નાક ઉપર આંગળી મુકી ઘણાજ ધીમા સાદે બોલી, "મેફીયો, હળવે. રાત જોકે અંધારી છે, તોપણ યાદ કર કે આપણી મોલાકાત છુપી છે ગુપચુપ મકાનમાં દાખલ થા. આખુ મકાન સર સીદની સુધ્ધા નિદ્રાને વસ થઇ ગયુ છે મે આપણી મોલાકાત માટે એક પડતર ઓરડો શોધી કાહડયો છે, જયા કોઇથીબી પકડાઇ આવ્યા વગર આપણે નચિંતાઇથી મસલહત ચલાવી શકીશું."

"અને ગ્લેનદેલ કેસલમાં એવો તે ઓરડો કયાં છે?" મેફીયોએ આ

સવાલ પોતાની આંખોના ડોળાના એવા તો દાબથી પુછયો કે લેડી વારગ્રેવબી એકાદ બે પળ ધભરાઇ બે ચાર કદમ પાછળ હઠી ગઇ, તોપણુ તે હિમ્મત રાખી બોલી —

"ગ્લેનદેલ કેસલમાં મેં તેજ ઓરડો શોધી કાહડયોછ, જયાંથી ગ્લેનદેલ કેસલનો વારેસ ગુમ થઇ ગયો હતો એ ઓરડો તે વખ્તથી તે હમણાં સુધી બધ રહેલો હોવાથી તે આપણી મુલાકાત માટે મેં પસદ કીધોછ"

"ઠીક," એટલું બોલી મેફીયો પોતાની એક વારની પરણેતરના કહેવા મુજબ મકાનમાં દાખલ થવા જતો હતો તેને એક દમ ઉભો રાખી લેડી વારગ્રેવ બોલી, "મેફીયો, તારી સાથની બતી તારે અહિજ મુકવી જોઇશે. એ બતીની સહે જબી જરૂર નથી. નહિ તો આપણે નાહક ફસી જઇશુ. સાંભળ, સંભાળ લેવી એ સલામતીની મજબુત જામીનગીરીની જડ રોપવા બરાબર છે."

"પણુ ઓરત!" મેફીયો ગભીર બની બોલ્યો, "અધકારમાં, મને ધાસ્તી છે કે હુ એક પણુ કદમ ભરી શકોશ નહિ."

"પ્યારા મેફીયો," લેડી વારગ્રેવ હસ્તો ચહેરો કરી બોલી, "તું મારો હાથ પકડ. હું તને સિધ્ધો રસ્તો દેખાડશ. જેમ ગ્લેનદેલ કેસલમા તેમ તારી ભવિષ્યની જીદગીમાં હુજ તારો રાહબર બનશ ચાલ નાહક વખત ના ગુમાવ'

મેફીયો તઇયાર થયો. તે લેડી વરગ્રેવની પાછળ પાછળ ચાલવા લાગ્યો એ વેળાએ તે ઓરતે રીવોલવરનો ઘોડો ચહડાવાનો અવાજ આબાદ પોતાના કાને સાંભળ્યો પણુ જાણે તે સાંભળ્યોજ હોય નહિ તેમ તે હિમ્મતવાન ઓરત આખાડા કરી ગઇ. મેફીયો પણુ જુદાજ ખ્યાલમાં હતો તેને શક ગયો કે રખે ને તેની એક વારની પરણેતર તેની સાથે દગો રમતા હોય. આથી તેણે પી-સ્તોલ દરેક રીતે તઇયાર રાખી પોતાની સભાલમા રહેવાનું પસદ કીધુ હતું. પણુ તેને સ્વપને પણુ ખ્યાલ હતો નહિ કે તેની પરણેતર આ જાણતો હતી.

અતે લેડી વારગ્રેવ પેલાજ ઓરડા આગળ ઉભી રહી, જયાંથી લોર્ડ ગ્લેનદેલના એકપુરા વારેસ બેટાને ચોરી લઇ જવામાં આવ્યો હતો.

આજે તે યાદગાર ઓરડો ફરનીચર વિનાનો ખાલી હતો ત્યાં થોડીક ખુરસીઓ, એકાદ બે ટેબલો, એકાદ બે ટીપઇઓ વિગેરે છુટી છવાઇ અહિ તહિં વિખેરાઇ પડી હતી.

જયારે તે ઓરડામાં બ-તીથી સળગેલુ એક ફાનસ એક નાની ટેબલ ઉપર પડેલુ જોયુ ત્યારે મેફ્રીયોનો ગયલો જીવ પાછો આવ્યો. બતોના ઉજાશથી મેફીયોએ વધુ જોયુ કે એક ટેબલ ઉપર બે ચાર દીકાનતરો અને બે ચાર

ગલાસ પડેલાં હતાં અને તેનેથી થોડે દુર પેટની પુંજા કરવા માટેનો મોહો સ્વાદયો ખોરાક પડેલો હતો.

ઓરડાનો દેખાવ મેફીયોને ખરેખર શોકાતુર લાગ્યો ડાબી બાજુની બા-રીઓ જયાંથી તોફાની દરિયાના મોજાઓ પાહડ પેઠે ઉછળતા હતા તે બિલકુલ ખુલ્લી હતી, જેથી તે ઓરડાની શાંતિમાં કાંઇક ખલલ થતી હતી પણ એથી તો તે હદથી જયાદા ભયકર લાગતી હતી. મેફીયોએ જોયું કે એક બારીની આ-ગળ તો એક નાની અગાસી બેચવામાં આવી હતી જેની નીચેથી દરિયાના પાણી સડસડાટ વહેતાં પસાર થતાં હતાં.

આ સઘળુ મેફીઓએ ઓરડામાંની એકપુરી બત્તીની મદદથી જોઇ લીધું હતું.

"ત્યારે એજ તે ઓરડો છે જયાંથી લોર્ડ ગ્લેનદેલનો વારેસ ગુમ થયો હતો," મેફીયો લેડી વારગ્રેવને માથાંથી તે પગ સુધી ધારી ધારી જોઇ બોલ્યો, "તે નિર્દોષ બાળકની ચોરી એવી તો સિફતથી કરવામાં આવી હતી કે તે માટેની એક પણ નિશાની તે લુટારો મુકી ગયો હતો નહિ."

આટલુ બોલી તેણે લેડી વારગ્રેવના બને હાથો પોતાના હાથમાં મજબુત પકડયા અને સ્થિર આંખો સાથે તેણીને માથાથી પગ સુધી જોઇ તે બોલ્યો, "ઓરત, અગર તુ આ એકાંત અને કદરબિહામણા ઓરડામાંમારા જાનનો લુટારો બને તો મારાબી ખુનની નિશાન અહિં નહિ રહેવા પામે"

લેડી વારગ્રેવના બદનમાથી કમકમાટની તીક્ષણ લાગણી ફરી વળી, તોપણ તે મેફીયોના પજામાથી પોતે છુટી થઇ હસીને બોલી, "મેફીયો,"તુ હવે હિચ-કારો બનતો જાયછ તારામાં ઇટાલીયન લોહીનું ખમીર રહયું નથી. તું મર્દ છે, હુ એક ઓરત નાતવાન છુ, દુનિયાના કાવાદાવાથી અજાણ, બેધ્યાન છું. તું એક વાર નહિ પણ અનેક વાર નિર્દોષોના જાનનો લુટારો બન્યોછ, તો બોલ હવે કે આ ઓરડાના જેવા એકાંતવાસમાં કોણે પોતાના જાનનો ડર રાખવો જોઇએ? મારે કે તારે?"

મેફીયો પોતાની આગલી પરણેતરને એકો તગરે જોતો દીવાનાની તરેહ ગુપચુપ ઉભોજ રહયો લેડી વારગ્રેવની હાલત જુદીજ હતી. તે ગુપચુપ ઉભી નહિ તેણીએ આગળ ચલાવ્યુ –

"મેફીયો કોરદીયાની," લેડી વારગ્રેવે ખુની જેવા ડોળા કહાડી ધીમા પણ મજબુત સાદે જણાવ્યું, "આજે તેં તારો રગેરગમા દોડતાં ઇતલીયન લોહીને તારા હિચકારાપણાંથી નામોશીમાં લાવી નાખ્યુંછ.

તું એક ઓરતથી ડરી ગયો ? અફસોસ કે તું મારા પગ આગલ મરી ગયો હતે ! હું તારી એક વારની પ્યારી પરણેતર, જેણીએ સેંકડોને ઠોકરે મારી તને ચાહયો અને વર્ષોની જાલીમ જુદાઇ પછી આવા એકાંત ઓરડામાં પેટ ભરતી મુલાકાત કરવાનો વખત આવ્યો ત્યારે તુ મારી ઉપર બે વિશ્વવાસ બને ? ઓ હુ કેવુ ઇચ્છુછ કે તુ મારા પગ આગલ લાશ થઇ પડે !"

લેડી વારબ્રેવના આવા સખ્ત શબ્દોથો મેફીયો કોરદીયાની તો બસ ડંગજ થઇ ગયો, અને નામોશીને લીધે તે પણુ વધુ ફિકકો મારી ગયો.

"બાનુ !" મેફીયો લથડતી જબાને બોલ્યો, "બાનુ, મને માફ કર. ખરેખર હું હિચકારો બન્યો, હું તારી ઉપર બેવિશ્વાસુ બન્યો. ચાલ, બોલ, હવે તારો શું હોકમ છે ?"

"પેલી ટેબલ ઉપર તારાં નામોશી ભર્યાં અને એકએક ઇતાલીયનની રગેરગ ધુજાવે એવાં તારાં હિચકારાપણાંની દવા જે લાલમ લાલ શરાબ છે, જેના લાલાસ માટે પુર જોબનમાં આવેલી પરીસુરત ઓરતબો અદેખાઇ કરેછ, તે જેમ બને તેમ વધુ તારાં ગળામા હોમાવી દે. અને તેમાં તારૂં હિચકારાપણું સદાનુ સમાવી દે."

વળી મેફીયો કોરદોયાની વિચારમાં પડયો

---

## પ્રકરણ ૩૬ મું.

---

"મેફીયો, એ શરાબ પી જા. આપણી ઇતાલીયન કેહવત મશહુર છે કે ઉતમ લાલમલાલ શરાબનો એક પ્યાલો આપણાં શરીરને રાહત આપવાને અને તેને ગરમી આપવાને આખી દુનિયાના પાદરીઓની વાયઝ કરતાં પણુ વધુ બહેતર છે. મેફીયો, તું એ શરાબ પીવાને શા માટે અચકેછ ? આખાં લડન- માં એ કરતાં વધુ ઉચો શરાબ કદી પણુ મળી શકવાનો નથી."

મેફીયો બે વાર ગલાસ પોતાના હોઠ આગળ લઇ ગયો. તેમાંથી તેમાંનુ એક ટીપું પણુ ચાખવા વિના તે તેણે ટેબલ ઉપર પાછુ મુકી કાંઇક ધુજતા સાદે ખુલાસો કીધો.—

"એ શરાબની ઉતમતા અને તેના ગુણો માટે મને સહેજબી શક નથી. પણુ હું શરાબ કદી પણુ એકલો પીતો નથી. તેમાં મુખ્ય કરી અંજાણુ ટેબલ ઉપર તો કદીજ નહિ."

લેડી વારગ્રેવના હોઠ ઉપર ધિક્કારની હસી છાઇ આવી. તે કાંઇક હસ્તું મોહડું કરી બોલી —

"હું સમજી, મેફીયો, હું સમજી કે તું શું કહેવા માંગેછ?" આટલું બોલી તેણીએ એક બીજું ગલાસ તેજ શરાબમાંથી ભર્યું અને તે તે પોતાના હોઠ આગલ લઇ બોલી, "મેફીયો, આપણી હાલની જીંદગી ઝળકતી બને અને આપણું ભવિષ્ય આપણી આગલી જીંદગી કરતા વધુ નસીબવંત નિવડે!"

"આમીન! આમીન!!" મેફીયો બેહદ ઉસકેરાયલી હાલતમાં પોકારી ઉઠયો.

તરતજ લેડી વારગ્રેવ શરાબ ગટાવી ગઇ, જેનો દાખલો મેફીયો કોરદીયાનીએ પણ લીધો.

"હા!" મેફીયો શરાબ પોતાનાં ગળાંમાં હોમાવી દઇ બોલ્યો, "બાનુ, ખચિત, શરાબ નથી પણ આબે હઇયાત છે. એ પીધાથી મને મારાં પ્યારાં ઇતલી વતનના જેવી ખુશાલી પેદા થઇછ, મારા તનમાં ખુશી જયાદા થઇછ." આટલું બોલી તેણે લેડી વારગ્રેવને કમરમાંથી પકડી તેણીના ગોલાબી ગાલ ઉપર એક ચુંબન લીધું અને તે પછી લાલમલાલ શરાબનો શીશો પોતાના ગળામાં હોમાવી દીધો.

લેડી વારગ્રેવ મેફીયોએ લીધેલાં ચુંબનથી માથાંથી પગ સુધી કમકમી પણ તેણીની એ લાગણી મેફીયોની ચતુર ચશમો- એ નહિ પડે તેની તેણીએ ઘણીજ સંભાળ લીધી હતી.

"ચાલ, હવે બોલ," મેફીયોએ લેડી વારગ્રેવને સવાલ કીધો, "તું મને શું કહેવા માંગેછ? હું તારી અરજ ઉપરથી અહિં આવ્યોછ. બોલ, તું મારી પાસેથી શું માંગેછ?"

"પ્યાર! મેફીયો તારી પાસેથી તારી આગલી મોહબત માંગુછ જે તેં મને આગળ આપી હતી પણ તેં પાછળથી મારી મુર્ખાઇને લીધે પાછી લઇ લીધી હતી."

"ઓ ખુદા!" મેફીયો પોતાની બેઠક ઉપરથી ઉઠી બોલ્યો, "તું શું હજી મને ચાહેછ? અને અગરજો એમજ હોય તો આ જેહાનમાં મારા જેવો નસીબવંત કોણ હોઇ શકે?"

"મેફીયો, એક વખત એવો હતો કે તું મને અતિ વાહલથી ચાહતો હતો. મારી મુર્ખાઇને માટે હું આજે બેહદ પસતાઉંછ. આપણી વચેની જાલમ

જુદાઇએ મારી આંખ ખુલ્લી કીધીછ કે આગલો પ્યાર સાચ્ચો છે. પણ મેફીયો, તારી પાસેથી મારી આગલી મોહબત માગવા કરતાં હું મોતને વધુ પસંદ કરૂંછ કે તેજ મને પવિત્ર અને પાક કરશે. મારા શતરૂઓની ઉમેદ જે મને તેઓના પગ આગળ ધાતકીપણે કચડો નાખવાની છે તે પોતાની મેળે ખાક થશે."

"મોત!" મેફીયો વધુ ઉસકેરાઇ બોલ્યો, "મોત! મારી જીંદગીની જોત! મોત! કદી નહિ. મોતથી તારી ખોટ ખમવા કરતાં તને જીવતી રહેલી જોઇ તારી ખોટ ખમવા હું હજાર વાર ખુશી છુ. પણ મને કહે કે તું એમ ભેદમાં શા માટે મારી સાથે વાત કરેછ? તારે ખુલ્લી ભાષામાં મારી સાથે વાત કરવી જોઇએ? કેમકે તારાં મનમાં શુ છે તે જાણુવાને મારી પાસે કશું જાદુ નથી"

લેડી વારગ્રેવ પોતાની બેઠક ઉપરથી ઉઠી. તેણીનો ચેહરો હદથી જયાદા ફિકકો મારી ગયો હતો, તોપણ તેણીનો અવાજ ખુલ્લો અને મજબુત હતો.

"મેફીયો કોરદીયાની, તું શુ એમ ધારેછ કે મારી નામોશી અને નાઉમેદી મારી જીંદગી કરતાં પણ વધુ વખત જીવવા પામશે! કદી નહિ, નામોશી અને નાઉમેદીમાં જીવવા કરતાં હું મોતને વધું પસંદ કરૂંછ. મેફીયો, જાણ કે જે પળે ગ્લેનદેલ કેસલનો દરવાજો બીજી ઓરતને માટે ખુલ્લો થશે તેજ વખતે લોકો મારી ઉપરના સિહા કલંક તરફ આંગળી દેખાડશે તો——"

"કયો સિહા કલંક?" મેફીયો કોરદીયાનીએ બેહદ ગલગલતા સાદે પુછ્યું.

"તારો યા સર સીદની સાથનો મારો સંબંધ," લેડી વારગ્રેવ છેડાયલી વાઘનની માફક ગુસ્સાથી બોલી, "પણ આ મારી આંખો બરફ જેવી થંડીગાર બની છેવટની બધ થઇ જાય તે આગમચ વેરીના રોઆતોનાં માન પામેલાં નામ ઉપર નામોશીનો ડાઘ પડવો જોઇતો નથી."

"લેડી વારગ્રેવ," મેફીયો તે ઉસકેરાયલી ઓરતને અટકાવી બોલ્યો, "તું શું બોલેછ તે હું સમજી શકતો નથી. તું જયારે મને ચાહેછ ત્યારે તેની જોડેજોડ મોતને શા માટે ચાહેછ?"

"સાંભળ! મેફીયો સાંભળ! અને હું મારૂં બોલવું પુરૂં કરૂં ત્યાં સુધી મને બોલતાં ખુદા ખાતર ના અટકાવ. કદાચ તારી સાથની મારી ગુફતેગુ આજે છેલ્લીજ હશે."

મેરીયો પોતાની આગલી પરણેતરને ડોળા ફાડી ફાડીને જોવા સિવાય એક બોલ પણ બોલ્યો નહિ.

લેડી વારગ્રેવે આગળ ચલાવ્યું:—

"મેરીયો, મેં ભુતકાળમાં તારી સાથે ચલાવેલી વર્તણુંકનો બચાવ કરવાની મારી નેમ નથી. તેનો હુ કદી પણ બચાવ કરી શકશ નહિ."

મેરીયોએ થાવકું મોહડું કરી ડોકુ ધુણાવ્યું.

"મારી સાથની તારી વર્તણુંક ગમે તેટલી ભેદભરી, ગમે તેટલી ઘાતકી, ગમે તેટલી નીચ હોય પણ મેરીયો, મારાં પાપી અંતઃકરણમાં તારે માટે મોહબતનો દરિયાવ ઉછળતો હતો. તુ જેમ મારો પેહલો પ્યાર હતો તેમ છેલ્લો પ્યારબી તુજ છે. તુ સિવાય આ જેહાનમાં બીજુ કોઇજ નથી. આ દુનિયામાં તને એકલાને ચાહવાના મારા સાચ્ચા પ્યારથી તારા તરફની મારી બેવફાઇનો સિહા ડાઘ ધોવાઇ શકાતો હોય તો હું એક વાર નહિ પણ હજાર વાર મારા હાલના ખાવિદ સર સીદનીની નજરો નજર એકરાર કરશ કે મેં આ દુનિયામાં જેને ખરાં જીગરથી ચાહયો હોય તો તે મેફીયો કોરદીયાની છે."

લેડી વેરીનાના આવા જુસ્સાભર્યાં પ્યારના સખુનો સાંભળતાં મેરીયોના ડોળા ગોયા બાહેર નિકળી આવતા હતા અને તેનુ મોહડું ગોયા કબરની માફક ખુલ્લું થઇ ગયું હતું.

"ઓરત તુ ખરેખર દીવાની બનીછ, કે તું મને દીવાનો બનાવવા માંગેછ?" અંતે આજેઝ થઇ મેરીયો લથડતી જબાને બોલ્યો.

"ચુપ, ખુદા ખાતર તારી જબાન બંધ કરી મારૂં સાંભળ કે જયારે આપણે બને પહેલાં મલ્યા ત્યારે હું ગોયા બાળક હતું, જયારે તુ એક નામ અને કુટુબ વિનાનો હતો. પોતાના બાળકને દીવાના પ્યારથી ચાહતા પીદરની હુ એકપુરી બેટી હતી, જે બાપનુ નામ માન પામેલું હતું. જો કે તારી અને મારી જોડી બધબેસ્તી નહિ હતી તોપણ તેં મારી ઉપર ફતેહ મેળવી જેનો સબબ તારી તરફની મારી મોહબત હતી; પણ વખતના જાલમ દેવે સઘળું પલ્લું ફેરવી નાખ્યું. તારી ગેરહાજરી અને મારા પીદરની જબરદસ્તી આગળ હુ લાચાર બની અને પછી શું બન્યુ તે દુખભરી ગઇ ગુજરી હુ હાલમાં યાદ કરવા માંગતી નથી."

આ વેળાએ પાસેના દરીયાવના પાહડ પેઠે ઉછળતા મોજાઓએ એવો

તો જોશ બતાવ્યો, દરિયામાંના તોફાને એવું તો શુર બતાવ્યું કે તેઓ બને ઘભરાઇ ગયાં.

તુરતજ મેફીયો પેલી ટેબલ આગળ દોડયો જયાં શરાબના શીશાઓ સફ સમારી બહદ્કે જાળ બિછાવી ઉભા હતા. એક ગલાસ તે ઓટાવી ગયો ત્યારેજ તેનાં બદનમાં કાઇ તેજ આવ્યુ. અને તે પોતાની એક વખતની પરણેતર આગળ જઇ ઉભો કે લેડી વારગ્રેવે આગળ ચલાવ્યું:—

"મેફીયો, મારાં આગલાં નાલાયક કામનાં મારા ગમે તેટલા પશ્ચાતાપ છતાં હું જોઉંછ કે તું તને સાચ્ચા પ્યારથી ચાહનારી તારી ઓરત અને બેટીનું સત્યાનાશ વાળી દેશે."

"બેટી!"

"હા બેટી! વેરીના! જેમ તે મારી બેટી છે તેમ તે તારી બેટી છે, જે નામોશી અને લાચારીનાં કગાળ બિછાના ઉપર લેટીછે."

આ સાંભળતાંજ મેફીયો કોરદીયાનીએ લીધેલો લાલમ લાલ શરાબ ઉતરી ગયો. બેટી વેરીનાનું નામ સાંભળતાંજ તેના બદનમાં એક વિજળીક ઝટકો લાગ્યો.

---

## પ્રકરણ ૩૭ મું.

---

"નહિ, કદી નહિ," મેફીયો કોરદીયાની જુસ્સામાં પોકારી ઉઠયો, "વેરીના જે મારી પ્યારી હકદાર બેટી છે, તે શું નામોશી અને નાચારીને બિછાને લેટીછ? કદી નહિ. મારી બેટીને સુખી કરવા તો હું એકલો જમીન ને આસમાન એક કરૂંછ. તું શું એમ સમજેછ, ઓરત, કે તે બેટીને સુખી કરતાં હું મોતથી ડરૂછ? કદી નહિ. વેરીના, મારી બેટી નુરેચશ્મ છે, તેની હસ્તીથીજ મારા દમમાં દમ છે."

"મેફીયો! મેફીયો! લેડી વારગ્રેવ જુસ્સામાં બોલી, "વેરીના તારી બેટી છે તું તેનો બાપ છે, ત્યારે માતા શું બેટી માટે શ્રાપ છે યા ઝેહરી સાંપ છે? વેરીના જેમ તારી તેમ મારી પ્યારી દુખતર છે. ઓ! મારૂં અંતઃકરણ તે પ્યારીના બીસ્તર છે, તેણીની તરફની મારી મોહબત તું જાણવા માંગતો હોય તો લે ખંજર, ચીર આ જીગર, જે તારી આગળ હાજર છે."

"બોલ, ઓરત, કે આપણી બેટીનાં સુખ માટે તું શાનો ભોગ આપવા તઈયાર બનીછ?"

"મારી જીંદગીનો, મારા જાનનો."

"હું સમજી શકતો નથી કે તારી જીંદગીનો ભોગ આપવાથી તે બેટીનાં સુખનો સંજોગ કેવી રીતે ઉભો થવા પામશે?"

"તું મને મારી નાખ પણ તેના બદલામાં તારી બેટીને સુખમાં જીવાડ. સાંભળ, કે હીલ્દા એકવાર જો વેરીનાના માર્ગમાંથી દુર થઇ અને આઇઝેક વારગ્રેવ નાં વીલનો નાશ થયો તો તારી પ્યારી બેટી વેરીના ગ્લેનદેલ કેસલનો વારેસ બનશે. બેટી વારગ્રેવ જેટલી ખુબસુરત છે તેટલીજ તે મગરૂર અને દોરદમામની શોકીન છે. દોરદમામ દોલત વિના મલી શકતો નથી." આટલું બોલી તે ઓરત મેરીયોના પગ આગળ ધુંટણીએ પડી અને તેનો ખુની હાથ પોતાના ધ્રુજતા હાથમાં લઈ તે કાલાવાલા કરતી બોલી.—

"મેરીયો, હું મારે માટે તારી પાસથી દયાની આશ રાખતી નથી, પણ હું કરગરી માંગી લઉંછ કે આપણી પ્યારી બેટી ઉપર રહેમ કર, તેણીનાં સુખની જડને બાલી ભસમ ના કર. તેં કીનો લેવાના કસમ ખાધાછ તો કીનો મારી ઉપર લે, હું તારી સરબસર ગુનાહગાર છું, હું એખલી તારા ઢગઢગતા કીનાની સજાવાર છું. મારો જાન લે, તારી બેટીને અમાન દે. મને મારી જીંદગીથી બેલાશક દુર કર. તારી બેટીને સુખોથી ભરપુર કર. ના ડર, મેરીયો, મારી જીંદગી લેતાં ના ડર. પણ પેલું વીલ, જે તારી પાસ છે, અને જેમાં વેરીનાનાં સુખનો રસ્તો સાફ છે, તે ફાડીને ટુકડે ટુકડા કર. તે ટુકડાને ઢગઢગતા અંગારમાં ધર. તે કમબખ્ત વીલ તારી બેટી અને તેણીનાં સુખ વચ્ચે ખડું છે, તેજ તેણીનાં સુખનો દર ખોળવાનું જાદુ છે. વેરીના વારગ્રેવ માટે સુખ અને આશા મોજુદ છે પણ વેરીના કોરદીયાની માટે એ બંને દુર છે. માટે બોલ ઓ બરહેમ પીદર કે તારા જીગરમા વેરીના માટે દયા અને ખુદા માટે ડર છે યા નહિ?"

"છે, એક વાર નહિ પણ હજાર વાર છે, તો પ્યારી બેટી માટે આ જાન આ જીગર હાજર છે. ઉઠ, કમબખ્ત ઓરત ઉઠ," તે પોતાની પરણેતરને ધુંટણીએ પડેલી ઉઠાડતાં ધાડા સાદે બોલ્યો, "કમબખ્ત ઓરત, તારે ને મારે માટે સુખનો સુર્ય અસ્ત બન્યોછ, આપણાં દુખનો સેતારો અસ્ત બન્યોછ. આપણુ બંને માટે આ જેહાન હરામ છે, બસ આ જેહાનનાં સુખને સો સો સલામ છે. મારી બેટી માટે ગોયા હું મિણ છું, જયારે કોઇ પણ બીજાને માટે હું મારે આસતીન છું. ચાલ ઉઠ, કમબખત ઓરત ઉઠ."

પણ વેરીના ધુંટણીએ પડેલી ઉઠી નહિ. તે જમીનને ગોયા ચિટકી બોલીઃ—

"પણ પેલું વીલ કયાં છે? બોલ, બેટી વેરીનાનાં સુખનું તે સીલ કયાં છે? મેરીયો, ખુદાને ખાતર તે પ્યારાં વીલને ગુમાવતો ના, કેમકે તે વગર તારી બેટીનાં સુખનો દરિયાવ ઉછળનાર નથી, સુખનો સુર્ય ચમકનાર નથી. એજ વીલ વેરોનાનાં સુખનુ મુળ છે, તે બીચારીની આશનું ગુલ છે. પણ તે ગુલ ગુમ થયું તો આપણી સાથે તે બીચારીની જીંદગી પણ ધુળ છે."

મેરીયો હસ્યો અને બીજીજ પળે તે ઉસકેરાઇ બોલી ઉઠયોઃ—

"ઓરત, તારી ધાસ્તી નારવા છે. જો, તે વીલ આ જીગર સાથ લ્યાં છે." આટલું બોલી તેણે પોતાના કોટનાં બટનો ખુલ્લાં કરી પેલું વીલ જે ખરેખર તેનાં જીગર સાથે જોડાયલું હતું તે તરફ આંગળી કરી પોતાની પરણેતરને દેખાડયું.

આ વેળાએ લેડી વારએવની આંખો સુંદર સેતારાની માફક ચળકી નિકળી, જે મેરીયોને બાળી નાખનારી નિવડી. કેમકે એ વેળાએ તે ઓરતની ખુબસુરતી એવી તો ખીલી નિકળી કે ગોયા સુર્યની રોશની સિહા વાદળમાં ખુલી નિકળી. મેરીયો તુરતજ ધુંટણીએ પડેલી તે ઓરતને ઉઠાડી વળગી પડયો. તેનાં તન બદનમાં મોહબતનો આતશ સળગી રહયો હતો. પણ લેડી વારએવ તે તુરત પામી ગઇ અને ઝરૂખા ઉપર ધસી ગઇ, જયાંની તલેટીમાં તોફાની માહસાગરના મોજાઓ પહાડ પેઠે ઉછળતા હતા.

લેડી વારએવ જે પોતાની એક વારની પ્યારી પરણેતર હતી તેણીને પોતાના પાસામાં લેવા મેરીયો ઝરૂખા ઉપર દોડયો. અધારી રાતને લીધે તે ઓરતને તે જોઇ શકયો નહિ. આથી તે ઝુરૂખાના ચારે ખુણાં તપાસવા મડી ગયો. એક ખુણાંમાંથી લેડી વારએવના હસવાનો સાદ આવ્યો. તે તરફ તે ઓરત એક ખુણાંમાં પોતાના હાથો દીવાલને અઢેલીને ઉભી હતી

એક વધુ પળ! મેરીયો તેણીને મળવા ધસી ગયો કે તરતજ લેડી વારએવે પોતાના હાથમાંનુ તઇયાર ખંજર તેના સીનામાં બરહેમપણે ચલાવી દીધુ. કાનના બેહર ફાડી નાખે એવી ભયાનક ચિચ્યારી સાથે મેરીયો ઝરૂખા ઉપર પડયો, અને અછાડ પછાડ કરવા લાગ્યો. મરતી વખતે સાંમે ખુશાલીથી ઉછળતી છાતી સાથે ઉભેલી પોતાની ખુની ઓરતને પણ જીવતી નહિ રાખવાના કસદથી પોતે છુપાવેલી રીવોલ્વર બાહેર ખેચી કાહડવા તેણે ફાંફાં માર્યાં, પણ બેહદ દુખ વચ્ચે તેણે જાણ્યુ કે તે ત્યાં હતો નહી. તે જાણી શકયો નહિ કે કેઇ વખ્તે તે રીવોલ્વર તે ઓરતે કાહડી લીધી હતી.

થોડી મિનિટ વધુ પસાર થઇ અને મેરીયોની અછાડ પછાડ બંધ થઇ

ગઇ. તે ઓરતે તેનાં બદન ઉપર હાથ મુકયો તો તે બિલકુલ થડુગાર બની ગયું હતું. તેણીએ તરતજ પેલું વીલ ખેચી કાહડયું અને મેરીયોને માહ મુસીબતે તે ઓરતે પોતાની બાથમા ઉચકયો અને સહેજબી દયા વગર તેને દરિયામા ફેંકી દીધો.

મેરીયો કોરદીયાનીની ઘોર દરિયામાં બનેલી જોઇ તે ઓરત પેલુ વીલ પોતાના હાથમાં મજબુત પકડી કોઇના પણ ડર વગર બોલી —

"બસ! મારી ફતેહ છે! બસ મારીજ જય છે!" આટલું બોલી તે પેલાં વીલ તરફ એકી તગરે નજર કરી વધુ જુસ્સાથી બોલી, "હા! એજ વીલ છે જેણે મારા સુખ ઉપર જાથુકતુ સીલ માર્યું હતુ. બસ! હવે મારો સેતારો ચમકી નિકળ્યો. હુ દુખથી પાર થઇ, મારી હરીફ હીલદા અંતે ખ્વાર બની!"

તે વધુ બોલી શકી નહિ પણ તે વીલ તરફ હસતા ચહેરા અને ખુશી-થી ધડકતાં જીગર સાથે તેણીએ બસ જોયાજ કીધુ તેણીનો ચહેરો એ વ-ખતે ગુલાબનાં ફુલની તરેહ ખીલી નીકળ્યો હતો તેણીએ પેલુ વીલ પોતાની છાતી આગળ ઘણીજ સંભાળથી રાખ્યુ અને દરિયા તરફ નજર કરી બોલી.

"મેરીયો! મારા સુખના લુટારા મેરીયો, તારી ઘોર માટે દરિયોજ સજાવાર છે. તુ એક કરતાં વધુ વખત મુવેલો મારી નજર સામે જીવતો થઇ આવ્યો હતોની, પણ આજે તું તેમ કરી શકનાર નથી જેમ તારી પજવ-ણીનું ખજર મારા જીગરને ચીરી નાખવા શકિતવાન થયું હતુ તેમ મારૂ ખજર તારૂં જીગર એવું તો આબાદ ચીરી નાખવા શકિતવાન થયુ છે કે તેના જખમમાંથી તુ કદી પણ બચી શકનાર નથી જા, મેરીયો જા, મારા સુખના કાળા કાળ જા, દરિયાઇ ઘોરમા ગર્ક જા! ખુદા તારાં પાપી રૂહ ઉપર રહેમ કરે! જા, મેરીયો, જા, મારી જવાનીની સુખની જડને કાપનાર કઠીયારા જા, જા, મારા સુખના લુટારા જા! ગર્ક થા!"

આટલું બોલી તે ભયાનક જગો જે જગોએથી ગ્લેનદેલ કેસલનો વારસ ચોરાઇ ગયો હતો અને તેણીના આગલા ખાવિદ મેરીયો કોરદયાનીનો જાન લુટાઇ ગયો હતો તે જગો એક પણ બોલ બોલવા વગર છોડી જઇ લાગલો પો-તાના સુવાના ઓરડામાં ગઇ, જયા સર સીદની પોતાનાં મગજ ઉપર પાપોનો ગમે તેટલો ભાર છતાં, અતકરણમા પાપોનો ગમે તેટલો જાલેમ ડખ છતાં નિંદ્રાને વશ થઇ પોતાને બિછાને પડયો હતો. તેને શી ખબર કે તેની પરણેતરે તેના રસ્તામાંથી મેરીયો કોરદીયાનીને સદાનો દુર કરી તેનાં સુખનો પ્યાલો નવી ઉમેદોથી છળાછળ ભર્યો હતો.

# પ્રકરણ ૩૮ મું.

ઉપલાં પ્રકરણમાં વર્ણવેલા બનાવના બીજે દિવસે વેરીના વારગ્રેવને પોતાની માનીતી કાળી ઘોડી ઉપર સવાર થઇ વિજળીક વેગે ધસી જતી આપણે જોઇએ છિએ.

વખત બામદાદનો હતો. બામદાદ હદથી જયાદા ખુશનુમા હતી. કુદરત ચોતરફ હલમળી રહી હતી. દેખાવ શાંત પણ દિલપજીર લાગતો હતો. વેરીનાએ 'બોકેમ્પ એબે'ના ખડિયર તરફ પોતાની ઘોડીને વળણ આપી હતી એ ખાડયર, તે જાણુતી હતી કે, હીલદા અને સીરીલ હરબર્ટની મોલાકાતનું પ્યારૂં ધામ હતુ.

વેરીના આજે એટલી બધી તો હદ સુધી ઉસકેરાઇ ગઇ હતી કે તે કોઇ દિવસ નહિ, અને આજે પોતાની માનીતી ઘોડીને તેણીની ગમે તેટલી ઝડપી ચાલ છતા માર માર કરતી હતી આજે તેણીની ખુબસુરત આંખો ખુનીનાં પ્યાસાં ખજર માફક ચળકી રહી હતી તે ઘોડી પણ પોતાની ખુબસુરત માલેકની આજની અસાધારણ ઘાતકી ચાલથી ફતાઉં બની ગઇ હતી. અને તે પણ જીવ લઇને નાહસ્તો હતી, તોપણ દીવાની જેવી વેરીના વારગ્રેવ પોતાના પગમાંના કાંટાથો તેણીને લોહી લુવાન બનાવી મેળતી હતી.

હવે હદ થઇ. ઘોડી છેડાઇ. તેણીએ ચાર પગોએ નાહસવા માંડયું. ખાડા અને ખાબોચીયા, ટેકડી અને નાળાંઓ, તે જીવ ઉપર આવી કુદાવતી દોડતી હતી. વેરીનાએ તેણીને પોતાના કાબુમાં લેવાને ઘણાબી ફાંફાં માર્યાં, પણ મામલો તેણીના કાબુની બાહેર થઇ પડયો હતો. વેરીનાએ તેણીને ઘણીબી થંડી પાડવાની કોશેશ કીધી, પણ ફોકટ. તે અતી ગરમ થયલી ઘોડી કોઇબી રીતે નરમ થઇ નહિ. જેમ જેમ તે દોડતી તેમ તે વિજળીક ઝડપે ગોયા પવનના સુસવાટા સાથે જગ મચાવતી કુદકરા મારતી દુર અને દુર નાહસ્તી હતી.

ગઇ રાતે પડેલા થોડા ઘણા વરસાદથી જગા ચીકણી અને ભીનાસવાલી બની ગઈ હતી, જેથી વેરીના વારગ્રેવની જીંદગી બેહદ જોખમમા હતી; પણ તે હિમ્મતવાન ઓરત હિમ્મત હારી નહિ. તેણીએ હિમ્મત અને સમયસુચકતા તો ઘણીએ રાખી હતી પણ દરેક પળ જીવ સટોસટ બની હતી, જેનું તેણીને પુરેપુરૂં ભાન હતુ. પણ આ પળે તે દરેક રીતે લાચાર હતી. ઘોડી ગોયા દીવાની બની ગઇ હતી. તે પોતાના ખુબસુરત સવારને લઇ પોતાના જાનના ભોગે દુર અને દુર નાહસ્તી હતી.

અંતે તે ઘોડી "ઓ કેંપ એબે" ના ખંડિયર આગળ આવી પુગી, જયાં વેરીના જવા માંગતી હતી. પણ આ બાજુએ આવતાં વેરીનાની સબુરી રહી નહિ હવેજ મોતનો જાલેમ દુત તેણીની નજર સામે ખડો થયો આથી તે પોતાની જીંદગીથી હાથ ધોઇ કાનોના બહેર ફ:ડી નાખનારી ચિચ્યારીઓ પાડવા મંડી ગઇ. તે જગો ઉજ્જડ હોવાથી તથા તે તરફ લોકોની આવજાવ બિલકુલ નહિ હોવાથી ચિચ્યારીઓ હવામાં મળી જવા સિવાય બીજો કશો છુટક હતો નહિ. પણ અતે આ જીવ સટોસટ પળનો અંત આવ્યો. ઘોડીના પગો જમીન ઉપર લપસી ગયા, અને તે જોશ ઉપર આવેલુ જાનવર જમીન ઉપર ગબડી પડયુ. તેણીના પડવા સાથે વેરીના પણ જમીનદોસ્ત થઇ અને તેણીનું માથુ એક પથર ઉપર ઝીખાવા સાથે તે બેસુધ્ધ થઇ તુટી પડી તુરતજ એક જવાન મર્દ એ અકસમાત જોતાં વેરીનાની મદદે દોડી આવ્યો. પેલા જવાને વેરોનાને તુરત ઉંચકી લીધી અને તેણે જમીન ઉપર ફસડાઇ પડી પોતાનાં ખોળા ઉપર તેણીનું માથું મુકયું અને તેણીના માથાં ઉપરના જખમમાંથી લોહી જતું અટકાવવાની કોશેશ કીધી, જેમાં તે ઘણી અચ્છી રીતે ફતેહ પામ્યો. આ પછી તેણે પોતાનુ શર્ટ ફાડી તેનો પાટો તેણીનાં માથાં ઉપર જોશથી બાંધ્યો, એ પછી તેણે તેણીને સુધ્ધીમાં લાવવાના એલાજો અજમાવ્યા, જેમાં પણ તે ઘણીક મેહનતે ફતેહ પામ્યો.

જયારે વેરીનાએ બેસુધ્ધીમાંથી ફારેગ થઇ પોતાની આંખો ઉઘાડી ત્યારે તેણીએ સહીસલામત સીરીલ હરબર્ટ જેને તે બેહદ પ્યારથી ચાહતી હતી તેના ખોળામાં પોતાને પડેલી જોઇ,ખુશાલીથી પોતાની આંખો ચમકાવી. સીરીલ હર બર્ટ જેને વાંચનારાંઓ હવે લોર્ડ ગ્લેનદેલ તરીકે પિછાની ચુકયા છે, તે રીવર જેકના એકરારથી લેડી ગ્લેનદેલનો બેટો સાબેત થયો છે. આ ખબર લેડી ગ્લેનદેલની મરજીથી હજી સુધી છુપીજ રાખવામાં આવી હતી. જેથી વેરીના વારગ્રેવ સીરીલ હરબર્તના ભેદથી બિલકુલ બેખબર હતી.

સુધ્ધીમાં આવતાં વેરીનાની છાતી હજી ખુલ્લી નહિ થવાથી તેણીએ એક જોશથી ડચકું ખાધું અને બેહદ આતુરતાથી બોલવાની તેણીએ કોશેશ કીધી. પણ તેણીની છાતી ખુલ્લી થવા પામી નહિ. જોબનના જોશ ઉપર આવેલી તેણીની છાતી જોશથી ઉછાળા મારી રહી હતી.

આ હિલચાલ, કહો કે તાણુતોડ, સીરીલ હરબર્ટ બેહદ દયાજનક ચેહરે જોતો રહયો. એ વેળાએ તેનુ અતકરણ વેરીના વારગ્રેવ માટે દયાના જોશથી ઉછાળા મારી રહયું હતું.

અંતે વેરીનાએ હોઠો ફફડાવ્યા અને ધ્રુજતા લથડતા સાદે તે બોલી —

"હું ક્યાં છું ? મને અહિં કોણ લાવ્યું ? હા, હવે મને યાદ આવેછ. પેલી મારી ઘોડીએ—"

આટલુ બોલી તેણીએ પોતાનું માથું ઉંચક્યું અને સીરીલ હરબર્તનાં ખુબસુરત ચેહરાને તે ધારી ધારીને જોવા લાગી

"મીસ વારગ્રેવ, ધાસ્તી ના રાખો બાનુ," સીરીલે મમતાથી સમજાવ્યું, "તમો બાનુ, ઘણી અજબ રીતે બચી ગયાં. ખુદાએ તમોને બચાવી લીધાં. તમો બિલકુલ સલામત છો."

"સલામત ! હા, હું સલામત છું. હવે મને સઘળું યાદ આવેછ." અને તે ઉભી થઇ બોલી, "મી૦ હરબર્ટ, મારી જીંદગીના થયલા બચાવ માટે હુ તમારી આભારી છુ."

આટલું બોલી તેણીએ સીરીલનો હાથ પોતાના નાજુક હાથમાં લીધો અને તે તેણીએ પોતાના હોઠ સાથે દાબ્યો.

"મીસ વારગ્રેવ, મારી તમોને અરજ છે કે મેં બજાવેલી ફરજને માટે તમો આટલાં બધાં ઉસકેરાઇ ના જાઓ," આટલું બોલી સીરીલે પોતાનો હાથ વેરીનાના પંજામાથી છોડાવવાની તજવીજ કરતાં આગળ ચલાવ્યું, "ખુદાનો મારે પાડ માનવો જોઇએ કે તમો બાનુની જીદગી બચાવવાને હું ભાગ્યશાળી નિવડયો. અજબ સંજોગે આ જગ્યા ઉપર મારૂં આવવુ થયુ, નહિ તો મને ધાસ્તી છે કે—"

"ખચિત, ખચિત, હું મરીજ જતે, અને તે પણ ઘણાં ભયંકર મોતે. તમારી વખતસરની મદદથીજ હું મરતી બચીછ, જે સેવાનો ભાર હું મારી ગરદન ઉપર લઇ મરશ. જોકે મારી જીદગી આખી દુનિયામાં મને સર્વથી વધુ પ્યારી છે તોપણ હું તે તારા પગ આગલ મુકું તો તે પણ ઓછું છે."

"મીસ વારગ્રેવ ખુદાને ખાતર—"

વેરીનાએ સીરીલને આગલ બોલતાં અટકાવી વધુ જુસ્સાથી કહયું, "મીસ વારગ્રેવ ! હરબર્ત, તું મને મિસ વારગ્રેવના નામથી બોલાવેછ, પણ મારા પ્યારા હરબર્ટ, હુ તારી સુરતને વર્ષો થયાં મારાં અંત:કરણમાં જગો આપતી આવીછ. હરબર્ટ, નેપલ્સના લીલોતરીવાલા બાગની આપણી મુલાકાત તુ યાદ કર. એ વેળાએ તું મારા મામાના મકાનમાં પરોણા તરીકે રહયો હતો. હા ! તે કેવા સુખી દિવસો હતા ! તે સુખી પળોની યાદ થતા અને હાલની મારી તરફની તારી બેદરકારીની સરખામણી કરતા મારૂં નાજુક જીગર ફાટી જાયછ."

તે એકાદ બે પળ બોલતી અચકી વધુ જુસ્સા સહિત બોલી ઉઠી:—

"હરબર્ટ, એ વેળા કે જે મારે માટે સુખ અને મોહબતનો સ્વપનો હતો તે વેળાએ તુ મને વેરોનાના મિઠાં નામથી બોલાવતો હતો."

"હા, હું તે સઘળું આજેબી યાદ કરી શકુંછ,' સીરીલ હરબર્ટે કાંઇક આનાકાની સાથે જણાવ્યુ, "તાગ મામાએ મારી કીધેલી પરોણાગત હું કદી પણ ભુલીશ નહિ. તેણે મને પોતાના પેટના એક બેટા તરીકે ચાહયો હતો."

"અને હરબર્ટ, તે ઉમરાવના તારી તરફના આવા અખુટ પ્યારનો બદલો તેં તેની બેહનની બેટીનું દિલ લુટી તેને જખમી કરી વાળી આપ્યો, એમજ કેની ?"

સીરીલ હરબર્ટ ચોંકયો અને એક પારકી ઓરતને મોહડેથી આવા સખુનો સાંભળવાથી તેનુ અત કરણ ડખ્યુ.

"સીરાલ, તેં મારૂં દિલ જખમી કીધું તે માટે મને સેહજબી દરકાર નથી. એ દિલ મેં તને અરપણ કરો દીધુછ, એ તારો માલ છે. એનુ ગમે તે કરવાને તુ મુખત્યાર છે. તુ ચાહે તો મારા એ તનના તાર તોડી નાખ. તું ચાહે તો વફા કર, ચાહે તો જફા કર, હુ તારો સિતમ ખમવાને તઇયાર છું. તું માનશે હરબર્ટ, મને મારી જીદગી તારા વગર અકારી થઇ લાગીછ."

"બાનુ, એ જાતનો બકબકારો તમારી જીંદગીને વધુ કંગાળ બનાવશે"

"મારી જીદગી વધુ કગાળ બનવાનો મને સહેજબી ગમ નથી. કેમકે કગાળપણાંની હદ અત્યાર આગમચની આવી ચુકીછ."

"બાનુ, એ એક જાતનું દીવાનપણું છે."

"હું ઇચ્છુછ કે તારી જુદાઇમાં હુ દીવાની બની જાઉ, ને તારી જુદાઇ ભુલી જાઉં, કેમકે દીવાનપનજ મારો જીંદગીના સ્વપ્નાનો છુટકારો છે, જે મનથી પ્યારો છે તેને માટે આફતો સહન કરવી એ બાવફા માશુકાનો ધારો છે."

આટલુ બોલી તેણીએ દુખની અસહય લાગણીથી પોતાના બને નાજુક હાથો પોતાની બને આંખો ઉપર ઢાંકી દીધા અને ડચકાંઓથી ગુંગળાઇ જતી પોતાની છાતીને તે જેમ તેમ રોકી શકી.

"વેરીના! વેરીના વારગ્રેવ! મને જવાબ દે કે મેં મારાં એક પણ કામ યા એક પણ સખુનથી હુ તને ચાહું છુ એવો ખ્યાલ આપવાની મેં સહેજબી નાદાની કીધીછ? વેરીના, હુ તને ખરેખર ચાહુંછ. કોઇબી ઓરતને મેં તારા જેવા મજબુત પ્યારથી ચાહી નથી."

"ઓ ખુદા! હું શું સાંભળુંછ!" વેરીના પોતાના હોઠો હસ્તા કરી પોકારી ઉઠી.

"પણ વેરીના, તે પ્યાર એક ભાઇ જેમ પોતાની બહેનને ચાહે તે કિસમનો છે."

"અફસોસ !" આટલું બોલી વેરીનાએ પોતાની ડોક સીરીલ હરબર્ટના ખભાં ઉપર નાખી દીધી પણ બીજીજ પળે તે ટટાર ઉભી. આ વેળાએ તેણીના તન બદનમાંથી ધીક્કારની લાગણી પસાર થઇ ગઇ પણ તેની અસર રહી ગઈ. તેણીના કાનો આગળ હરબર્ટનાં છેલ્લા હરફો લોખંડી ઘંટની માફક ગણગણી રહયા હતા. તેનો સાચો એકરાર જે વેરીનાને બેહદ જુલમી અને ઘાતકી લાગ્યો, તે તેણીની જવાન જીંદગીની ઉમેદોથી હાથ ધોવા મિસાલનો થઇ પડયો

વેરીનાનો દેખાવ આ વેળાએ હદથી જયાદા ઉસકેરાયલો હરબર્ટને લાગ્યો અને તે બાનુ આવીજ ઉસકેરણીમા પોકારી ઉઠી —

"હરબર્ટ, ખુદા ખાતર મને એકદમ છોડી જા."

"કદી નહિ, તને આવી હાલતમાં છોડી જવી એ મારા જેવા એક જુવાન બચ્ચાને છાજતુ કામ નથી."

'ત્યારે શુ તને ખરાં અંતકરણથી ચાહતી ઓરતના દિલના શીશાન. ટુકડે ટુકડા કરવા એ મર્દ બચ્ચાનુ કામ છે ? સીરીલ, મારૂં જીગર તારે હાથે ચીરી જો કે તેના કેવા બુરા હાલ થયાછ ! યાદ કર કે બાવફા પણ નાસુરાદ માશુકોની બદદુવાથી બેવફા આશકો કેવા પામાલ થયાછ !"

"પણ વેરીના ખ્યાલ કર કે મારી ઉપર મોહબત દોડાવવાને એક પણ સબબ મે તને જાણી જોઇ આપ્યો નથી. અને અગરજો અજાણપણે મેં તે આપ્યો હોય તો મને માફ કર, મારે માટે તારૂં દિલ ખુલ્લાં મનથી સાફ કર !"

"નાદાન !" વેરીના સીરીલના છેલ્લા સખુનો સાંભળવાની દરકાર કરવા વગર બોલી, "બેધ્યાન, આશક માશુકની મોહબત તો તે છે જે કાંઇ પણ સબબ મલવા વગર પોતાનો રસ્તો લેછ. નેપલ્સમાંના આપણી વચેના નિર્દોષ એખલાસથી હુ તારી તરફ લોહચુંબક મિસાલ ખેંચાઇ ગઇ, જે ખેચાણે પ્યારનું રૂપ લીધું, તેણે આજે તારી જુલ્મી નાકદરીથી મારી સામે મોતનુ રૂપ ધારણ કીધુછ. મોતનો પ્યારો ફરેસ્તોજ મને તારી તરફના જુલ્મી પ્યારના બસમાથી છોડવશે. પહેલાં, તને મળવાની આર્ઝુ રાખી હું તારી જુદાઇથી અધીરો બની ગઇ હતી તેટલી અધીરી આજે હું મોતને મળવાને બનીછ. પણ તું જેવા નાદાન બેભાનને મારો સાચી ખુદાઇ મોહબતના મરસિયા સભળાવવા એ મિનારા ઉપર ઠસી બેઠેલા પથ્થર આગળ આજેજી કરવા સમાન

છે. માટે જા, મારી નજર આગળથી તારી મિઠી પણ જુલ્મી સુરત દુર કર મારી મોહબત નહિ તો નહિ, પણ મારો આ છેવટનો સખુન તો મંજુર કર. પણ તું એટલું તો તારા પથ્થર સમાન જીગર ઉપર કોતરી રાખજે કે વેરીના વારઐવે તેણીની આખા જીંદગીમા એકલા સીરીલ હરબર્ટનેજ ચાહયો હતો; તું જેમ મારો પહેલોજ તેમ છેલ્લો પ્યાર છે. વેરીનાની તારી પર પેહેલે પણ જીંદગી નિસાર હતી, અને આજે પણ તે પોતાનો તનો જાન નિસાર કરવા તઈયાર બનીછ!"

સીરીલ હરબર્તને વેરીનાની આટલી બધી હદ સુધીની દીવાની મોહબતનો સ્વપનો પણ હતો નહિ. તે દયા અને દીલસોજીથી, વેરીના જે આ પળે ગરદન ઝુકાવી ઉભી હતી, તેણીને જોતો ઉભોજ રહયો અને એવી રીતે તે શાંત જગોમાં ઓરબી વધુ શાંતિ ફેલાવા પામી.

---

## પ્રકરણ ૩૯ મું.

સઘળું શાંત હતું, પણ આજે વેરીના હદથી જયાદા અશાંત બની હતી. તે મોટેથી પોકારી ઉઠી —

"મારા ખુદા! મારૂં જીગર એટલુ તો ઉછાળા મારી રહયુછ કે જરૂર મને લાગેછ કે તે બાહેર નિકળી પડશે. અને મારૂ મગજ કેવુ તપી આવ્યું છ, જાણે તે ઢગઢગતા અગારની ભઠ્ઠી બનીછ અને તેમા હું કવાબની માફક જીવતી જાગતી બળી જાઊંછ. ઓ સીરીલ, મને તારાં પાસામા લે, નહિ તો હું ફાટી મરી જવશ."

આટલું બોલી સીરીલનાં ગળાંમાં પોતાના હાથો નાખી તે ડુસકે ડુસકે રડવા મંડી ગઇ. તેણીની આંખો સીરીલના ચેહરા ઉપર ગોયા ચીટકી ગઇ હતી. તેણીના માથાંના બાલો છુટા થઈ તેણીના ખભાં અને છાતી ઉપર વિખેરાઈ ગયા હતા. તેણીની આવી દયાજનક હાલત છતાં કોઇ પણ કહી શકે કે તે બાનુ અજીત ખુબસુરતી ધરાવનારી ઓરત હતી.

તે એક બેહસ્તની પરી જેવી ખુબસુરત લાગતી હતી; તેણીનો ચેહરો જોકે ઉતરી ગયો હતો તોપણ તેણીના ચેહરા ઉપરની બેહસ્તની હુરીના જેવી ખુબસુરતી સદંતર દુર થવા પામી હતી નહીં. તેણીની આખોમાં ખુબસુરતીની અને ખુબસુરતીના ખેંચાણની અજબ મોહિની સમાયલી હતી.

શું સીરીલ આવી ખુબસુરતી તરફ નાકદર હતો? યા બિલકુલ બેદરકાર હતો?

નહિ, સીરીલ પણ ઇનસાન હોવાથી વેરીનાની ખુબસુરતીનો કદરશનાશ હતો. તેના જીગરમા હીલદાની મુર્તીએ જગો લીધી નહિ હોત તો એજ પળે તે વેરીનાની મોહબતનો ગુલામ બન્યો હોત.

સીરીલ હરબર્ટને વેરીનાની દિલ જીતી લેનારી ખુબસુરતી કરતાં સ્વચ્છ અને નિર્મળ તથા વગર ડાઘની હીલદા માટે વધુ દરકાર હતી.

"વેરીના, ખુદા ખાતર મને છોડ. અહિ કોઇ આવી લાગશે તો આપણુ બનેને શરમાવું પડશે."

આટલુ બોલી તેણે વેરીનાના હાથો પોતાના ગળાંમાથી છોડવવાની કોશેશ કીધી, પણ વેરીનાએ પોતાના હાથો વધુ મજબુત કીધા, અને તે સીરીલની આંખો તરફ ધારી ધારી જોઇ બોલી, "મને તું ગમે તો ચાહ, યા ગમે તો ના ચાહ, પણ તું મને તને ચાહતી અટકાવી શકનાર નથી. સીરીલ, ખુદાને હાજર નાજર જાણી તારી આગલ હુ સાચો એકરાર કરૂછ કે, હુ તને મારા જાનો જીગરથી ચાહુછ."

આ વેળા વેરીનાએ વધુ હિમ્મતવાન બની પોતાના ધ્રુજતા ફિકકા હોઠો સીરીલના હોઠો ઉપર મુકયા, અને તે બેઅખત્યાર રડી પડી.

"વેરીના! વેરીના! ખુદાને ખાતર મને છોડ ને શાંત થા. રડ ના"

"નહિ, નહિ, મને રડવા દે! રડીને મારાં જીગરને ખુલ્લું કરવા દે! મારી જુદાઇની આગ મારાં આસુંઓથીજ બુઝાવા દે," વેરીના દચકાંઓથી ગુગળાતો છાતી સાથે બોલી.

"વેરીના," તું છુટી પડી શાંત થા ને મને સમજાવ કે તું આ ઉજડ અને નવતરી જગોએ શા માટે આવી?" સીરોલે વેરીનાને તેણીનું માથું પસવારી સમજાવ્યુ.

સીરીલના આ એજમતી બોલોની ઘણી સારી અસર વેરીના ઉપર થઇ. તેણીએ પોતાના હાથો સીરીલના ગળાંમાથી છુટા કીધા, અને તે સીરીલની સામે કાંઇ શાંત બનવા જેવી હાલતે ઉભી.

"હુ અહિ શા માટે આવી તે તું જાણવા માગતી હોય તો સાંભળ કે હું તને મલવા આવી."

"પણ તેનો કાંઇ સબબ?"

"સબબ ! સાંભળ નાકદર કે જે પરદો મેં મારાં જીગર ઉપર વર્ષો થયાં ઓઢી રાખ્યો હતો તે પરદો ઉઠાવી તેની પાછળ છુપાયલા અને ચાક ચાક થયલાં મારાં જીગરનો જખમ દેખાડવા હું તને ઢુંડતી આ ઉજડ જગોએ આવી, પણ અફસોસ કે મારી તરફની તારી નાકદરી આગળ હુ સહેજબી નહિ ફાવી."

પણ એટલામાં તેણુંની નજર દુરથી આવતી હીલદા ઉપર પડી અને તેને લગતી ખબર તેણુંએ સીરીલ હરબર્ટને આપી.

હીલદાની આમદ જે સીરીલ હરબર્ટને હંમેશ પોતાના જાનથી જયાદા પ્યારી હતી, તે આ પળે તેને અકારી લાગી. તેણે ઇચ્છયું કે હીલદા તેણુંના કટટા હરીફ વેરીનાની હાજરીમાં આવીજ નહિ. હોત તો ઠીક થાત. પણ હવે મોડું થયું હતું. હીલદા આવી પુગી અને તે પોતાના ખાવિંદને વેરોના સાથે જોઇ બેહદ અજબ થઇ, પણ કોઇ પણ રીતે દલગીર થઇ નહિ.

વેરોનાને નડેલો અકસમાત ટુંકમાં સીરોલે હીલદાને સમજાવી લીધો. એ પછી બે ચાર પળ ચુપકીદી ચાલી રહી.

અતે વેરીનાએજ ચુપકીદી તોડી તે હીલદા તરફ નજર કરી જુસ્સ સહિત બોલી, "હીલદા, તું સીરીલ હરબર્ટને ચાહેછ, પણ હુંબી તેને અથાગ મોહબતથી ચાહુંછ, જોકે એ મારો થનાર નથી, પણ તું એબી યાદ રાખજે કે તે તારોબી થઇ શકનાર નથી. હીલદા સાભળ, કે જયાં સુધી હુ જીવતી છુ ત્યાં સુધી સીરીલ હરબર્ટ તારો તો શુ પણ કોઇબી બીજીનો થઇ શકનાર નથી."

ખુની આંખોવાલી વેરીનાનાં મોહડેથી આ શબ્દો નિકળતાંજ હીલદા તો ધુજવા મંડી ગઇ. તે ગોયા બકરી હતી, જયારે વેરીના વાઘન હતી. અને જેમ વાઘનને જોતાંજ બકરોના હોશલા લેવાઇ જાય તેમ વેરોનાને આ પ્રમાણે બોલતાં સાંભળતાં હીલદાનો દમ ગુંગલાવા લાગ્યો. તેણીની આવી હાલત જોઇ સીરીલ હરબર્ટ તેણીની મદદે આવ્યો. અને તે જાણે વેરોનાની ધમકીની દરકાર કરતો નહિ હોય તેમ હીલદાને હીંમત આપવા સહેજ હસ્યો.

તેનું હસવું વેરીનાને ઝહરથી વધુ કાતીલ લાગ્યુ. તે દાંત્યા કચકચાવી બોલી, "સીરીલ હરબર્ટ, નાકદર મર્દ, હસ, પણ જેમ મારી મોહબતનો તને ખ્યાલ નથી, તેમ એક છેહલે પાટલે બેઠેલી અને પ્યારમાં હારેલી ઓરતના ઢગ-ઢગતા કીનાનું પણ તને ભાન નથી. સીરીલ, હીલદા, સાંભળો કે જયાં સુધી મારા દમમાં દમ બાકી છે, જયાં સુધી મારૂં ભેજું કામ કરવાની શકિત ધરાવેછ, ત્યાં સુધી તમારાં લગન એક હવાઇ સ્વપના સમાન છે. તમો એમ ના સમ-જતાં કે હું સીરીલની મોહોબતમા દીવાની બની ગઇછ; હું તમો બંનેને મારા કીનાથી દીવાના બનાવી મેલશ. હું જોકે લાચાર ઓરત છું પણ મારો ઠરાવ

સોખંડથી વધુ મજબુત છે, જેને કોઇનીબી આજેજી વાલી યા પીગલાવી શકનાર નથી."

"મને તારી ધમકીની ચહેજબી દરકાર નથી," હરબર્ટે તુચ્છકાર દેખાડયો.

"જા, તારૂં કાળું કર, કેમકે હું જોઉંછ કે તારા જેવો કોઇ જુલમગાર નથી," વેરીનાએ પોતાના દાંતો પાસીને જવાબ દીધો.

સીરીલ હરબર્તે તે જગોએ હવે એક પણ પળ વધુ થોબવાનું દરૂસ્ત ધાર્યું નહિ. હીલદા જે વેરીનાને દયા અને ધારતીની મિશ્ર લાગણી વચે જોતી ઉભી હતી તેણીનો હાથ પકડી સીરીલ તેણીને ખેંચવા લાગ્યો. હીલદાને તે જગો છોડી જવાની હિલચાલ કરતી જોઇ વેરીના તેણીના તરફ દીવાનીની પેઠે ધસી ગઇ, અને તે તેણીનો હાથ મજબુત પકડી બોલી:—

"હીલદા, તું નામ નિશાન કે મકાન વગરની ઓરત છે. તારાં માબાપ કોણ છે, તુ તને ભાન નથી. તુ તેથી બિલકુલ અજાણ છે. પણ હું એ બિનાથી વાકેફગાર છું. એ ભેદ તારી આગળ ખુલ્લો કરવાને હું આ પળે તઇયાર છુ. તારાં માબાપ જોકે કબરમાં નચિંત પોઢેલાં છે તોપણ તેઓ પોતાની પાછળ પોતાના નામ નિશાન અને દોલતનો એક મોટો વારસો મુકી ગયાંછ. તે શું છે તે હુ સારી પેઠે જાણુંછ, અને તે ઉપર હક તારો છે તે પણ હું જાણુછ."

હીલદાએ વેરીનાને આગલ બોલવા દીધી નહિ. તે તેણીનો હાથ ઘણા જોરથી છટકાવી તેણીના પગ આગલ ઘુંટણીએ પડી અને તેણીના ઝભ્ભાનો છેડો પોતાના હાથમાં પકડી કરગરી બોલી, "વેરીના! ખુદા ખાતર હું કોણનું ફરઝંદ છું તેનો મારી આગલ ભેદ ખુલ્લો કર. ખુદા ખાતર મને મારાં માબાપના નામ નિશાનથી જાણીતી કર. હું તારો આભાર ભુલીશ નહિ."

વેરીના હસી પડી.

સીરીલે હીલદાનો હાથ પકડી ઉઠાડતાં કહયું, "હીલદા, વેરીના દીવાની છે. તેણીની ધમકીની માફક તેણીની કબુલાતો પણ હવાઇ છે."

વેરીનાની આંખો તારા મિસાલ ચમકી અને તે બાતુ વધુ જુસ્સાથી બોલી, "સીરીલ, તું મારૂં માનતો નથી? હું તમો બને આશક માશુક આગલ કસમ ખાઇ કહુંછ કે દરિયામાંથી મલી આવેલી હીલદાની આસપાસ વિંટલાયલા ભેદનો પરદો બોલવાની કુળ મારી પાસે છે. અને હું તે એકજ શર્તે હીલદા આગલ ખુલો કરવા રાજી છું."

"અને તે શર્ત શી છે?" હીલદાએ ઉભી થઇ સવાલ કીધો.

"સાંભળ, કે જે પળે તું તારાં માત પીતાનું નામ જાણુવા પામે અને તારો વારસો સાબેત થાય, તેજ પળે તારે સીરીલ હરબર્ટને તારા પાસામાંથી દુર કરી તેને મારે હવાલે કરવો. પછી હું છું ને સીરીલ છું."

વેરીનાને મોહડેથી આ શબ્દો બાહેર પડતાંજ હીલ્ડા દીવાના જુસ્સા વેરીના તરફ ધસી જઇ બોલી, "તારી એવી શર્તે કાહરનના ખજાનાની મને દરકાર નથી તું તે લે ને મારાં માત પીતાની ઓળખથી મને જાણી કર. કેમ કબુલ છે?"

"મારા જાલેમ ઠરાવની તાસીર નહિ માનવામાં તારી ભુલ છે. તા હઠથી તારાં માબાપનું નામો નિશાન મારી સાથે જાથુકનું કબ્રવાસ થશે તે સાથે તારૂં ને તારા આશકનું સત્યાનાશ થશે."

હીલ્ડા અને સીરીલ બંને કમકમ્યાં. સીરીલે તેણીના કાનમાં કાંઇ કહ અને તેઓ બંને વેરીનાની ધમકીની સહેજબી પરવા કરવા વિના તેણ છોડી ગયાં.

વેરીના પોતાનાં મન સાથે બબડી. તે પણ તે જગોએ ઉભી રહી ન તેણીની માનીતી ઘોડી પડવા પછી પોતાની નાજુક શેઠાણીની માફક પોત પગ ઉપર ટટાર થઇ તેણીથી સેહજ દુર ઉભી હતી. વેરીનાએ તેણીની પ ઉપર બેઠક લીધી અને ઘોડીએ ચાલુ મુકયું.

જયારે તે પોતાનાં મકાનમાં દાખલ થઇ ત્યારે કંપાઉન્ડમાં તેણીએ પોતા તમામ નોકરોને એક ઠેકાણે જમા થઇ ગુસગુસ કરતાં જોયા. આથી તે હદ અજબ થઇ ગઇ. પણ જયારે તે નોકરોની તેણીની ઉપર નજર પડી ત્ય તેઓ તેણીને બમલાહજે ટીકવા મંડી ગયા. આવી બેઅદબી આગળ કોઇ નોકરે તેણીની તરફ કદી બતાવેલી નહિ હોવાથી તે વધુ અજબ થઇ; પણ જા તે જાણતીજ નહિ હોય તેમ તે તેઓ આગળથી પોતાના ઓરડામાં સટી ગ

તેણીએ ચંગ વગાડયો અને તેણીની માનીતી દાસી આવી ઉભી.

"લુસી, પીદર કયાં છે, મારાં માતા કયાં છે?"

"શું બોલું બાઇ, તમારા પીદરને તો પકડી ગયા."

"પકડી ગયા! કોણ પકડી ગયું?"

"પોલીસ, બાનુ."

"પોલીસ! શા માટે સર સીદનીને પોલીસે પકડયો?"

લુસીના હોઠો ધ્રુજવા મંડી ગયા, અને તેણીનો ચહેરો ફિકકો મ ગયો, તોપણ તે હિમ્મત રાખી બોલીઃ—

"ખુન કરવા માટે, બાનુ."

"કોણનું?"

"સોલીસીતર રોબર્ટનું."

"કોણ કહેછ?"

"તમારા પીદરનો મદદગાર, જેણે મરતી વખતે એકરાર કીધોછ, બાનુ

"હું માનતી નથી. જ્યાં છે ત્યાં કાંઇ મોટી ભુલ છે. જા, જે હશે તે માલમ પડશે."

દાસી ચાલી ગઇ અને વેરીના ટેબલ ઉપર માથું મુકી પડી.

## પ્રકરણ ૪૦ મું.

વેરીના પોતાની દાસીને મોહડેથી પોતાના પીદરની કમબખ્તીની વાત સાંભળી પોતાના ઓરડામાં બિછાના ઉપર ઉંધે મસ્તક પડી, ત્યારે તેણીની આંખો આંસુથી ભીણાયલી હતી. જોકે સર સીદની તેણીનો સગો પીદર હતો નહિ, તોપણ તેણે તેણીને પોતાનાં પેટની દીકરી કરતાં સહેજબી ઓછા પ્યારથી ચાહી હતી નહિ, અને જ્યાં સુધી તેણીએ પોતાના ઇટલીયન પીદરથી જાણ્યું નહિ કે સર સીદનો તેણીનો ખરો પીદર હતો નહિ, ત્યાં સુધીને તે તેને પોતાના ખરા પીદર તરીકેજ માનતી હતી. આથી સર સીદની ઉપર મુકવામાં આવેલા આરોપથી તેણીની મગરૂરી ઉપર મજબુત ફટકો આવી પડયો. કેમકે આથી તેણીના શત્રુઓની ચઢતી થવાનો તેણીને મોટો ગમ હતો.

આંખોમાંથી આસુંઓ પાડી જયારે વેરીના થાકી ત્યારે તે એક મજબુત ઠરાવ સાથે ઉઠી ઉભી અને તેણીએ પોતાની માવતરના ઓરડા તરફ ધીમાં પણ મજબુત કદમે ચાલુ મુકયું.

પોતાની માદરના ઓરડામાં સઘળું વેર વીખેર પડેલું હતું. કબાટના ખાણુંઓ ખુલ્લાં પડેલાં હતાં અને તેમાંની કેટલીક ચીજો જમીન ઉપર જયાં ગમે ત્યાં પડી હતી. વેરીનાને સમજી જતાં વિલંબ લાગ્યો નહિ કે પોલીસ સર સીદનીને કેદી તરીકે લઇ જતી વેળાએ તેણીની માદરને કાંઇ ચોકકસ ચીજની જરૂર પડેલી હોવી જોઇએ, અને તેની શોધ કરતાં સઘળું વેર વિખેર પડેલું હોવુ જોઇએ. વેરીના આ સઘળું કબાટમાં નાખી સર સીદની અને તેની સાથે ગયલી પોતાની માદરને મળવા જવા તઇયાર થઇ. પણ બીજીજ પળે એમ કરવાનું તેણીને પસંદ પડયુ નહિ. ખુની સર સીદનીની બેટી તરીકે કોઇ તેણીની તરફ આંગળી કરે એ ખ્યાલ થતાં તેણીનું આખું શરીર કમકમવા લાગ્યું. પણ એટલામાં પોતાની માદરની લખવાની ટેબલ ઉપર પડેલી એક ચીઠી ઉપર તેણીની નજર પડી. તે તેણીએ ઉંચકી લીધી. તે તેણીની માદરના હાથથી લખાયલી હતી, પણ તે ઘણીજ ઉતાવળથી લખાયલી હતી. તેણીએ તે ઉપર આતુર ચશમ ફેંકી અને નીચલી લીટીઓ તેણીએ ઉંચા દમે વાંચીઃ—

"મારી પ્યારી બેટી વેરીના,

જે વીલથી લીલદા ગ્લેનડેલ કેસલની માલેક અને આઇઝેક વારએવની તમામ દોલતની વારેસ બનનાર છે તે વીલ મારા ખાનગી ઓરડામાં ચાંપવાલી કબાટમાં છે. તે તું તારે હસ્તક લઇ લેજે, અને તેનો નિકાળ લાવી નાખજે. મને એમ કરવાનો વખત મલી શકયો નથી. યાદ રાખજે કે પેલી દદા લીલદાનું નામ અને ભવિષ્ય તારા પોતાના હાથમાં છે."

"મારા પોતાના હાથમાં!" વેરીના પોતાની માદરનો રૂકકો બે ચાર વાર વાંચવા પછી પોતાનાં મન સાથ બોલી ઉઠી, "ઠીક છે, હું એ દસ્તાવેજનું નામ અને તેણીનું ભવિષ્ય આતશને હવાલે કરૂંછ."

*    *    *    *    *

રાતનો સમય હતો. લગભગ બારનો અમલ થયો હતો. ગ્લેનદેલ કેસલ ઉપર શાંત ચુપકીદી રાજ્ય ચલાવી રહી હતી. તે આખું મકાન નિદ્રા દેવીને વશ થઇ ગયું હતું. તે આખાં મકાનમાં માત્ર વેરીનાજ જાગતી હતી. તે પોતાની માવતરના ખાનગી ઓરડામાં કમાનવાલી કબાટ સાથે માથું ઝીકતી ધુંટણીએ પડેલી હતી. તેણીએ તે કબાટ ખોલવાને ઘણુંબી ફાંફાં માર્યાં, પણ તે તેને શરણ થઇ નહિ. તે બાતુ મેહનત અને થાકથી પરસેવે ગરકાવ થઇ ગઇ હતી, તોપણ હીલદાને લાખોની દોલતની માલેક બનાવનારૂં વીલ શોધી કહાડવાને અને તેને ઢગઢગતા અંગારમાં જળતું જોવાને તે પાછી હઠી નહિ.

એક બીજો વધુ કલાક તેણીએ પોતાનાં કામ પાછળ રોકયો, એટલે તેણીની ફતેહ થઇ. કબાટ તેણીને શરણ થઇ. તે ઉંઘડી ગઇ. વીલ તેણીની નજરે પડયુ. તે તેણીએ પોતાના હાથમાં લીધું, અને તે તેણીએ શરૂઆતથી તે આખર સુધી ધડકતી છાતી, જલતાં જીગર અને તપતાં મગજ સાથે વાંચ્યું.

વેરીના વારગ્રેવ આ પ્રમાણે રોકાયલી હતી ત્યારે એક મર્દ તેણીની માદરના સુવાના ઓરડામાં બેહદ ઉસકરાયલી હાલતમાં ઉભેલો હતો. તેના હાથમાં એક ધારદાર ઝગઝગતું ખંજર પકડેલું હતું. તે મર્દના ડોળા બળતી મસાલની માફક ચકચકી રહયા હતા. તે આખા ઓરડામાં ફરી વળ્યો તે ઉપરથી માલમ પડતું હતું કે તે તે મકાનમાં કાંઇ ચોરી યા લુટફાટની મકસદથી દાખલ થયો હતો નહિ. તે ધાડા સાદે પોતાનાં મન સાથે બોલ્યોઃ—

"પેલી ઓરત, અજબ છે કે બિછાના ઉપર આરામથી પોઢેલી નથી. તે કોણ જાણે કયાં ગઇછ? બિછાનું સહેજબી ખોરાયલું માલમ પડતું નથી."

આટલું બોલી તે મર્દ ગુસ્સાની અગનીથી તપતાં જીગર સાથે લેડી વારગ્રેવનાં બિછાના સામે એક ખુરસી ઉપર ફસડાઇ પડી.

"ખુની, જલ્લાદ!" તે શખ્સ વધુ ગુસ્સાથી બબડયો, "મુજી, પાજી ઓરત! હું તારેથી એક વાર નહિ, પણ સેંકડો વાર ઠગાયો, પણ હવે હું કદી પણ તારી ઢોંગી કાકલુદી આગળ નમી જવાનો નથી. હવે મારો કીનો તારી ઉપર નહિ લેઉં તો મારી ઉપર ધુળ પડી!"

તે થોડીક મીનીટની ચુપકીદી પછી દાંત્યાં પીસી વધુ બોલ્યો, "ઓરત! દગાખોર ઓરત! તુજપર લ્યાનત! સદ હજાર લ્યાનત! હું તારી શેતાની ખુબસુરતીથી નાહક અંજાઇ ગયો. મેં તને તારાં આગલાં પાપોથી પસ્તાવો કરતાં સાભળી પણ તે વખતે મારા કાનો ફુટી ગયા હતા, મે તને સાચ્ચી માની લીધી, હું તારેથી સજડ બની ગયો; પણ હવે બસ ખલાસ! હવે ઓરત, તારો ને મારો નાશ બાકી રહયોછ. હું તારા ઢોંગસોગ અને પદ ફરેબ સાંભળતા થાકી ગયોછ."

એ વેળાએ તેણે સુંદર રાચરચીલાંથી સણગારેલા તે ઓરડામાં મોટી ઘડીયાળમાં એકનો તકોરો પડતાં સાંભળ્યો. આ ટોકા સાથેજ કોઇનાં નાજુક પગલાં પોતાની તરફ આવતાં સાંભળી તે ચોંકયો. તેણે ખાત્રીથી માન્યું કે તે લેડી વારગ્રેવજ હતી, જેણીની તે કાગને ડોલે રાહ જોતો હતો. તુરતજ તે બતી ધીમી કરી ઉંચા દમે અને ખંજરવાલો હાથ ઉંચો કરી તે છુપાઇ ગયો.

વેરીના પોતાના હાથમાં આઇઝેક વારગ્રેવનાં વીલ સાથે ઓરડામાં દાખલ થઇ. ધીમી બળતી બતીથી તે ચોંકી. એકદમ તે ઓરડામાંની બતી કેમ ધીમી પડી ગઇ હશે તે તે શમજી શકી નહિ. તે ગમે એટલી હીમ્મતવાન હતી, છતાં ચોંકી. ધાસ્તીનું એક સખ્ત લખલખું તેણીનાં બદનમાંથી પસાર થઇ ગયું પણ બીજીજ પળે તે ખુબસુરત બાનુ હીમ્મતથી આગળ વધી અને જેવી તેણીની પીઠ ફરી કે પાછળથી પેલા છુપાયલા શખ્સે પોતાના હાથમાંનાં ખંજરનો ધાહ એવો સાબુત કીધો કે તે કમબખ્ત ઓરત કાનના બહેર ફાડી નાખે એવી ચીચયારી પાડી જમીનદોસ્ત થઇ પડી. અછાડ પછાડ કરતાં ખુનીના ભોગની અને ખુનીની નજર એક થઇ.

"કોણ! મારો ખુની મારો પીદર મેરીયો કોરદીયાની!" વેરીના મસ્તી વેળાની તાણ તોડથી જેમ તેમ લથડતી જબાને પોતાના પીદરને ઓળખી દુઃખની અસહય લાગણી વચે પોકારી ઉઠી.

પેલો શખ્સ જે લેડી વારગ્રેવનો ખાવીંદ હતો તે પોતાનાં ખંજરના ભોગનો ચેહરો જોતાંજ મોત જેવો ફીકકો પડી ગયો. તેણે સ્વપને પણ વકી રાખી હતી કે નાહ કે તે ઓરત તેની પરણેતર નહિ, પણ તેની પોતાની બેટી હતી, જેણીને તે પોતાના જાનથી જયાદા ચાહતાં શીખ્યો હતો. પોતાની પ્યારી બેટીને પોતાનાં ખંજરનો ભોગ થઇ પડેલી જોતાંજ મેરીયો કોરદીયાની ગમે તેટલો ધાતકી છતાં રડી પડયો. તે પોતાની બેટીનાં મોહડાં ઉપર વિલાપ કરતો પડયો પણ વેરીના તેનો વિલાપ સાભળવાને બિલકુલ અશકત હતી. તેણીના દમનું પંખેરૂં તેણીનાં તનનાં પિંજરાંમાથી કયારનું ઉડી ગયુ હતું.

મેરીયો માથું મોહડું કુટી પોતાની પ્યારી બેટીની લાસ ત્યાંજ પડતી મેલી પકડાઇ આવવાની ધાસ્તીથી નાહશી ગયો. એમ કરવા સિવાય તેની પાસે બીજો ઇલાજ હતો નહિ.

તે પોતાની બેટીનાં મોતથી એટલો બધો આંધળો બની ગયો હતો કે વેરીનાની લાસ આગળ આઇઝેક વારગ્રેવનું વીલ—જે સઘળી ખરાબીનું મુળ હતું તેમ પડેલું હોવા છતાં તે ઉપર તેની નજર પડી નહિ.

## પ્રકરણ ૪૧ મું.

---

જયારે સર સીદનીનાં મકાન ગ્લેનદેલ કેસલમાં આફત અને લોહીની રેળ ચાલી રહી હતી ત્યારે લેડી ગ્લેનદેલનાં ગરીબડાં મકાનમાં ખુશી ખુશાલીનું રાજય ચાલી રહયુ હતું. મરહુમ લોર્ડ ગ્લેનદેલનો વારસ જે ગ્લેનદેલ

કેસલમાંથી ભેદ ભરેલી રીતે ગુમ થયો હતો તે દરીયામાં ડુબતો લંડનની નજદીકનાં એક પરાંમાં એક ખેડુતને હાથ લાગ્યો હતો, જેને ખેડુતે મોટો કરી સીરીલ હરબર્ત નામ રાખ્યું હતુ. તેણે પાછળથી હીલદાની મોહબત જીતી લીધેલી આપણે જોઇ છે. સીરીલ હરબર્ત જોકે એક ખેડુતને આશ્રે ઉછર્યો હતો તોપણુ તેને ઘણીક મુસાફરીઓ કરવાની તક મલી હતી. ખેડુતે પોતાની પાસેની દોલતનો ઉપયોગ સીરીલને ઉચું જ્ઞાન અને ઉચો અનુભવ આપવામાં કીધો હતો. મુસાફરી દરમ્યાન સીરીલને વેરીના સાથે ઓળખ થવા પામી હતી. એ વળાએ વેરીના તે જવાનને કેટલી બધી હદ સુધી ચાહતાં શીખી હતી તે આપણે આગલા સપ્રાઓઓમાં જોઇ ગયા છીએ. લંડનમાં બનેની મોલાકાત થતાં વેરીનાએ મકકમ ઠરાવ કરી રાખ્યો હતો કે પરણુવું તો એજ જવાન સાથે, નહિ તો કુંવારીજ જીંદગીમાં આ ફાની જેહાન છોડવી અને તેજ પ્રમાણે આપણે ગયાં પ્રકરણમાં તેણીને પોતાના પીદરનાં ખુની ખંજરનો ભોગ બની આ ફાની જેહાન છોડી જતી જોઇ છે.

આ વેળાએ તેણીની આગળ તેણીના પીદર સિવાય કોઇ પણ હાજર હતું નહિ. તેણીની માદર પોતાના ખાવિંદ સાથે પોલીસ ચોકીમાં હતી. તેમને વેરીનાની ગેરહાજરી દરમ્યાન પોલીસના મજબુત પોહરા હેઠળ લઈ જવાની વીગત આપણે આગળ વાચી ગયા છીએ.

પ્રિય વાંચનાર, આપણને આ વાર્તામાં હવે થોડુજ જાણવાનું છે. વેરીના વારએવનું ખુન થવાની ખબર બોલ બોલતાંમા બીજી સહવારે આખાં લંડનમાં ફેલાઇ ગઇ. આ ખબર સાંભળતાં વેરીનાને ઓળખનારાંઓનાં આંસુ સુકાયાં નહિ. જોકે તે ઓરત ઘણી મગરૂર અને તુમાખી હતી પણ પોતાની સાથે સંબંધમાં આવનારાઓ સાથે ઘણી મલતાવડી હતી, તે રડતાને હસાવતી હતી; તેના આતશી જુસ્સા સિવાય તેનામાં બીજી ખામી કે એબ હતી નહિ. તે જો અદેખી બની હોય તો માત્ર હીલદાજ તરફ. બાકી બીજી ઓરતો ઉપર જીવ પ્રાણ કાઢી આપે એવી તે ઓરત હતી. તેણીની પ્રકૃતીમાં મોટો બિગાડો થયો હોય તો તે તેણીની છકેલ માતાને લીધે હતો. આથી તેણીનાં થયલાં ખુનથી સ્વભાવીક રીતે આખાં લંડનમાં દલગીરી ફેલાવા પામવા સાથે સર અને લેડી સીદની તરફ લોકોની દિલસોજીનો પાર રહયો નહિ. સર સીદનીના માથાં ઉપર ખુન જેવો ગંભીર આરોપ લટકતો હતો તેજ સમય તેણીની બેટીનુ ખુન થવાનો બનાવ બહુજ દયાજનક થઇ પડયો. તેણીની લાસને નમન કરવાને સર સીદનીને માજીસ્ત્રેટે હુકમ આપવાની સાફ ના પાડી હતી જેથી લેદી વારએવ એકલી ખુનની ખબર પડતાંજ ગ્લેનદેલ કેસ-લમાં દોડી ગઇ હતી, જયાં પોતાની પ્યારી ખુબસુરત બેટીની લાસ લાઇલાજ પડેલી જોઇ તે મગરૂર ઓરત ફાટી ગઇ. વેરીનાની લાસ દફન કરવા માટે લઇ જતી વેળા તે કમબખ્ત માદર ભેજાંની તાવથી પીડાતી હોવાથી તે બિલ કુલ ભાન વિનાની બની ગઇ હતી, તે એટલી હદ સુધી કે તબીબોએ ધાસ્તી બતાવી હતી કે લેડી વારએવની જીંદગી મોટા જોખમમાં હતી. તબીબોએ વધુ અભીપ્રાય આપ્યો હતો કે અગરજો તેણીની જીદગી બચવા પામશે તો

તે હંમેશની દીવાની બની જશે.

ગ્લેનદેલ કેસલ ઉપરની આવી રીતની અનેક આફતોથી આખાં લંડનમાં એ કમબખ્ત કુટુંબ તરફ બેહદ લાગણી ઉસકેરાઇ હતી, જેમાં સીરીલ હરબર્ટનો ગમ પાર વિનાનો હતો. હીલદા પણ થોડી દલગીર હતી નહી. તેણીએ વેરીના સાથે ઘણાક દીવસો પસાર કીધેલા હોવાથી તે તેણીને ચાહતાં શીખી હતી.

ચાર દિવસ સુધી લેડી વારગ્રેવ ભેજાંની તાવથી પીડાતી રહી. પાંચમે દિવસે તે અભાગની ઓરત પોતાની કરણીનો જવાબ આપવા આ જેહાન છોડી ગઇ.

એજ દિવસે સર સીદની ઉપર વકીલ રોબર્તનું ખુન કરવાનો અપરાધ સાબેત થયો, તેમજ સ્નાર્ક વકીલનુ ખુન કરવામાં તેનોજ હાથ હતો એમ કોર્ટે ઠેરવ્યું અને કોર્ટે ઘણાજ લંબાણ ચુકાદા પછી સર સીદનીને ફાંસીની સજા કીધી.

પણ આવા જાલમ મોતે મરવાની તેની સરજત હતી નહિ. તેને મોતની સજા થવાના દિવસેજ પોતાની પરણેતર ખોહવાની ખબર મલી. ચાર દિવસના અંતરે બેટી અને ઓરત ખોહવાના ગમ કરતા તેને ઝાઝો ગમ તેને થયલી ફાસીની સજા માટે હતો તેને એવા ઘાતકી મોતે મરવા ગમતું હતું નહિ. ફાંસીની સજા અમલમાં મેલવાના એક દિવસ આગમજ તે બંદીખાનાની અંધારી કોટડીમાં એકાએક મુવેલો માલમ પડી આવ્યો. તેની લાસ આગળ પોતાનાં આગલાં પાપી કર્મનો તમામ એકરાર પડેલો હતો, જેમાં સર સીદની એ અવ્વલથી તે આખેર સુધીની તમામ કેફીયત સમાવેલી હતી અને છેવટે હીલદાને ગ્લેનદેલ કેસલની વારસ તરીકે જાહેર કીધી હતી. વળી આર્ઇઝેક વારગ્રેનું વીલ જે પોલીસે વેરીનાની લાસ આગલથી પોતાના કબ્જામાં લીધુ હતું તે હીલદાને તમામ દોલતની હકદાર બનાવવાને પુરતું હતું.

સીદનીનું એકરારનામું, જ્યારે તેની લાસ ઉપર ભરાયલી જુરી સનમુખ આખું વાંચી સંભળાવવામાં આવ્યું ત્યારે તે બોલ બોલતાંમાં આખાં લંડન શેહરમાં ફેલાઇ ગયું, અને એકાદ બે દીવસમાં તો હીલદાને મુબારકબાદીના ઢગલાબંધ કાગળો મળવા પામ્યાં.

હીલદાનો ગમ પાર વિનાનો હતો. તે સર સીદનીના ભાઇની બેટી હતી. એ બીના જાહેરમાં આવવાથી તે જેટલી પોતાના કાકા, કાકી અને તેમની બેટી વેરીનાનાં સંતાપજનક મોતથી દલગીર થઇ તેટલીજ તે પોતાનું ગુમ થયલું નામ નિશાન બાહેર અજવાળાંમાં આવવાથી ખુશ થઇ. તે બાનુ લેડી ગ્લેનદેલ તરીકે પોતાની જીંદગીના ભેદનો પરદો ખુલ્લો થયલો જેવાની ઇંતેજારીમાં રીબતી હતી તેજ વેળાએ સર સીદનીએ તે ખુલ્લો કરી નાખવાથી તેણીની ખુશાલીનો પાર રહયો નહિ.

વળી આ ખુશાલી જાણે અધુરી હોય;તેમ તેણીની દાસી જે તેણીની સાથે દરીયામાં ઘસડાતી લોકોને હાથ લાગી હતી અને જેણીએ પોતાની શુધ્ધ

ક્ષુબ્ધ ખોઈ દીધી હતી તે લેડી ગ્લેનદેલ અને હીલદાની મહેરબાનીથી અને તબીબોની ચાંપતી દેખરેખથી પોતાનું ભેજું પાછું અસલી હાલતમાં મેળવવા શક્તીવાન થઇ હતી. આ ઓરતે સીદની વારગ્રેવનો અધુરો ખુલાસો જાહેરમાં મેલ્યો અને આવી રીતે હીલદા પોતાનાં ખરાં રૂપમાં બાહેર આવવા પામી.

સીરીલ હરબર્ટ ઉર્ફે લોર્ડ ગ્લેનદેલ અને હીલદા જેઓ બંને દરીયામાં તરતાં હાથ લાગ્યાં હતાં, તેઓ બનેની નિશાન હાથ લાગવાથી ગ્લેનદેલ કેસલમાં મોટી ખુશાલી પંથરાઈ રહી હતી, પણ તેમની વધુ ખુશાલી તેમનાં લગ્નના નજદીક આવતા દિવસ માટે હતી.

હીલદા પોતાના કાકાનાં મોત ઉપર થોડો ગાળો પસાર થવા વગર લગનના ગાંઠથી જોડાવા બીલકુલ રાજી હતી નહિ.

પણ અંતે તે દિવસબી આવ્યો અને આ જોડાંનાં લગન ઘણી ધામ ધુમથી થયાં.

આખાં લંડનની ખુબસુરતીઓ, અમીર ઉમરાવો અને સાહેબે દોલત ગ્રહસ્થોએ લોર્ડ ગ્લેનદેલ અને હીલદાનાં લગનમાં ઘણી ઉલટથી ભાગ લીધો હતો. વકીલ સ્નાર્કના બેટા બેનજામીને હીલદાને તેણીના લગનના દીવસે પોતાની દોલતનો અરધો ભાગ બક્ષેસ કરી દીધો હતો, એ બીના જ્યારે બાહેર આવી ત્યારે લંડનવાસીઓની અજાયબી તેમજ ખુશાલીનો પાર રહયો નહી.

લગન પછી બીજેજ દીવસે આ જોડું હનીમુન ગુજારવા દુનીયાઇ સફરે ઉતરી પડયું.

લોર્ડ ગ્લનદેલની માતાની ઉમેદ ફલી. પણ તેણીને મોટો ગમ એટલોજ હતો કે પોતાના બેટાને જીવતો અને પરણતો જોવાને તેણીનો ઉમરાવ દીલનો ખાવીંદ હયાત હતો નહિ.

પ્રિય વાંચનાર, હવે આ વાર્તા વધુ લંબાવાની જરૂર નથી. આપણી આ વાર્તામાં અગત્યનો ભાગ ભજી બતાવનારાઓનો ફેજ–બુરો યા ભલો—આપણે જોઇ લીધો છે. ફક્ત એકજ આસામી બાકી રહયો છે, જે મેફર્દ કોરદીયાની છે. તે ઇટાલીયન પોતાના હાથે પોતાની બેટીનુ ખુન થયલું જાણી દીવાનો બની ગયો. પોલીસને તેને સરકારી દીવાનશાળામાં નાખવો પડયો, જેમાં તે પોતાની બાકીની જીંદગી પુરી કરતો હતો અને આવી રીતે સર સીદની વારગરેવ અને મેફર્દ કોરદીયાની જેવા બદમાશોનો આ ધરતી ઉપરથી અંત આવવા પામ્યો હતો. તેઓએ શરૂઆતમાં ફતેહ મેળવી હતી પણ આખરે તેઓની હાર થઇ હતી. કુદરતની કરામત એવીજ હોય છે. શરૂઆતમાં કુદરતનો ખેલ જાણવા વગર બદમાશો હસે છે, પણ આખરે તેમને પોતાનાજ જાળમાં ફસેલા જોઇ કુદરત હસે છે.

**સમાપ્ત.**

# પ્રભાત

હિન્દનુ ગુજરાતી ઇંગ્રેજી ચિત્ર યુકત

**આગેવાન માસીક**

જે દર મહીને બહાર પડેછે—બએ ચાલુ રસીલી વાર્તાઓ, તાહુકા—તુચકાઓ
સુંદર કવિતાઓ, હુન્નરને લગતા દીલપસદ ચિત્રો ને
બીજા તરેહવાર કીસમના લખાણો.

**"બાનુઓનો બાગ" અને "બાળકોને બરનું"**

**જરૂર વાંચજો**

**"ગુથણ કળા"ની ખાસ આર્ટીકલો ચિત્રો સાથે**
**નીતી—નસીઅતના સખુનો ઇતિહાસ—ધર્મ—ફીલસુફીની જુદી જુદી**
**બાબદો ઉપર ચુનંદા લેખકોના વાંચવા—વંચાવવા લાયક લેખો**

**પ્રભાતમાં**

**દર મહીને નીયમિત પ્રકટ થાય છે. વારસિક લવાજમ**
**હિન્દુસ્થાનમાં માત્ર રૂ. ૩ાા હિન્દુસ્થાનની બાહેર રૂ. ૪ાા.**

**છુટક નકલ આના ૬.**

**જલદીથી નામ નોંધાવો દર વરસનો અંક સપટેમબરથી શરૂ થાય છે.**

**એન. બરજોરની કું૦.**

રબર સટેપ બનાવનારા, પીતળના સિલો, સીપાઇના પટા વગેરે બનાવનારા,
કાનતા બીલડીગ, કાળબાદેવી—મુંબઇ. ન ૦ ૨

---

## "તેહમીનું તકદીર."

આ વારતા જુના અને જાણીતા લેખક મી૦ રૂમતમજી હોરમસજી મીસ્ત્રીની અનુભવી અને કસાયલી કલમથી લખાયલી છે જેઓએ એમના આગલા વખણાયલા અનેક પુસતકો જેવા કે દુશમન દારાબ, લીકોક, સપલની સુના, ખાનદાની ખુની, જમશેદની જેહેમતો, ચુમીની મોહકાણ વીગેરે વીગેરે વાચયા હશે તેઓએ આ ચોપડી પણ જરૂર વાચવી આ વારતાનુ એકેએક પ્રકરણ વાચવા અને બોધ લેવા જોગ છે. આ વારતા વાંચતા જાણે ખરા બનાવો બનયા હોય તેમ લાગેછે. એકવાર હાથમા લીધી તો આ ચોપડી પુરી કરયા વીના મુકી દેવા ગમશે નહી પોતાની પરણેતરની દરકાર ન કરતા બીજી રૂપાળી બાયડી ઉપર સેહેજ પણ ધયાન આપતા સસાર કેવો, કેવી રીતે અને કેટલી હદ સુધી બગડે છે, તેનો આબેહુબ ચીતાર દરેક જણને વાંચવા લાયક છે એક બદમાશ સ્ત્રી વેર લેવાનો ઠરાવ કરે તો તે કેટલી હદ સુધી નુકશાન કરી શકે છે તેનો કરૂણારસીક હેવાલ આ ચોપડી વાચનારનુ મન રોકી રાખે છે. તકદીરમા જે બનવાનુ હોય છે તેને ગમે એવી તદબીર છતા ફેરવી શકાતુ નથી તેનો રમીલો હેવાલ વાંચવો હોય તો આ પુસતક જરૂર વાંચજો.

**કીંમત રૂપીઆ ૨.**

---

## એન. બરજોરની કું૦

**કાન્તા બીલડીંગ, કાલબાદેવી રોડ, મુબઇ ન ૨.**

## બે તથા ત્રણ અક્ષરના મોનોગ્રામો.

સુંદર સેલ્ફ ઇંકીંગ પેડ સાથના દાબડામાં

કોઈબી બે કે ત્રણ અક્ષરો મળશે

**ઉઘાડો બાક્સ.** **મોનોગ્રામો.** **બંધ બાક્સ.**



મોનોગ્રામો સુંદર વાળવાના હેનડલ સાથના નીકલ સીલવર પ્લેતની ઉપર રબરથી કોતરેલા છે અને તે સુંદર સેલ્ફ ઇંકીંગ પેડ સાથના દાબડામાં મુકેલા છે જે ગજવામાં ઘણી સહેલાઈથી થોડી જગામાં રહે છે તથા જ્યારે જોઇએ ત્યારે તૈયાર રહે છે જુદી સાહીની બાતલી રાખવાની ગરજ રહેતી નથી. વળી એજ મોનોગ્રામથી જો અમારે ત્યાં મળતી વેલાતી કપડાપર નામ પાડવાના સાહીના સામગ્રીવાળા બાકસ ( કીમત રૂ ૦ા જુદી ) થી કપડાપર નામ પાડયા હોય તો તે કદી નીકળી જતા નથી ઉપલા મોનોગ્રામોથી રબર સ્ટેમ્પની સાહીથી ચોપડી, નોટપેપર, કવરો વગેરે ઉપર મજાહના નામો પડે છે.

**બે અક્ષરનો મોનોગ્રામ છ આના; ત્રણ અક્ષરનો મોનોગ્રામ રૂ. ૧)**

## બે તથા ત્રણ અક્ષરના મોનોગ્રામના પીતલના સીલો.

સુંદર ડીઝાઈનના પીતલના ચોકઠાવાળા સુંદર પાલીસ કીધેલા લાકડાના હાથાના કોઈબી બે કે ત્રણ અક્ષરોના મળશે

એ સીલોથી લાખવતી પારસલો ઉપર, કાગળો ઉપર ઘણા સુંદર નામો પડે છે તથા પારસલોને મજાહની સીલો થાય છે તથા ખુલ્લા હરફો દેખાય છે.



**બે અક્ષરના પીતલના સીલોનો રૂ. ૧)**

**ત્રણ અક્ષરના સીલોનો રૂ. ૨ા.**

ધી ન. અરજરની કાં
કાન્તા બીલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ નં. ૨.

## એન. બરજોરજીની કું૦ ના ૧૨ ઈંચના વાળવાના પોકેટફુટ રૂલસ.

**સ્કુલના છોકરાઓને, રીટરોને, ઇજનેરોને ઘણાજ કામના.**

**$\frac{1}{16}$ ઈંચના અંદર વહેંચી નાખેલા છે તથા મીતરીક સ્કેલમા આપેલું છે.**




ગોલ મજાહના ખુણા હોય છે જેથી ગજવા જરાબી ફાગતા નથી. માપમા તદન બરોબર વરસો સુધી ચાલશે

ફુટને વાલવામા આવવાથી બરોબર આટલા નાલ્લા જેવા ગજવામા ઘણી સહેલાઇથી રહે છે.

બેહદ સસતા, બીજી બાજુ સુદર રીતે જુદા જુદા રગમા છાપેલી છે.

**કીમત ફક્ત એક આનો, પોસ્ટેજ અરધો આનો.**

**એન. બરજોરજીની કું૦**
**કાન્તા બીલડીગ, કાલબાદેવી રોડ, મુંબઇ નં ૨.**

# વાંચવા લાયક પુસ્તકો.



| | રૂ આ. પૈ |
|---|---|
| મંચી મકારો............ | ૧-૮-૦ |
| રઉનક મહાલ........... | ૧-૮-૦ |
| હસીના .... .............. | ૧-૮-૦ |
| જગતનો કાંસો.......... | ૨-૦-૦ |
| સીતમગર................ | ૨-૦-૦ |
| સીપાઇ બચાની સજની | ૧-૮-૦ |
| નશીઅતે બાગ...... .... | ૧-૦-૦ |
| જયોતીશ વીદયા........ | ૩-૦-૦ |
| હોમલીબાઇની વાએજ | ૧-૧૨-૦ |
| તેહમીનું તકદીર........ | ૨-૦-૦ |
| વદ્ધમાન પંચાંગ....... | ૨-૮-૦ |
| ગુલબાનુ ................ | ૦-૧૨-૦ |
| અરેબીઅન તેલ્સ ભા.૧. | ૩-૦-૦ |
| ,, ,, ભા.૨. | ૩-૦-૦ |
| યુનીવરસીતી કેલેનડર | ૩-૦-૦ |
| ગેવ ગોસસ્પ............. | ૧-૮-૦ |
| ગુલામી બજાર........... | ૧-૮-૦ |
| જાપાનીસ ભાષાનો ભોમીઓ............ | ૧-૦-૦ |
| મોહબતી બજાર........ | ૧-૮-૦ |
| સોનારણુ ................ | ૧-૮-૦ |
| તડકામાં વાદળી ........ | ૨-૮-૦ |
| ગુલદસતે રમુજ........ | ૨-૮-૦ |
| જમશેદની જેહમતો.... | ૧-૮-૦ |
| કુદરતનો કહેર......... | ૨-૦-૦ |
| ખાનદાની ખુની........ | ૧-૮-૦ |
| કોરોનેશન મયુઝીક ગાઇડ | ૧-૮-૦ |
| ભવિષ્યફળ ............. | ૦-૨-૦ |
| The Zoroastrian Law of Purity ... | 0-8-0 |
| પેતે બોલું પંચી બે ભાગ | ૧-૦-૦ |
| ચુસકી વારતાઓ....... | ૦-૮-૦ |
| પતેતીનીહમાઝોર........ | ૦-૪-૦ |
| દાદાભાઇ નવરોજી....... | ૦-૪-૦ |
| ભણેલો ભીખો............ | ૦-૩-૦ |
| આફીફોનની ગડબડ . . | ૦-૨-૦ |
| ઉકરજી ઉતાવળીઆ..... | ૦-૨-૦ |

## એન. બરજોરની કુંο

રબર સ્ટેમ્પ, સીલો, સીપાઇના પટા, વગેરે બનાવનારા

તથા કમીશન એજન્ટસ,

કાન્તા બીલડીંગ, કાલબાદેવી રોડ, મુંબઇ નં. ૨.

ચેરાગ પ્રેસ, કોટ, મુંબઇ.